# દગાબાજ દુનિયા.

( રસિક નવલકથા ).

પ્રયોજક,

વ્રજલાલ જાદવજી ઠક્કર.

માંડવીની પોળ—અમદાવાદ.

"अहमिह स्थितवत्यपि तावकी
त्वमपि तत्र वसन्नपि मामकः ।
न तनुसंगम एव सुसंगमो
हृदयंगम एव सुसंगमः ॥"

પ્રકાશક,

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ,

ત્રણ દરવાજા—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૩. સને ૧૯૧૬.

મૂલ્ય રૂ. ૧—૮—૦

# પ્રસ્તાવના.



આ નવલકથા એક વર્ષ ઉપર વઢવાણથી પ્રસિદ્ધ થતા સાપ્તાહિક પત્ર ‘ઇન્ડિયન લૅાયલિસ્ટ’માં “**કપટીઓનું કારસ્થાન** યાને **દગાબાજ દુનિયા**”ના નામથી પ્રકટ થઇ હતી. એ સમયે આ આ નવલકથા ટૂંક સમયમાંજ પુસ્તકાકારમાં પ્રસિદ્ધ થશે એવી આશા નહોતી; પરંતુ કેટલાક સ્નેહીઓના તેમજ પ્રિય વાંચકબંધુઓના આગ્રહથી આ નવલકથાને પુસ્તકાકારમાં પ્રસિદ્ધ કરવાનો હક્ક મ્હેં અત્રેના સુપ્રસિદ્ધ ગ્રંથવિક્રેતા અને પ્રકાશક મહાદેવ રામચંદ્રની દુકાનનો વહિવટ કરતા શ્રીયુત ગોવિંદ મહાદેવ રામચંદ્રને વેચાણ આપ્યો છે, અને તેમના તરફથી આ નવલકથા આવા સુંદર સ્વરૂપમાં પુસ્તકાકારમાં પ્રસિદ્ધ થાય છે. એ માટે હું તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

નવલકથા વાંચતાં વાંચતાં જ વાંચકની જીજ્ઞાસાવૃત્તિ અંતપર્યંત કાયમ રહે છે તોજ નવલકથાના વાંચકને વિશેષ આનંદ થાય છે; પરંતુ એ જીજ્ઞાસાવૃત્તિ સંભવિત બનાવો વર્ણવીને કાયમ રાખવી જોઇએ—ગપ્પાષ્ટકો હાંકીને નહિ. આ નવલકથામાં પણ સંભવિત બનાવો વર્ણવીનેજ વાંચક બંધુઓની જીજ્ઞાસાવૃત્તિ કાયમ રહે એ માટે પૂરતું લક્ષ્ય આપવામાં આવ્યું છે; પરંતુ એ કાર્યમાં હું પૂરતો ફત્તેહમંદ થયો છું કે કેમ તેનો ન્યાય યા તો વિચાર કરવાનું કામ સુજ્ઞ વાંચકો તેમજ અવલોકનકારોનું છે.

ગુજરાતમાં બનેલા એક ખરા બનાવને અનુસરી, તેમજ શ્રીયુત પ્રભાતકુમાર બૅરિસ્ટરના એક પુસ્તકનો કેટલોક આધાર લઇ આ પુસ્તકની વસ્તુસંકલનાની યોજના કરવામાં આવી છે; તેથી શ્રીયુત પ્રભાતકુમાર બૅરિસ્ટરનો પણ આ સ્થાને હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

કોઇ પણ કાર્ય દોષશૂન્ય હોતું નથી; તે પ્રમાણે આ નવલકથામાં પણ કેટલાક દોષો હશે; તો દોષો તરફ દુર્લક્ષ્ય કરી ગુણને ગ્રહણ કરવાની પ્રાર્થના છે.

માંડવીની પોળમાં સુરદાસ શેઠની પોળ } લી.
સાહિત્ય-સેવક.
અમદાવાદ. તા૦ ૧૬—૧૦—૧૬ } **વ્રજલાલ જાદવજી ઠક્કર.**

અમારી દુકાને વેચાતી

## રા. વ્રજલાલ જા, ઠકકરકૃત નવલકથાઓ.

| | | |
|---|---|---|
| ૧ | પ્રેમની પ્રતિજ્ઞા. | ૦—૩—૦ |
| ૨ | નિર્ભાગી કુસુમ. | ૦—૪—૦ |
| ૩ | ચિત્તોડપર ચ્હડાઇ. | ૦—૧૨—૦ |
| ૪ | ગૃહિણી કે દેવી. | ૦—૧૨—૦ |
| ૫ | સમાજ. | ૧—૦—૦ |
| ૬ | નવીન સંન્યાસી. | ૦—૮—૦ |
| ૭ | વાર્ત્તાવિહાર. | ૦—૧૨—૦ |
| ૮ | ગુલસાના. | ૧—૦—૦ |
| ૯ | અકબર રાજ રહસ્ય ભાગ ૧ લો. | ૧—૪—૦ |
| ૧૦ | ,, ભાગ ૨ જો. | ૧—૪—૦ |
| ૧૧ | રાજનન્દિની. | ૧—૪—૦ |
| ૧૨ | દગાબાજ દુનિયા. (સચિત્ર) | ૧—૮—૦ |
| ૧૩ | શાન્તિલતા (છપાય છે.) (સચિત્ર) | ૨—૦—૦ |
| ૧૪ | અન્નપૂર્ણાનું મંદિર (છપાય છે.) | ૦—૧૨—૦ |
| ૧૫ | પિશાચિની કે પ્રેમદા ? (છપાય છે) | ૧—૪—૦ |

મળવાનું ઠેકાણું:—

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

બુકસેલર ઍન્ડ પબ્લીશર.

ત્રણ દરવાજા—અમદાવાદ.

# અનુક્રમણિકા.

# અર્પણ-પત્રિકા.

શ્રીમાન્ માન્યવર પરમ સ્નેહી

ઠક્કુર નારાયણદાસ વિસનજી ચતુર્ભુજ.

મુ૦ પોરબંદર.

આપના તરફથી થતી સતત સાહિત્ય-સેવા અને મ્હારા પ્રત્યેના આપના અપૂર્વ બંધુભાવને વશ થઈ આ નવલકથા હું આપને અર્પણ કરી કૃતાર્થ થઉં છું. જગન્નિયંતા નારાયણ આપણા ઉભયના એક બીજા પ્રત્યેના સ્નેહને દિનપ્રતિદિન વૃદ્ધિંગત કરો.

લી૦

નિરંતર સ્નેહાધીન

વ્રજલાલ જાદવજી ઠક્કર.

# દગાબાજ દુનિયા.

## પ્રકરણ ૧ લું.

### પત્નીને તેડી લાવવા માટે પ્રયાણ.

" સ્થાયી ક્યાંએ સુખ નવ મળે, સ્થાયી આશા ન ક્યાંએ,
રે સંધ્યાની સુરખીવત સૌ, સ્નેહના રંગ ભાસે.
ને આશામાં મધુર સુખ, તે તૃપ્તિમાં કેમ છે ના ?
રે! તોયે સૌ હૃદય ધરતા, તૃપ્તિની કેમ આશા ? "

—કલાપી.

કૃષ્ણલાલ બાલારોડનો ડેપ્યુટી સ્ટેશન માસ્તર હતો. તે વડોદરા પ્રાંતમાં આવેલા છાણી ગામનો રહેવાસી હતો. તેની ઉમ્મર લગભગ અઠ્ઠાવીસ વર્ષની હોઇ શરીરે શ્યામ પરંતુ તેજસ્વી હતો. સ્કૂલ ફાઇનલની પરીક્ષા પસાર કરી તે રેલ્વે ખાતામાં નોકરી પર જોડાયો હતો. તેને માસિક વીસ રૂપિયા પગાર મળતો હતો, તથા બીજે ચોથે બે ચાર આના ચ્હા પાનના પણ મળતા હતા !

કૃષ્ણલાલના પિતા ઘણા કાળથી સ્વર્ગસ્થ થયા હતા. પિતાનું મૃત્યુ થયા પછી બે વર્ષને અંતરે તેનો ન્હાનો ભાઇ પણ સ્વર્ગસ્થ થયો હતો. બાલ્યાવસ્થાથીજ કૃષ્ણલાલનું પ્રતિપાલન તેની માતાએ કરેલું હતું. તથા પુત્રનું લગ્ન થયા પછી બે વર્ષ જીવતી રહીને તે પણ આ માયાવી સંસારનાં માયાબંધનોથી મુક્ત થઇ સ્વર્ગે સિધાવી ગઇ હતી.

કૃષ્ણલાલનું સાસરૂં છાણી ગામથી ત્રણ ગાઉ દૂર આવેલા કોયલી ગામમાં હતું.

રેલ્વે ખાતામાં કૃષ્ણલાલ પાંચ વર્ષથી નોકરી કરતો હતો. તેને રહેવાને માટે એક ન્હાની ઓરડી હતી, જે સરકારી જ હતી. સ્ટેશન પરનો એક બ્રાહ્મણ પોર્ટર ગંગાપ્રસાદ, કૃષ્ણલાલને બે વખત રસોઈ બનાવી આપતો હતો, તથા આ કાર્યના બદલામાં તેને માસિક બે રૂપિયા મળતા હતા. દાળ ભાત તથા ખીચડી સિવાય બીજું કાંઇ તેને બનાવતાં આવડતું નહોતું. તેમાં પણ વળી કોઇ દહાડો દાળ બળી જતી તો કોઇ દહાડો શાકમાં મીઠું વધારે પડતું હતું.

કૃષ્ણુલાલની સ્રી લીલાવતીની ઉમર અઢાર ઓગણીસ વર્ષની હતી. કૃષ્ણુલાલના સ્નેહીઓ તેને વારંવાર પત્નીને તેડી લાવવાનું કહેતા હતા, તથા કૃષ્ણુલાલ પણ 'હવે જઇશ ત્યારે તેડી લાવીશ' એવો ઉત્તર આપતો હતો; પરંતુ ખરી વાત એ હતી કે, લીલાવતીની ઇચ્છા વિદેશમાં આવીને રહેવાની નહોતી. બે વર્ષ ઉપર કૃષ્ણુલાલ જ્યારે સાબલીરોડ સ્ટેશનપર હતો ત્યારે તે મહા મુશિબતે એક વખત પત્નીને તેડી લાવ્યો હતો; પરંતુ માત્ર પંદર દિવસમાંજ તેની પત્ની લીલાવતીએ એટલી બધી રડારોળ કરી મૂકી કે, શ્વસુરને તાર કરી બોલાવવા પડયા, અને તેમની સાથે વહુજીને વિદાય કરી દેવાં પડયાં.

છાણી ગામમાં કૃષ્ણુલાલનું જે મકાન હતું, તે મકાનમાં તેનો પિત્રાઇ ભાઈ કુટુંબસહ રહેતો હતો. લીલાવતી ઘણો ખરો કાળ પિયરમાંજ રહેતી હતી. તે કવચિતજ છાણી ગામમાં એક બે દિવસ આવીને રહેતી હતી.

પતિ પત્નીના પ્રેમની વાર્તા કૃષ્ણુલાલ નવલકથાઓમાંજ વાચતો હતો, તથા મિત્રમંડળને મુખે સાંભળતો હતો. તેણે પોતાના જીવનમાં પ્રેમરસનો સ્વાદ ચાખ્યો નહોતો. લગ્ન થયા પછી જ્યારે તે થોડા સમય સુધી ઘેર રહ્યો હતો ત્યારે લીલાવતી બાલ્યાવસ્થામાં હતી. તે સમયે પતિ પત્નીની મુલાકાત કવચિતજ થતી હતી. ત્યાર પછી કૃષ્ણુલાલને નોકરી પર આવવું પડયું હતું. પૂર્વે તેને કેટલોક વખત ઉમેદવારી કરવામાં કાઢવો પડયો હતો.

કૃષ્ણુલાલ પાંચ વર્ષથી રેલ્વે ખાતામાં નોકરી કરતો હતો અને તેથી પ્રત્યેક વર્ષે મહા મુશિબતે બે ત્રણ દિવસની રજા મેળવી ઘેર જઈ આવતો હતો. જ્યારે જ્યારે તેને રજા લેવી પડતી ત્યારે ત્યારે તેને જૂઠો સીક રીપોર્ટ કરવો પડતો હતો. પ્રત્યેક વખતે ઘેર જતી વખતે પત્નીને મળવાને તે ઘણો ઉત્સુક રહેતો હતો; પરંતુ તેની ઉત્સુકતા તેના મનમાંજ સમાઈ રહેતી હતી. જ્યારે તે ઘેરથી નોકરી પર આવવા વિદાય થતો ત્યારે લીલાવતી તેને બે દિવસ વધારે રહેવાનો આગ્રહ કરતી નહિ. 'પાછા ક્યારે પધારશો ?' એવો પ્રશ્ન પૂછતી નહિ; અર્થાત્ લીલાવતીનો પતિ પ્રત્યે એક પ્રકારનો વિરક્ત ભાવ જોવામાં આવતો હતો. વળી કૃષ્ણુલાલ જ્યારે પત્નીને બે ત્રણ પત્રો લખતો ત્યારે તેને ચાર લીટીમાંજ ઉત્તર મળતો હતો; પરંતુ એ ઉત્તરોમાં મ્હોટાં મ્હોટાં પ્રેમવાક્યો નહોતાં. લીલાવતી એમ લખતી

નહિ કે, 'પતિદેવ તમારા વિયોગથી હું બળી ખાક થઇ જાઉં છું. આ વિરહવેદના હવે હું સહન કરી શકતી નથી. રાત્રિ દિવસ સુતાં બેસતાં, ઉઠતાં કે જાગતાં તમારૂંજ સ્મરણ થયા કરે છે.' તે તો માત્ર એટલુંજ લખતી કે, 'હું કુશળ છું, તમે હશો. કાગળ લખતા રહેજો. ફિકર ચિંતા કરશો નહિ.' પત્નીના તરફથી જ્યારે આવો ઉત્તર મળતો ત્યારે કૃષ્ણુલાલને નવલકથાની નાયિકાઓનું સ્મરણ થતું હતું. "હારે સૈયાં" નું ગાયન યાદ આવતું હતું. " અહો દિલદાર જરી દેદાર દીવાનીને દેખાડોને " એ ગાયનનો સીન સ્મરણ પટપર તાજો થતો હતો. તે પત્નીનો પત્ર વાંચી ગાઢ નિશ્વાસ મૂકતો હતો.

આ સમયે કૃષ્ણુલાલે પત્નીને સાથે લઇ આવવાનો દૃઢ નિશ્ચય કર્યો છે. ઘેર જવાનો દિવસ ગટુલાલ જોશી પાસે ટીપણું જોવડાવી નક્કી કરી રાખ્યો છે. તેને એવી ખાત્રી હતી કે, પત્ની પોતાની સાથે આવીને પોતાના સહવાસમાં થોડો સમય રહેશે એટલે એનો વિરક્ત ભાવ દૂર થશે. સહવાસ સિવાય સ્નેહ થઇ શકતોજ નથી.

કૃષ્ણુલાલે રિપોર્ટ કરીને એક અઠવાડિયાની રજા માગી હતી; પરંતુ રજા મંજૂર થઇ નહિ. રેલ્વેની નોકરીજ આવી હોય છે. એક સમયે એક રેલ્વે નોકરના પિતાનું મૃત્યુ થતાં નોકરે રજાનો રિપોર્ટ કર્યો, અને શ્રાદ્ધ કરવાનું કારણ દર્શાવ્યું તો સાહેબ તરફથી એવો જવાબ મળ્યો કે, 'હમણાં રજા મળી શકશે નહિં; બે મહિના પછી શ્રાદ્ધ કરજો.' આવી પરિસ્થિતિ હોવાથી રેલ્વેના ઘણાખરા નોકરો જે પ્રમાણે રજા મેળવે છે તે પ્રમાણે કૃષ્ણુલાલે રજા મેળવવાનો નિશ્ચય કર્યો. આ સંબંધી તેણે સ્ટેશન માસ્તરની સંમતિ લીધી હતી. વળી રેલ્વેના ડૉકટર સાહેબ પણ ભલા હોવાથી તેમણે સર્ટિફિકેટ આપવાની હા પાડી હતી.

ઘેર જવાને દિવસે રહવારે કૃષ્ણુલાલે સીક રિપોર્ટ કર્યો. તેજ દિવસે રાત્રે બે વાગે ઉપડતી ટ્રેનમાં ઘેર જઇ બીજે દિવસે રાત્રે બે વાગે આવતી ટ્રેનમાં તેણે પાછા ફરવાનો નિશ્ચય કર્યો હતો. સ્ટેશન માસ્તરે રેલ્વે ખાતાના નિયમ પ્રમાણે સીક રિપોર્ટ સંબંધીના સમાચાર તારથી હેડઑફિસને તથા ડૉકટર સાહેબને જણાવ્યા.

તેજ દિવસે રાત્રે બે વાગ્યાની પેસેન્જર ટ્રેનમાં કૃષ્ણુલાલે પત્નીને તેડી લાવવા માટે ઘર તરફ પ્રયાણ કર્યું.

## પ્રકરણ ૨ જું.

### પત્ની ક્યાં છે?

"ક્યા કરે ચાહનેવાલોંકા ભરોંસા કોઇ,
સચ હય દુનિયામાં કિસીકા નહિ હોતા હય કોઇ.
અય જફાકાર! કર મેરી વફાઓંકા ખ્યાલ,
યૂંભી કર લેતા હય, પત્થરકા કલેજા કોઇ."

—એક ઉર્દુ શાયર.

કૃષ્ણલાલનું ગામ બાજવા સ્ટેશનથી દોઢ ગાઉ દુર થતું હતું. સ્ટેશને ઉતરી, મજુર પાસે સરસામાન ઉંચકાવી દશ વાગ્યાના સુમારે તે ઘેર જઈ પહોંચ્યો.

પરસાળમાં પ્રવેશ કરીને જોયું તો કૃષ્ણલાલને સૌના મ્હોં ગંભીર તેમજ ચિંતાતુર જણાયાં. આ પ્રકારથી તેના મનમાં પણ એક ક્ષણમાં અનેક આશંકાઓ ઉત્પન્ન થઈ.

આ સમયે કૃષ્ણલાલની ભાભી પરસાળમાં ગાયને દહોતી હતી. કૃષ્ણલાલનો કંઠસ્વર સાંભળી એકજ વખત તેના તરફ દ્રષ્ટિપાત ફેંકી કાંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય તે ગાય દહોવા લાગી.

એવામાં તેના ભાઇની દશ વર્ષની પુત્રી ત્યાં આવી પહોંચી, અને તેને જોઇ બોલી ઉઠી;—'કાકા"

કૃષ્ણલાલ:—કેમ કમળા! સૌ ખુશીમાં છે ને?

કમળા:—હા, ખુશીમાં છે.

કૃષ્ણલાલ:—ત્હારા બાપા કયાં છે?

કમળા:—મ્હને ખબર નથી.

કૃષ્ણલાલ:—ગામમાં ગયા છે કે?

કમળા:—હા.

કૃષ્ણલાલ:—મ્હારો કાગળ તમને પહોંચ્યો હતો કે?

આમ કહીને કૃષ્ણલાલે ઘરમાં પ્રવેશ કરી, એક વખતે ચોતરફ દ્રષ્ટિ દોડાવી; પરંતુ તે જેનાં દર્શન કરવાની ઉત્સુકતા ધરાવતો હતો તેનાં દર્શન થયાં નહિ. એટલામાં તેની ભાભી ગાય દહોઇને ઘરમાં આવી.

કૃષ્ણલાલે ભાભીને પ્રણામ કરી પૂછ્યું:—"કેમ ભાભી! કુશળ છો ને?"

"હા છું તો ખરી." ભાભીનો સ્વર ચિંતાપૂર્ણ હતો. દ્રષ્ટિ નીચી નમેલી હતી.

"મ્હેં આજે આવવા સંબંધીનો પત્ર લખ્યો હતો, તે પત્ર તમને મળ્યો નથી?"

"મળ્યો હતો."

"મ્હારા ભાઈ ક્યાં છે?"

"ક્યાંઈ ગયા છે તો ખરા."

"ન્હાનો કીકો સારો છે કે?

"હા, સારો છે."

"ભાભી! હું ઘણો થાકી ગયો છું. થોડું શીતળ જળ આપો."

"ભાઈ! જમવાનું તૈયાર છે. તમે હાથપગ ધોઇને જમવાજ બેસી જાઓ."

કૃષ્ણલાલે પરસાળમાં જઇને હાથ પગ ધોઇ નાખ્યા. પછીથી ઘરમાં આવી તે પાછો ગાદી ઉપર બેઠો. ઉત્સુકતાથી રસોડાના દ્વાર તરફ જોઈ રહ્યો–તે એમ ધારતો હતો કે, કદાચ પોતાની પત્નીજ રસોઈ કરતી હશે.

પરંતુ તેની આશા નિરાશામાં ફેરવાઇ ગઇ. તરતજ તેની ભાભીએ આવીને કહ્યું:–"ભાઈ! ચાલો હું થાળી પીરસી આપું."

કૃષ્ણલાલ:—ના ના, મ્હને જળ આપો. મ્હારા ભાઇના આવ્યા પછી, તેમની સાથેજ હું જમવા બેસીશ.

ભાભીએ જળ આપ્યું. કૃષ્ણલાલે જળપાન કરી પ્યાલો નીચે મૂકતાં કહ્યું:—"ભાભી! મ્હારા ભાઈ ક્યારે આવશે?"

"રામ જાણે"

"એક ગાડીનું નક્કી કરી રાખવું પડશે. સાંજે પાછું રવાના થવાનું છે. સાહેબે રજા મંજૂર કરી નથી. તબિયત બગડ્યાનું બ્હાનું કાઢીને આવ્યો છું. અહિંની બધી તૈયારી કરી રાખી છે ને? બચકો વગેરે બાંધી રાખ્યું છે ને?"

કૃષ્ણલાલની ભાભીએ કાંઇ પણ બોલ્યા સિવાય વિષાદગ્રસ્ત મુખમંડળ હલાવી નકારમાં ઉત્તર આપ્યો. તેનાં નેત્રોમાંથી બે ચાર અશ્રુબિંદુઓ સરી પડ્યાં. આ અશ્રુબિંદુઓ કૃષ્ણલાલની નજરે પડ્યાથી તેણે પૂછ્યું:–"શું થયું છે ભાભી?"

ભાભીએ કાંઇ ઉત્તર આપ્યો જ નહિ.

કૃષ્ણલાલે અધીરાઇથી પૂછ્યું:—"શું એ જીવતી નથી?"

ભાભીએ આડી નજર રાખીનેજ કહ્યું:—"મરવાનું સૌભાગ્ય એના નશીબમાં નથી."

કૃષ્ણલાલ:—ત્યારે શું થયું છે તે કહો તો ખરાં?

ભાભી:—શું થયું છે તે હું જાણતી નથી; પરંતુ આજે મળસ્કેથી તેનો પત્તો નથી.

આ વાકય સાંભળતાંજ કૃષ્ણલાલના મસ્તક પર જાણે કે વજ્રાઘાત થયો. તેણે અસ્પષ્ટ સ્વરે પૂછ્યું:—"પત્તો નથી! શું કહ્યું? એ કયાં જતી રહી?"

ભાભી:—પ્રભુ જાણે. તમારા ભાઇ શોધવા તો ગયા છે.

ક્ષણપર્યંત વિચાર કરી કૃષ્ણલાલે કહ્યું:—"કાંઇ તકરાર થઇ હતી કે શું?"

ભાભી:—ના ના, એવું તો કાંઈ થયું નથી.

કૃષ્ણલાલ:—ત્યારે?

ભાભી:—કાલે સંધ્યા સમયે તે પરસાળમાંથી દીવો હાથમાં લઇને ઘરમાં આવતી હતી. એવામાં દીવો પડી ગયો. દીવેલ ઢળી ગયું. અત્યારના આવા મોંઘવારીના જમાનામાં આવું નુકસાન થાય તે કેમ કરીને વેઠી શકાય? મ્હેં માત્ર સંભાળ રાખવાની સૂચના કરી હતી!

કૃષ્ણલાલ:—પછી?

ભાભી:—પછી શું? સુઇ જતાં સુધી તેણે મ્હોડું ચઢાવી રાખ્યું. રાત્રે બરાબર જમી પણ નહિ.

કૃષ્ણલાલ સમજી ગયો કે, ભાભીએ પત્નીને સૂચના નહિ કરતાં કાંઇ કડવા શબ્દો કહેલા હોવા જોઇએ, અને તેથી રોષમાં ને રોષમાં તે બીચારીએ આત્મહત્યા કરી હશે, કે જળમાં ડૂબી ગઇ હશે. તેણે પૂછ્યું:—"કાલે રાત્રે તે કયાં સુઇ ગઇ હતી?"

ભાભી:—એ તથા કમુ એકઠાં સુઇ ગયાં હતાં.

કૃષ્ણલાલ:—કેટલા વાગ્યાના સુમારે તે પથારીમાંથી ઉઠી હતી?

ભાભી:—કમુ ઉંઘતી હોવાથી તેને એ બાબતની ખબર નથી.

કૃષ્ણલાલ:—ઘરનું એકકે બારી બારણું સ્હવારે ઉઠયાં ત્યારે ઉઘાડું માલૂમ પડયું હતું?

ભાભી:—હા, બહાર જવાનાં બારણાંજ ઉઘાડાં હતાં.

કૃષ્ણલાલે થોડા સમય સુધી વિચાર કરી શુષ્કકંઠે કહ્યું:–ભાભી ! મને એમ લાગે છે કે તે તળાવમાં ડૂબી ગઇ છે. હું બે ચાર માણસોને સાથે લઇ જઇ તળાવમાં તપાસ કરાવું.

આ પ્રમાણે કહી કૃષ્ણલાલ ઉઠયો અને બૂટ પહેરવા લાગ્યો. તેની ભાભીએ તેનો કોટ પકડીને કહ્યું:—" ન્હાના ભાઇ ! ધીરજ ધરો, શાંત થાઓ. ગરબડ સરબડ કરશો નહિ, અને ધારો કે તે કદાચ ડૂબી ગઇ હશે તો હવે અત્યારે જઇને કંઇ તમે તેને બચાવી શકવાના હતા ? માણસ ડૂબી જાય તો અત્યાર સુધી જીવતું રહે ખરૂં કે ? જો તે ડૂબી ગઇ હશે તો આજેજ પાણી પર તરી આવશે, અને જો તેમ નહિ બને તો સૌને એમજ કહેવું પડશે કે, આજે પ્રભાત-કાળે તેને પિયરથી માણસ તેડવા આવ્યું હતું તેથી તે પિયર ચાલી ગઇ છે. "

આ વચનો સાંભળવામાં આવતાં કૃષ્ણલાલના મનમાં ઘણી વેદના થઇ. તે સમજી શકયો કે, ભાભીના મનમાં પત્નીના ચરિત્ર માટે સંદેહ રહે છે. તેથી તેણે કહ્યું:—" ભાભી ! તમારી ધારણા તદ્દન ભૂલ ભરેલી છે. તેમ કદાપિ બને નહિ. તે ડૂબી ગઇ હશે, અગર તો પિયર ચાલી ગઇ હશે. હું ગરબડ કરીશ નહિ; પરંતુ એક વખત મ્હને તળાવ પર તપાસ કરી આવવા દો. તેમ કરી જોવાથી તે કદાચ ડૂબી ગઇ હશે તો માલૂમ પડયા સિવાય રહેશે નહિ.

આ પ્રમાણે કહીને કૃષ્ણલાલ તળાવ પર ચાલ્યો ગયો, અને ચારે તરફ આવેલી પાળ પર ફર્યો; પરંતુ સંદેહ આવે એવું એક પણ ચિન્હ તેની નજરે પડયું નહિ. કૃષ્ણલાલને વ્યાકુળતાથી તળાવ પર ફરતો જોઇને ઘાટ પર આવેલા લોકોમાંના ઘણાખરા અતિ આશ્ચર્ય પામ્યા. કોઈ કોઈ પૂછવા લાગ્યા કે:–" કેમ કૃષ્ણલાલ ! કયારે આવ્યા ?" " કેમ ભાઇ સારા છોને ? " આવા પ્રશ્નોથી કૃષ્ણલાલની વ્યાકુળતા વધી પડી. તે નિરાશ ચિત્તે ઘેર આવી ગાદી-પર બેઠો બેઠો આકાશ પાતાળના વિચારો કરવા લાગ્યો.

થોડા સમય પછી કમળા આવીને કૃષ્ણલાલની પાસે બેઠી. વિચાર કરતાં કૃષ્ણલાલની આંખોમાંથી બે અશ્રુબિંદુઓ સરી પડયા. આ પ્રકાર ચપળ બાળિકાથી છુપો રહ્યો નહિ. શું કહીને તે કાકાને

સાંત્વના આપે ? કાકાને શા માટે દુઃખ થાય છે તે પણ એ સમજતી હતી; પરંતુ અબોધ બાળિકા શું બોલવું તે તો સમજતી નહોતી. અંતે તેણે કેટલોક વિચાર કર્યા પછી કહ્યું:–" કાકા ! બીડી પીવી છે ? લાવી આપું ? "

કૃષ્ણલાલે ભત્રિજીના પ્રશ્નનો કાંઇ પણ ઉત્તર આપ્યા વગર પોતાનાં સજળ નેત્રો તેના મુખ તરફ ફેરવી કહ્યું:—"કમળા ! ત્હારી ન્હાની કાકીનું શું થયું ? "

દયાજનક સ્વરે કમળાએ ઉતર આપ્યો:—"કાકા ! હું કાંઇ જાણુતી નથી; પરંતુ મ્હને લાગે છે કે તેઓ પિયર ચાલ્યાં ગયાં હશે. "

કૃષ્ણલાલે કહ્યું:—" કમળા ! હું પણ એમજ ધારૂંછું કે તે જરૂર પિયરમાં જતી રહી છે. હં, પણ કમળા ! ત્હારી કાકીનો એકકે કાગળ તું ઉઠી ત્યારે ત્હારા જોવામાં આવ્યો હતો ? "

કમળા:—ના.

કૃષ્ણલાલ:—પથારી ક્યાં છે ?

કમળા:—ઉપાડી નાખી છે.

કૃષ્ણલાલ:—ત્યારે ચાલ આપણે ગોદડાંમાં બરાબર તપાસ કરી જોઇએ.

કૃષ્ણલાલે સાંભળ્યું હતું કે, આત્મહત્યા કરનાર અગર તો નાશી જનાર માણસોમાંના ઘણાંખરાં કાગળ લખી ઘરમાં મૂકી દે છે; આથી તે કમળાને લઇ જે ઓરડામાં ગોદડાં રાખવામાં આવ્યાં હતાં ત્યાં ગયો; તથા તેણે દરેક ગોદડાને બરાબર ચોકસાઇથી તપાસી જોયું; પરંતુ એક પણ કાગળ તેની નજરે પડયો નહિ. આ કાર્યમાં પણ નિરાશા મળવાથી કૃષ્ણલાલનું મુખ વિશેષ મ્લાન થઇ ગયું. કમળાએ કાકાના દર્દને કાંઇક અંશે પિછાની કોમળ તેમજ સાંત્વનાસૂચક સ્વરે કહ્યું:– " કાકા ! ફિકર કરશો નહિ. મ્હારાં કાકી પિયરમાંજ ગયાં હશે. "

કમળાના આ સાંત્વનાપૂર્ણ વાકયથી કૃષ્ણલાલના અંતરમાં સળગી રહેલો ચિંતાગ્નિ થોડે ઘણે અંશે શાંત થયો. આવા ભયંકર દુઃખના સમયે પણ કોઇ તેની તરફ નજર સુદ્ધાં કરતું નથી. એકલી માત્ર અબોધ બાળિકા કમળાજ તેનું દુઃખ ઓછું કરવાનો યત્ન કરે છે.

કૃષ્ણલાલ પછીથી બ્હાર પરસાળમાં જઇને બેઠો, અને ખિસ્સામાંથી સીઝર સિગારકાઢી ધુમ્રપાન કરવા લાગ્યો.

કેટલોક સમય આવી સ્થિતિમાં પસાર થયો, એટલે કૃષ્ણુલાલનો ભાઇ પગમાં પહેરેલા ચંપલ-લટપટિયાં-નો અવાજ કરતો કરતો આવી પહોંચ્યો. તે કૃષ્ણુલાલ કરતાં દશ વર્ષે મ્હોટો હતો. તેનું શરીર પાતળું હોઇ, આંખોમાંના ડોળા ઉંડા ઉતરી ગયા હતા. શરીરની સ્થિતિ જોતાં તેની ઉંમર વળી બીજાં પાંચ સાત વર્ષ મ્હોટી હોય એવું અનુમાન થાય તેમ હતું.

વડિલ બંધુને જોતાંજ કૃષ્ણુલાલે સિગાર બુઝાવી નાખી, તથા તેણે બંધુને પ્રણામ કર્યા. કુશળ વર્તમાન પૂછાયા પછી વડિલ બંધુ રમણુલાલે પુછ્યુંઃ-"કેમ! સઘળી હકીકત સાંભળવામાં આવી તો હશે?"

કૃષ્ણુલાલઃ—હા, આવી છે. કાંઈ ઠામ ઠેકાણું લાગ્યું કે?

રમણુલાલઃ—ના, વળી કોઇને પૂછી શકાય એવી વાત હોય તો કાંઇ થઇ શકેને?

આ સમયે કૃષ્ણુલાલની ભાભી પણ ત્યાં આવી ઉભી રહી. ઉપરોકત વાકય સાંભળી તેણે કહ્યુંઃ-"હવે શું કરવું? આખા ગામમાં નિંદા થશે. પૂર્વજોનું પુણ્ય ધોવાઇ જશે, અને કોઇને મ્હોં બતાવવું પણ ભારે થઈ પડશે."

રમણુલાલઃ—આડોસપાડોસમાં તો મ્હેં એમ કહ્યું છે કે, વહુની તબિયત એકાએક બગડવાથી કોયલીથી રાતોરાત માણુસ આવી તેને તેડી ગયું છે.

કૃષ્ણુલાલઃ—ભાઇ! મ્હને તો એમ લાગે છે કે, તે જરૂર તેના બાપને ઘેરજ ચાલી ગઈ છે.

ભાભીએ પૂછ્યુંઃ—"કોની સાથે ગઇ વારૂ?"

કૃષ્ણુલાલઃ—એકલીજ ગઇ હશે. તમે જાણો તો છો કે, મ્હારી સાથે આવવાને તે તદ્દન નારાજ છે; તેથી મ્હારા આગમનના સમાચાર જાણુવામાં આવ્યાથી તે ગુપચુપ બાપને ઘેર ગચ્છંતિ કરી ગઈ હશે.

ભાભીઃ—ના ના; તમે ભૂલો છો. કોઇની સોબત સિવાય વહુ માણુસ રાત્રિને વખતે ત્રણુ ગાઉ સુધી જઇ શકે કે?

કૃષ્ણુલાલઃ—ભાભી! તમે કયાં નથી જાણુતાં કે, એ ઘણી હીંમતવાળી છે.

ભાભીઃ—મ્હને તો આમાં કાંઈ સમજાતું નથી. સ્ત્રીજાતિએ

આવી મૂર્ખાઇ ભૂલે ચુકયે પણ કરવી જોઇએ નહિ. વળી એ ડૂબી ગઈ નથી તેમ મરી પણ ગઇ નથી; ઉલટી આપણનેજ ડુબાડી ગઇ છે !

રમણલાલ ગંભીર ભાવ ધારણ કરીને બેસી રહ્યો.

કૃષ્ણલાલઃ—જમી પરવારીને હું કોયલી તપાસ કરવા જઇશ. જોઉં તો ખરો કે શું બન્યું છે.

ભાભીઃ—ભલે જાઓ, પરંતુ ન્હાના ભાઇ ! હું તમને સાફ કહી દઉંછું કે, જો એ પિયરજ પલાયન કરી ગઇ હોય તો હવે તેને કદાપિ અહિં તેડી લાવશો નહિ. તમારી ઇચ્છા હોય તો તમે તેને બારોબાર લઇ જજો. અમે ગરીબ માણસ આવાં ગુણિયલ વહુને ઘરમાં રાખી વિશેષ કીર્ત્તિ મેળવવા ઇચ્છતાં નથી !

કૃષ્ણલાલ શાંત થઇને લમણે હાથ મૂકી બેસી રહ્યો.

---

## પ્રકરણ ૩ જું.

---

### આવી સ્ત્રી લઇને શું કરૂં ?

"મનાયું ના હુંથી, તરૂ મુજ કદી તે નહિ થશે,
અરે ! માન્યું નિત્યે, લલિત ફણગો કાલ ફુટશે;
અરેરે દહાડો એ પણ કદી મળ્યો ના સુખતણો,
અને આશાતંતુ જીવિત સહ આજે તૂટી ગયો !"

—કલાપી.

લગભગ અડધા કલાક સુધી કૃષ્ણલાલ વિચારમગ્ન સ્થિતિમાં બેસી રહ્યો. ત્યાર પછી તેની ભાભીએ આવીને કહ્યું:—"ન્હાના ભાઇ! જો કોયલી જવું હોય તો સ્નાન કરી જમી લ્યો. બેઠે બેઠે વિચાર કર્યે શું વળવાનું છે ? વખત ઘણો વીતી ગયો છે."

એક દીર્ઘ નિશ્વાસ મૂકી કૃષ્ણલાલ ઉઠી ઉભો થયો. તેણે કહ્યું:—"સાબુ ક્યાં છે ?"

"સાબુ ઓરડીમાંજ પડ્યો છે, અને પાણી પણ કાઢી રાખ્યું છે." ભાભીએ ઉત્તર આપ્યો. આ ઉત્તર સાંભળી બેગમાંથી પોતાનું ધોતીઉં તથા ટૉવેલ બ્હાર કાઢી કૃષ્ણલાલ સ્નાન કરવા બેઠો. સ્નાન કરી રહ્યા પછી, તે બ્હાર પરસાળમાં જઇને ધોતીઉં પહેરવા લાગ્યો.

કપ-ળ



બરાબર આજ સમયે એક જમાદારે આવીને પૂછયું:—"રમણલાલ-ભાઇ છે કે?"

રમણલાલે તરતજ બ્હાર આવતાં કહ્યું:—"કેમ કોણ છે? શું કામ છે?"

આવનાર જમાદારે કહ્યું:—"હું ગુલામઅલ્લી છું. તમને એક જરૂરી વાત કહેવા આવ્યો છું."

રમણલાલ ગુલામઅલ્લીને ઘરમાં તેડી લાવ્યો.

ગુલામઅલ્લી છાણી ગામનો જમાદાર હતો, તથા રાત્રે તેને ગામની આસપાસ હમ્મેશાં પહેરો ભરવો પડતો હતો, તે શી જરૂરી હકીકત કહેવાને આવ્યો છે તે સાંભળવાને સૌ અધીરાં બની ગયાં. કૃષ્ણલાલ પણ ચંચળ ચિત્તે ઘરમાં આવ્યો, અને વડિલ બંધુ પાસે બેઠો.

ગુલામઅલ્લીનું શરીર બળવાન્ હતું. તેના માથાપર લાલ પાઘડી હતી. તેણે કાળો ડ્રેસ પહેરેલો હતો. કમરપટ્ટાની સાથે એક ન્હાનો ડંડો લટકતો હતો. કૃષ્ણલાલની ભાભી રસોડામાંજ બેસી રહી ગુલામઅલ્લી શી હકીકત કહે છે, તે જાણવાની જીજ્ઞાસાથી શ્રવણ-શકિતને તીક્ષ્ણ કરી રહી. ગુલામઅલ્લીએ ઘરમાં આવી ગાદી તકિયા પર બેસીને કહ્યું:—"ભાઇ! આપના ન્હાના ભાઇની વહુને આપે તેને પિયર મોકલી દીધી છે?"

રમણલાલ:—હા, કેમ?

ગુલામઅલ્લી:—કાલે એક પ્રહર રાત્રિ બાકી રહી હશે, એવે સમયે હું ગામ બ્હાર પહેરો ભરતો હતો. ચાંદની રાત્રિ હતી. હું લગભગ ફરતો ફરતો ગામથી અડધે ગાઉ દૂર સુધી જઇ પહોંચ્યો. એવામાં મ્હેં ત્યાંથી બે સ્ત્રીઓને જતી જોઈ. આ બે સ્ત્રીઓમાં એક વિધવા હતી, અને બીજી સધવા હતી. જે વિધવા હતી તે બુઢ્ઢી હતી અને જે સધવા હતી તેણે માથા પરનું કપડું આગળ મ્હોં સુધી રાખેલું હોવાથી પ્રથમ તો હું તેને પિછાની શકયો નહિ. તે કેટલી ઉમરની હશે તે પણ કલ્પી શકયો નહિ. એવી ગંભીર રાત્રે બે સ્ત્રી-ઓને કોઇ પણ પુરૂષની સોબત સિવાય મુસાફરી કરતી જોઇને મ્હારા મનમાં સંદેહ ઉપજ્યો; તેથી મેં તેમની પાસે જઇને પૂછયું કે:—"અત્યારે રાત્રિના વખતે કોણ જાય છે?" મારો પ્રશ્ન સાંભળ-તાની સાથેજ તેઓ બન્ને ઉભી રહી. મ્હેં ફરીથી પૂછયું:—'કયાં

જાઓછો ?' વિધવાએ ઉત્તર આપ્યોઃ-'બાજવા જઇએ છીએ.' મ્હેં પૂછ્યુંઃ-'બાજવે કોને ત્યાં જાઓ છો?' ઉત્તર મળ્યો કેઃ-'હરિશંકર શાસ્ત્રીને ત્યાં'. મ્હેં કહ્યુંઃ-'બાજવામાં તો કોઇ શાસ્ત્ર નથી!' વિધવા ચુપકીદી ધારણ કરી ઉભી રહી. આથી મ્હારે સંદેહ વધી પડ્યો. મ્હેં પૂછ્યુંઃ—'તમે કોણ છો? ક્યાં જાઓ છો સાચે સાચું કહો નહિ તો ગેટ પર લઇ જઇશ. હું ગુલામઅલ્લ જમાદાર છું, સમજ્યાં?' મ્હેં એવા તો રોફથી પ્રશ્ન કર્યો તરતજ એ વિધવાએ ધ્રુજી ઉઠીને કહ્યુંઃ—"જમાદાર સાહેબ અમને ગેટપર લઈ જશો નહિ. હું જીભઇની મા થાઉં છું. અ કોયલી રહીએ છીએ. આ વહુનું પિયર કોયલી છે. એના બાપ નામ હરિલાલ છે. છાણી ગામના રમણલાલ દલસુખરામને ત્યાં આવીએ છીએ. આ રમણલાલના ન્હાના ભાઇની વહુ છે." જ્યા બુઢ્ઢીએ આવો ખુલાસો કર્યો ત્યારેજ મ્હેં તેમને જવા દીધાં; પર મ્હારા મનનો સંદેહ દૂર થયો નહોતો; તેથી આજે આપને પૂ ખાત્રી કરવાને આવ્યો."

રમણલાલે ગંભીર ભાવ ધારણ કરી કહ્યુંઃ-"ઠીક કર્યું."

"ઠીક ત્યારે, આલેકમ સલામ."

આમ કહીને જમાદાર ગુલામઅલ્લી ચાલ્યો ગયો. સૌના મ પરથી જાણે કે એક પ્રકારનો મ્હોટો ભાર ઉતરી ગયો. ન્હાની વ પિત્રાલયમાંજ ચાલી ગઇ છે એવી સૌને ખાત્રી થઇ. જીભઇની મા સૌ ઓળખતાં હતાં. તે કોઇ કોઈ સમયે રમણલાલને ત્યાં આવત હતી; તેથી સૌએ એમ વિચાર્યું કે, વહુ નાશી ગઇ તો ભલે ગઇ, પર લોકોની નિંદાનો ભોગ થઇ પડતાં તો બચ્યાં. કૃષ્ણલાલ પણ અ હકીકત સાંભળી ઘણો ખુશી થયો; પરંતુ રમણલાલે ક્રોધે ભરાઇ કહ્યુંઃ-"નહિ નહિ, આવાં લક્ષણ સારાં કહેવાય નહિ. કલંકિ વિના આવી હીંમત બીજું કોણ કરી શકે? બાપને ત્યાં ટળવું હ તો અમને કહીને ટળવામાં શી હરકત હતી? અહિં કામ કરવું પ તેથી મહારાણી સાહેબાને ગમતું નહિ હોય; તેથી માબાપને કાગ લખી પોતાને ગુપચુપ તેડાવી લેવાનું જણાવ્યું હશે; તેથીજ જીભ ઇની મા તેડવા આવી હશે; પરંતુ વહુ તો જાણે મૂર્ખ છે; પર તેના માબાપે પણ કાંઇ આ ઓછી મૂર્ખાઇ કરી નથી."

પછીથી સૌ જમવા બેઠાં. જમાદારની હકીકત સાંભળી અથ

કૃષ્ણુલાલના મનમાં જે આનંદ લહરી ઉઠી આવી હતી તે વિશેષ વખત સુધી રહી નહિ. પ્રથમ તો મુક્તિ થઇ તેનોજ આનંદ થયો હતો. કેમકે જે શંકા ભાભીના મનમાં થઇ હતી તે શંકાએ કૃષ્ણુ-લાલના મનને પણુ દંશ કર્યો હતો. નિંદા તથા અપમાનમાંથી પોતે બચ્યો એ માટે તેને આનંદ થયો હતો. જમતાં જમતાં તેને એવા વિચારો આવવા લાગ્યા કેઃ—"આ સ્ત્રી ! આવોજ સ્ત્રીનો સ્નેહ! આવોજ પત્નીનો પ્રેમ ! આવી રીતે સારા નરસાનો વિચાર કર્યા સિવાય પલાયન ! આવી સ્ત્રીને સાથે લઇ જઇને પણુ શું કરીશ ? આવી સ્ત્રીના સહવાસથી સાંસારિક સુખ મેળવવાની આશા રાખવી ફોકટ છે. મ્હારૂં એક વખત માત્ર દર્શન કરવાને પણુ રોકાઇ નહિ? ન આવવું હોત તો સાથે ન આવત—આટલા દિવસના વિયોગ પછી પતિને મળવાની પણુ તેને ઇચ્છા થઇ નહિ !!" ક્રોધથી તેમજ અભિમાનથી કૃષ્ણુલાલ આકુળવ્યાકુળ બની ગયો. જમતાં જમતાં વળી પાછો વિચારવા લાગ્યોઃ-"બસ બસ, હવે હું સાસરે જઇશ નહિ. આવી મુર્ખ સ્ત્રીની સાથે બિલકુલ સંબંધ રાખીશ નહિ. હું પુનર્વિ-વાહ કરીશ. વર્તમાનપત્રોમાં જાહિરખબર આપી વૈદિકધર્મ પ્રમાણે વિવાહ કરવા ઇચ્છનારી જ્ઞાની, સુઘડ, ભણેલી ગણેલી કુમારીકા મેળવવાનોજ યત્ન કરીશ." આવા વિચારો કરતાં કરતાં કૃષ્ણુલાલ ભાવે અભાવે થોડું ખાઇ ન ખાઇ ઉઠી ઉભો થયો.

જમી રહ્યા પછી એકકખાનામાં જઇને કૃષ્ણુલાલે પુનઃ વિચાર્યુંઃ—"આજે તો બાલારોડ જઇ શકાશે નહિ. કાલે સાંજની ટ્રેનમાંજ જઇશ. પુનર્વિવાહ કરીશ. મ્હેં સાંભળ્યું છે કે વઢવાણુ કેમ્પમાંજ અમારી જ્ઞાતિની ઘણી કુમારિકાઓ છે. તેમાંથી એક સર્વગુણુ-સંપન્ન લાવણ્યમયી, સારલ્યમયી, હાસ્યમયી શિક્ષિતા કુમારીકા સાથે સ્નેહલગ્ન કરી હું મ્હારૂં જીવન સુખી કરીશ."

વળી થોડા સમય સુધી શાંત રહીને પાછો વિચારવા લાગ્યોઃ—"લીલાવતીને એક વખત મળવું તો જોઇએ. આજે કોયલી જઇને હું મ્હારા વિચારો તેને કહી સંભળાવીશ, અને દુઃખમય જીવનને સુખી કરવાનો માર્ગ સાફ કરીશ. તેને કહીશ કે જેવી રીતે સંસારમાં બીજી સ્ત્રીઓ પતિને આધીન થઇ રહી તેમની દાસી બની રહી છે, તેજ પ્રમાણે તું પણુ થઈ રહીશ, તોજ તને મ્હારી સાથે લઇ જઇશ. અને

જો તે આમ કરવાની ના પાડશે તો હું પુનર્વિવાહ કરવાની મ્હારી ઇચ્છા પણ તેને જણાવી દઇશ."

કૃષ્ણુલાલે ઘડીઆળ કાઢીને જોયું તો બે વાગ્યા હતા. તે ઉઠી, કપડાં પહેરી, હાથમાં બેંગ લઇ પગે ચાલતો સાસરે જવા તૈયાર થયો.

જેવો તે ઘરની બ્હાર નીકળતો હતો કે તરતજ કમળાએ દોડતાં આવી પહોંચીને મધુર કંઠે કહ્યું:—"કાકા!"

કૃષ્ણુલાલ:—કેમ શું છે, બ્હેન?

કમળા:—મ્હારી એક વાત માનશો?

કૃષ્ણુલાલે સહજ આશ્ચર્ય પામીને કહ્યું:—"શી વાત? તું કહે, હું જરૂર માનીશ."

કમળા:—કાકા! મ્હારી કાકીને મારશો નહિ. તેમને બહુ વઢશો નહિ. કહો મારશો કે? વઢશો કે?

આવા દુઃખદ સમયે પણ સ્મિત હાસ્ય કરી કૃષ્ણુલાલે કહ્યું:- "વારૂ જા, હું તેને મારીશ નહિ તેમજ વઢીશ પણ નહિ."

આ ઉત્તર સાંભળી બાળિકાનું મન અતિ પ્રસન્ન થયું. કોમળ કંઠે તેણે કહ્યું:-"કાકા! પાછા ક્યારે આવશો?"

"કાલે આવીશ, બ્હેન!" કહીને કૃષ્ણુલાલ તેને ચુંબન કરી ચાલી નીકળ્યો.

## પ્રકરણ ૪ થું.

### શ્વસુરાલય.

"દાના હો કર દીવાના બનનાના હોં તો જોર કર;
તેલીકે બઇંસા ચક્કર ખાના હો તો જોર કર.
ઘર ઘર ધક્કે ખા ખા કર મરનાના હય તો જોર કર,
બચ્ચે કુચ્ચેસે ભેજા ખિલવાના હય તો જોર કર;
સર પર હમ્માલીકા બોઝ ઉઠાના હો તો જોર કર."

—એક ઉર્દુ શાયર.

કોયલી ગામ ન્હાનું હોવા છતાં પણ તેમાં લક્ષ્મીનો નિવાસ હતો. હરિલાલ પંડયા અને તેમના ભાઇઓ આ ગામના તથા આ ગામની આસપાસ આવેલા બીજાં કેટલાક ગામના પટેલીઆ હતા.




કમળા:—કાકા! મ્હારી કાકીને મારશો નહિ.

પૃષ્ઠ ૧૪.

કૃષ્ણુલાલના શ્વસુર જીવનલાલ પણુ શ્રીમંત હતા. તથા પટેલીઆ ગણાતા ગૃહસ્થોની સાથે તેમજ તેમના પરિવાર મંડળની સાથે તેમને સારો સંબંધ હતો.

સંધ્યા સમય થવા આવ્યો હતો. જીવનલાલ દિવસની ઉંઘ કાઢીને ગાદી તકિયા પર બેઠા હતા. એવામાં પોષ્ટમેન આવી એક ગુજરાતી વર્ત્તમાનપત્ર અને બીજાં બેએક પત્રો આપી ચાલ્યો ગયો. તેઓ પત્રો વાચતા હતા એવામાં છેલશંકર શુકલ આવી પહોંચ્યા અને તેમણે પૂછ્યું:–"કેમ ! પેપર આવ્યું કે ?"

જીવનલાલે કહ્યું:–"હા આવ્યું છે; પધારો."

શુકલજી ગાદી પર બેઠા. પછી તેમણે વર્ત્તમાનપત્ર પોતાના હાથમાં લીધું, અને પહેરેલા પહેરણુના ખિસ્સામાંથી ચશ્માં બ્હાર કાઢીને તેના કાચ ગાદી પર ઘસી સાફ કર્યા. ત્યારપછી ચશ્મા આંખે ચઢાવી, પેપર પહોળું કરી તેઓ અત્યંત લક્ષ્યપૂર્વક વાચવા લાગ્યા.

વર્ત્તમાનપત્ર વાચવાની ઉત્સુકતા ધરાવનારો શુકલજીના જેવો બીજો કોઇ પાઠક સમસ્ત કોયલી ગામમાં તો શું પરંતુ વડોદરા રાજ્યની સરહદમાં હશે કે કેમ તેની અમને મહાન્ શંકા છે. તીર્થ-ક્ષેત્રમાં મિષ્ટદ્રવ્ય પર ચાંચ મારવાને કાગડાઓ જેવી આતુરતા ધરાવીને બેસી રહે છે તેવીજ રીતે શુકલજી પણુ પ્રત્યેક રવિવારે બેસી રહેતા હતા. શનિ તેમજ રવિવાર મળી બે દિવસમાં તેઓ પેપરમાં આવતી સઘળી જાહિરખબરો સુદ્ધાં વાચી નાખતા હતા. તેમની સ્મરણુશક્તિ પણુ અસાધારણુ હતી. પાંચ વર્ષ પૂર્વે ક્યારે–કયી તારીખે–કયા શહેરમાં આગ લાગી ને કેટલા લાખ રૂપિયાનું નુકસાન થયું હતું તે સુદ્ધાં તેઓ કહી શકતા હતા. હમણાં તેઓ યુરોપીય મહાયુદ્ધના સમાચાર વાચવા કદાપિ ચુકતા નહિ. યુદ્ધની શુરૂઆતથી આજ સુધીના સઘળા પ્રકારો તેમના લક્ષ્યમાં હતાં. આ ઉપરાંત તેઓ યુદ્ધવ્યવસ્થાના એક મહાન્ સમાલોચક હતા. યુદ્ધની હકીકત વાચતાં વાચતાં બન્ને પક્ષનાં સૈન્યસ્થાનો નકશામાં તપાસતા હતા, તથા અમુક અમુક સ્થાનોએ આંગળી મૂકી ક્વચિત્ ક્વચિત્ થોડા સમય સુધી વિચાર પણુ કરતા હતા. કોઇ પક્ષનો કોઇ કારણુને લીધે પરાજય થતો તો તેઓ તેના પર વિસ્તૃત ટીકા કરતા હતા, તથા કહેતા હતા કે "રામ રામ ! આટલી બધી મૂર્ખાઇ–જો અમુક જનરલે આમ નહિ કરતાં

આમ કર્યું હોત તો તેની હાર થાત કે ?–કેવી ભયંકર ભૂલ કરી છે !–જનરલનું કામ કરે છે ને આટલીય બુદ્ધિ નહિ હોય ?"

લગભગ અડધા કલાક સુધી મનમાં ને મનમાં પેપર વાચ્યા પછી શુકલજીએ પૂછ્યું:–"લડાઇના સમાચાર વાચ્યું કે ?"

જીવનલાલ જાતે લડાઇના સમાચાર વાચી બરાબર સમજી શકતા નહોતા–તેથી પ્રત્યેક શનિવારે તેમને સમજાવવાનો ભાર શુક્લજીના શિર પર હતો.

જીવનલાલે ઉત્તર આપ્યો:–"હા વાંચો."

શુકલજી ઘણે ધીમેથી લડાઈના સમાચાર વાચવા લાગ્યા. વચ્ચે વચ્ચે કેટલીક ટીકા પણ કરવા લાગ્યા. એવામાં કૃષ્ણલાલ મલિન મુખે, પરસેવાથી ભીંજાઇ જઇને શ્વસુરાલયમાં આવી પહોંચ્યો.

જમાઇને એકાએક આવી સ્થિતિમાં જોઇને જીવનલાલ આશ્ચર્યમાં પડી ગયા. તેમણે કહ્યું:–"કેમ કૃષ્ણલાલ! આવી પહોંચ્યા કે ? આવો આવો, બેસો. ઘેર સૌ આનંદમાં છે ને ?"

"જી હા"–કહીને હાથમાંની બૅગ નીચે મૂકી, છત્રીને ખુણામાં મૂકીને કૃષ્ણલાલ શ્વસુર પાસે બેઠા.

"અરે કોણ છે, અલ્યા જમના ! પગ ધોવાનું પાણી આપી જા."

આ પ્રમાણે આજ્ઞા કરી રમણલાલે જમાઇને પૂછ્યું:–"ચાલતા આવ્યા કે શું ?"

"હા."

"બાલારોડથી કયારના આવ્યા છો ?"

"આજે સ્હવારેજ."

"આજેજ બાલારોડ જવાનો દિવસ નકકી કર્યો હતો કેમ ?"

"જી હા."

"ત્યારે આજે તો નહિ જવાય ?"

"ના, કાલે જઇશ."

"ઠીક ઠીક; પરંતુ જ્યારે તમે જતી વખતે અમને મળવા આવ્યા ત્યારે મ્હારી લીલાને પણ સાથે કેમ ન તેડતા આવ્યા ? તમારાં સાસુ લીલાને તમારી સાથે આવતાં પહેલાં એક વખત મળવાને માટે અધીરાં થઇ ગયાં છે. તેઓ મ્હને પણ ઝંપીને બેસવા દેતાં નથી."

આ વચનો સાંભળવામાં આવતાં કૃષ્ણુલાલના મસ્તક પર વજ્રઘાત થયા જેવું થયું. તેનું હૃદય જોરથી ઉછળવા લાગ્યું. આંખોએ અંધકાર જણાવા લાગ્યો. એકાએક તે મુર્છાવશ થઇ જમીન પર ઢળી પડયો, અને જોરથી ધબકારો થયો.

"શું થયું, શું થયું?" એમ કહીને જીવનલાલ હાવરા બાવરા બની ગયા. એક માણસે જઇને આ સમાચાર ઘરમાં કહી સંભળાવ્યા. ઘરમાંથી સઘળાં માણસો બ્હાર બેઠકખાનામાં આવી ચઢયાં. "પાણી લાવો", "પંખો લાવો" એવા પોકારો થવા લાગ્યા. એક જણે કૃષ્ણુલાલના કોટ તેમજ વેસ્ટનાં બટનો ખોલી નાખ્યાં. એક જણ તેના મુખ પર જળ છાંટવા લાગ્યું. એક જણ શુકલજીના હાથમાંનું પેપર પડાવી લઈ પવન નાખવા લાગ્યું. કૃષ્ણુલાલની સાસુએ જમાઈનું માથું ખોળામાં મૂકયું, તથા તે જમાઈના મ્હોં સ્હામું જોઈને ગદ્‌ગદ કંઠે કહેવા લાગી. "હે પ્રભુ! હે હરિ! અમારા તરફ દયા કરો, અને આ સંકટ દૂર કરો."

એક ડૉકટર પાસેજ રહેતા હતા; તેમને બોલાવી લાવવા એક માણસ ગયું હતું. ડૉકટરે જલદીથી આવી પહોંચી પૂછયું:—"કેમ શું થયું છે?"

જીવનલાલે ટૂંકમાં સઘળી હકીકત ડૉકટરને કહી સંભળાવી.

તરતજ ડૉકટર સાહેબે કૃષ્ણુલાલના શરીરમાં ચૈતન્ય આવે એવા ઔષધની વ્યવસ્થા કરી, અને તેનું ફળ પણ તરતજ જણાયું. કૃષ્ણુલાલ નેત્રો ઉઘાડી આશ્ચર્યથી ચારે તરફ જોવા લાગ્યો.

જીવનલાલે પૂછયું "કેમ હવે કાંઇ આરામ જણાય છે?"

કૃષ્ણુલાલ:—ઠીક છે.

જીવનલાલ:—ઉઠીને બેઠા થઇ શકશો?

કૃષ્ણુલાલે બેઠા થવાનો યત્ન કર્યો; પરંતુ તે ઉઠી બેઠો થઇ શકયો નહિ. તેનો દેહ છ માસના રોગીના જેવો દુર્બળ બની ગયો હતો. બે જણે ઉંચકીને તેને પલંગમાં સુવાડયો. તેનાં કપડાં જળથી ભીંજાઈ ગયાં હતાં. એક જણ તેને પંખો હલાવી વાયુ ઢોળતું હતું.

થોડા સમય પછી કૃષ્ણુલાલે કહ્યું:—ઠંડી લાગે છે.

પંખો બંધ થયો. જીવનલાલે કહ્યું:—"તાપમાં ચાલતા આવ્યા તેથી તડકો લાગ્યો હોય એમ જણાય છે."

કૃષ્ણુલાલની સાળી બોલી ઉઠી:—" પરંતુ ચાલતા આવવાની શી જરૂર હતી ? એક બળદગાડી ભાડે કરીને આવતાં શું થયું ? ચાલવાનો અભ્યાસ નહિ, અને પછી આવું સાહસ કરે, એટલે શરીર બગડેજને ?"

શુકલજીના લડાઈના વાચનકાર્યમાં આવું ભયંકર વિઘ્ન ઉપસ્થિત થયાથી તેઓ ઘણા દિલગીર થઇ ગયા હતા. તેઓ પેપર વાચવાની ઉત્સુકતા દબાવી શકતા નહિ હોવાથી તેમણે કહ્યું:—"જમાઇરાજને ઘરમાં લઇ જઈ, તેમનાં ભીંજાઇ ગયેલાં કપડાં બદલાવો, અને પછી એકાંતમાં સુવાડો."

ડૉક્ટર સાહેબ પણ એવીજ સલાહ આપીને ચાલ્યા ગયા.

કૃષ્ણુલાલ પણ ધીમે ધીમે સ્વસ્થ થયો હતો. એક બે માણસોની સહાયતાથી તે ઘરમાં ગયો. જીવનલાલ પણ સાથે સાથે અંત:પુરમાં જવા લાગ્યા.

શુકલજી એકલા બેઠા બેઠા લડાઇના સમાચાર વાંચવા લાગ્યા. બેચાર લીટીઓ વાચતાંજ કોઇનાં પગલાંનો અવાજ સાંભળી તેમણે બ્હાર દૃષ્ટી કરી જોઇ, તો રામલાલને આવતા જોયા. રામલાલ કોયલી ગામના ઇનામદારને ત્યાં મુખ્ય કારભારી હતા. ઈનામદાર સાથે તેમને દૂરનું સગપણ પણ હતું.

રામલાલે આવીને શુકલજીને પૂછ્યું:—" જીવનલાલ ક્યાં છે ?"

શુકલજી:—હમણાંજ ઘરમાં ગયા. તેમના જમાઇ આવ્યા છે. આવતાંની સાથે બીમાર પડી ગયા છે.

આમ કહીને તેમણે સઘળી હકીકત વિસ્તારથી રામલાલને કહી સંભળાવી.

કેટલાક સમય પછી જીવનલાલ બેઠકખાનામાં આવ્યા. શુકલજી તેમજ રામલાલે કૃષ્ણુલાલની તબિયતના સમાચાર પૂછયા, એટલે ઉત્તરમાં તેમણે કહ્યું કે:—" શરીર ગરમ થતું જાય છે. તાવ આવશે એમ લાગે છે."

થોડા સમય સુધી શાંત રહ્યા પછી જીવનલાલે રામલાલને પ્રશ્ન કર્યો:—"કેમ, હરિલાલનો કાંઇ પત્તો લાગ્યો કે ?"

રામલાલ:—ક્યાં ગયો છે તે કાંઇ કલ્પી શકાતું નથી. તેમજ કાંઇ પત્તો પણ લાગતો નથી. પરંતુ એટલું માલૂમ પડયું છે કે,

ગઇ કાલે મધ્યરાત્રે જીભઇની મા સાથે તેને પલાયન કરી જતો એક માણસે જોયો છે. તેથી મ્હેં જીભઇની માને બોલાવી આજે એ સંબંધી બે ચાર પ્રશ્નો કર્યા હતા; પરંતુ એ તો હરિલાલની સાથે ગયાનો સાફ અસ્વીકાર કરે છે. તેણે તો એમ કહ્યું કે, બાજવા તેની એક બ્હેન છે. તે બીમાર પડી ગયેલી હોવાથી તે તેની ખબર જોવા ગઇ હતી, અને આજે મળસ્કે ત્યાંથી પાછી આવી છે. ચારે તરફ અનેક માણસોને દોડાવ્યા છે; હવે જોઇએ છીએ કે, કાંઇ પત્તો લાગે છે કે કેમ? ઘેર તો સૌ રડારોળ કરી રહ્યાં છે.

જીવનલાલ:—રડારોળ તો થાયજને. મ્હારે ત્યાં પણ સૌનો જીવ બળ્યા કરે છે. સારા સમાચાર મળતાંજ સવાશેરની સત્યનારાયણ દેવની કથા કહેવડાવવાની બાધા સુદ્ધાં માની છે. હરિલાલ અહિં આવતો જતો હોવાથી ઘરનાં સઘળા માણસોને તે પ્રિય થઇ પડયો હતો. દૂરના સગા છે તેથી શું થયું! છોકરો કયાં ગયો? તેને આ શું સુઝયું? હવે તો એ જીવતો રહે એટલે ઇશ્વરનો મ્હોટો ઉપકાર થયા જેવું છે.

આ પ્રમાણે વાતમાં ને વાતમાં સંધ્યા વીતી ગઇ. બંધુમંડળને વિદાય કરી, અંતઃપુરમાં પ્રવેશ કરી જીવનલાલે જોયું તો કૃષ્ણલાલ સખ્ત તાવથી બેભાન બની જઇ પથારીમાં પડયો રહ્યો હતો.

## પ્રકરણ ૫ મું.

### દુઃખની સીમા!

"When sorrows come they come not as single but in battalions."—*Proverb.*

આખો દિવસ ગગનમંડળ વાદળાંઓથી ઢંકાયલું રહ્યું છે. સંધ્યા સમય પછી ઝરમર ઝરમર કરતો વસાદ પડવા લાગ્યો.

કૃષ્ણલાલ બાલારોડ સ્ટેશન પર આવેલી પોતાની એકાંત ઓરડીમાં, મલિન શય્યા પર બેઠા બેઠા આકાશ પાતાળના વિચારો

કરી રહ્યો હતો. ખુલ્લી બારીમાંથી વરસાદની ઝાપટ આવતી હતી; પરંતુ એ તરફ તેનું ધ્યાન સુદ્ધાં નહોતું.

કૃષ્ણુલાલના સર્વસ્વનો નાશ થવા બેઠો હતો—સાસરે જઇ પહોંચ્યા પછી તેને સખ્ત તાવ આવ્યો હતો-પાંચ દિવસે તે આરોગ્ય પામ્યો હતો. આ પાંચ દિવસમાં સઘળી હકીકત તેના જાણુવામાં આવી ગઈ હતી. સમસ્ત કોયલી ગામમાં 'હો હો' થઇ ગઇ હતી. સાસરેથી તે ઘેર ગયો તો ત્યાં પણ તેણે એવોજ પ્રકાર જોયો. જ્યાં હોય ત્યાં તેની સ્ત્રીના ચરિત્રની સમાલોચના—નિંદા થતી હતી. એકજ દિવસ ઘેર રહીને તે બાલારોડ ચાલ્યો આવ્યો. સ્ટેશને આવતાંજ તેને માલૂમ પડયું કે, તેની ગેરહાજરીમાં ઇન્સ્પેકટર સાહેબ આવ્યા હતા, તથા તે બીમારીનું બ્હાનું કાઢી જતો રહ્યો હતો એ હકીકત પણ ઇન્સ્પેકટરના જાણુવામાં આવી ગઈ હતી. હેડ ઑફીસ તરફથી એક નોટિસ કૃષ્ણુલાલ પર આવી હતી કે, એક મહિના પછી તેને નોકરી પરથી છુટો કરવામાં આવશે.

નોટિસની મુદ્દત પૂરી થવા આવી છે-એક મહિનામાં માત્ર બે ત્રણ દિવસ બાકી રહ્યા છે. એક મહિના પૂર્વે જેમણે કૃષ્ણુલાલને જોયો હતો તેઓ હવે તેને ઓળખી શકે તેમ નહોતા. આ એક માસમાં ચિંતાથી તે ઘણો દુર્બળ બની ગયો હતો. આંખો ઉંડી ઉતરી ગઇ હતી.

ઓરડીમાં નજીવો સરસામાન હતો. એક ભાંગ્યા તૂટયા ખાટલા પર કૃષ્ણુલાલ બેઠો હતો. દિવાલ પાસે એક પેટી પડી હતી, પેટીના પર એક ન્હાની બૅગ પડી હતી. બૅગની પાસે બે ત્રણ સામાજિક નવલકથાઓ પડી હતી. એક મ્હોટા પેષ્ટબોર્ડના ઉપર સિગારેટ બૉકસની અનેક છબીઓ ગુંદરથી ચોટાડી હતી.

વરસાદ પડવા લાગ્યો-ધીમે ધીમે અંધકાર વિશેષ પ્રમાણુમાં ફેલાવા લાગ્યો. ગગનમંડળમાં ભયંકર ગર્જનાઓ થવા લાગી. વિજળી ચમકવા લાગી. કૃષ્ણુલાલનો વિચાર-પ્રવાહ ચાલતોજ હતો. હવે માત્ર બે દિવસ પછી તેની નોકરી જવાની હતી. એ બે દિવસ પછી પોતે ક્યાં જશે, શું કરશે, શું ખાશે એનીજ તેને ઘણી ચિંતા થયા કરતી હતી. આવી સ્થિતિ આવી પડતાં બીજા પુરૂષો ઘેર જાય—છે, પોતાનાં સગાં વ્હાલાંના આશ્રયમાં રહે છે; પરંતુ કૃષ્ણુલાલને

માટે એ માર્ગ પણ બંધ હતો. તે ઘેર જઇને પોતાનું મ્હોં લોકોને કેવી રીતે બતાવે? વળી ભાભીનાં વચનો યાદ આવતાંજ ઘેર જવાની તેની કલ્પના આસ્માનમાં ઉડી જાય છે. આવા દુઃખપૂર્ણ સમયે ભાભી તરફથી તેને કોઇ પણ પ્રકારે આશ્રય મળે તેમ નથી. સાસરેથી તે ઘેર માત્ર એકજ દિવસ જઇને રહ્યો હતો; પરંતુ એ એક દિવસમાં તેની ભાભીએ તેને અનેક મર્મભેદક વચનો કહી સંભળાવ્યાં હતાં. તેણે કહ્યું હતું કેઃ—"જો આ બલાને તમે અમારે ત્યાં ન રાખી હોત તો અમારે માથે આવું કલંક બેસત નહિ. હવે તમે તો તમારે નોકરી પર ચાલ્યા જશો; પરંતુ બધું જોવાનું, સાંભળવાનું અને દાઝવાનું તો અમારેજ રહ્યું ને? હવે અમારાં બાળબચ્ચાંઓનો વિવાહ કેવી રીતે થશે?" આથી કૃષ્ણલાલને ભાભીના અન્નદાસ થઇ રહેવાની કલ્પના સુદ્ધાં થઇ નહિ. બીજું કોઇ નિકટનું સગું વ્હાલું પણ નથી. હવે બે દિવસ પછી તે કયાં જશે?

એક વખત તેણે મુંબાઈ જઇ, કોઈ ઠેકાણે ઉતરી નોકરી શોધી કાઢવાનું વિચાર્યું; પરંતુ તેને બીજા કોઇ કાર્યનો અનુભવ નહોતો કે, મુંબઇ જેવા શહેરમાં; જ્યાં—અનેક ભણેલા અને ઉપાધિઓ ધરાવનારા યુવકો રખડે છે ત્યાં તેને એકદમ નોકરી મળે. વળી મુંબાઇ જેવા શહેરમાં કોઇ સદ્‌ગૃહસ્થની ભલામણ સિવાય નોકરી મળવાની બિલકુલ આશા નહોતી. વળી જ્યાં સુધી નોકરી ન મળે ત્યાં સુધી ખરચ પણ કેવી રીતે ચલાવવું? સેવિંગ્સ બેંકમાં તેની થોડી રકમ હતી; પરંતુ એ રકમમાંથી બજારનું દેવું ચુકવતાં તેની પાસે વિશેષ રકમ સિલ્લકે રહે તેમ નહોતી. રેલ્વેના પ્રોવિડેન્ટ ફંડમાં તેની કેટલીક રકમ હતી; પરંતુ પોતે ડિસમિસ થયેલો હોવાથી તેમાંની અડધ ઉપરાંત રકમ કપાઇ જાય તેમ હતી. વળી તે રૂપિયા મળવાને પણ ચાર માસ લાગે તેમ હતા. ત્યારે શું અંતે તેને ભૂખે મરવાનોજ વખત આવશે? કૃષ્ણલાલને પોતાનું જીવન મેઘાચ્છન્ન સંધ્યાના અંધકાર જેવું લાગ્યું.

કૃષ્ણલાલ બાલારોડ આવ્યા પછી, લગભગ એક મહિનાથી વિચાર કર્યા કરતો; પરંતુ તેને એક પણ રસ્તો સુઝતો નહોતો. તેને પોતાનું ભાવિજીવન ઘણું દુઃખપૂર્ણ જણાયું. કેટલીક વખત તેને એવો વિચાર થઇ આવતો કેઃ—"બધું દૂર થાઓ, આ શોભામય સંસાર કે જેમાં મ્હારે માટે સુખ નિર્માણ થયું નથી તે બળીને

ભસ્મિભુત થઇ જાઓ,—હું હવે સંન્યાસી થઇ જઇશ. સંન્યાસી થઇને કાશીના દશાશ્વમેધ ઘાટ પર શાંતિથી ઈશ્વર સ્મરણ કરતો બેસી રહીશ. હું કાંઇ ભૂખે મરીશ નહિ. જેણે દાંત આપ્યા છે તે આહાર પણ આપશેજ." કેટલાક દિવસે પૂર્વે સ્ટેશન માસ્તરે તેને પૂછ્યું હતું કે, "ઑફીસ તરફથી પત્ર આવ્યો છે કે કયા સ્ટેશન સુધીનો તમારે પાસ જોઇએ છીએ?" એ સમયે કૃષ્ણુલાલના મનમાં કાશી જઈ સંન્યાસી થવાનો વિચારજ પ્રબળ હતો; તેથી તેણે કાશીનો પાસ માગ્યો હતો; પરંતુ આ વિચાર પર અદ્યાપિ તે દૃઢ થયો નહોતો.

વરસાદ બંધ પડયો. છ વાગ્યા. ગંગાપ્રસાદે આવી કૃષ્ણુલાલ પાસે દીવાસળી માગી દીવો સળગાવી બારી બંધ કરી દીધી. પછી તેણે કહ્યું:—"માસ્તર સાહેબ! સીધું કાઢી આપો."

કૃષ્ણુલાલ:—ના ના, આજે મ્હારે જમવું નથી.

ગંગાપ્રસાદ:—થોડું પણ જમવું નથી?

કૃષ્ણુલાલ:—ભૂખ નથી.

કૃષ્ણુલાલની પાસે મા નહોતી, સ્ત્રી નહોતી, બ્હેન નહોતી કે તેને ખાવાનો વિશેષ આગ્રહ કરે. "ઠીક સાહેબ" કહીને ગંગાપ્રસાદ ચાલ્યો ગયો.

રાત્રિના બાર વાગ્યા પછી કૃષ્ણુલાલની નોકરી હતી. તારનું કામકાજ, ટીકીટો આપવી, ગાડી પાસ કરવી, એ સર્વ કાર્યો તેને એકલાનેજ કરવાં પડતાં હતાં. પ્રભાતકાળના ચાર વાગ્યા પછી તેની નોકરી પૂરી થતી હતી. તેથી તે હમેશાં ચાર વાગ્યા પછીજ સુઇ રહેતો હતો. દરરોજ રાત્રે ચાર વાગ્યા પછી તે બુકિંગ ઑફિસમાંજ એક ગોદડો બિછાવી તેના પર બે ત્રણ કલાક સુઈ રહેતો હતો.

ગંગાપ્રસાદે દૂધ લીધું હતું; તેથી કૃષ્ણુલાલે ચ્હા બનાવી. એવામાં સ્ટેશન માસ્તર પોતાની નોકરી પુરી થવાથી સ્ટેશનેથી કૃષ્ણુલાલ પાસે આવ્યા, અને તેમણે કહ્યું:—"કૃષ્ણુલાલ! તમારો પાસ આવી ગયો છે, લ્યો" આમ કહીને પાસ કાઢી તેમણે કૃષ્ણુલાલના હાથમાં આપ્યો, તથા પૂછ્યું:—"કાશી કેમ જાઓ છો? ઘેર જવાનો વિચાર નથી કે શું?"

કૃષ્ણુલાલ:—કાશીની યાત્રા કરવાનો ઘણા દિવસથી વિચાર હતો;

વળી હવે નોકરી ગયા પછી પૈસા ખરચીને કાશી સુધી જઈ શકાય એવી વર્તમાન સ્થિતિ નહિ હોવાથી મ્હેં કાશીનો પાસ મંગાવ્યો છે.

માસ્તરઃ—ત્યાં કેટલા દિવસ રહેશો ?

કૃષ્ણુલાલઃ—હજી કાંઇ નિશ્ચય કર્યો નથી.

થોડા સમયમાંજ ચ્હા તૈયાર થઇ ગઇ. સ્ટેશન માસ્તર પણુ કૃષ્ણુલાલના આગ્રહથી ચ્હા પીવા રોકાયા હતા. તેઓ ચ્હા પી સ્વગૃહ પ્રત્યે વિદાય થયા. કૃષ્ણુલાલ—દુઃખી કૃષ્ણુલાલ અનેક પ્રકારના વિચારો કરતો કરતો પોતાની ઓરડીમાં બેસી રહ્યો.

---

## પ્રકરણ ૬ ઠું.

### રેલ્વે ટ્રેનમાં લાસ.

વઢવાણુ કેમ્પથી રાત્રે ત્રણુ વાગે ઉપડતી પેસેન્જર ટ્રેન છુટી. બાલારોડ સ્ટેશને ટ્રેન આવવાનો સીગનલમેને ઘંટ કર્યો, તથા કહ્યું:- "ચાલો, ટિકીટ લે લો."

ટિકીટ આપવાની બારી ઉઘાડી, કૃષ્ણુલાલે કેટલીક ટિકીટો આપી. રાત્રિનો સમય હોવાથી મુસાફરો વધારે નહોતા.

પછીથી ટિકીટ આપવાની બારી બંધ કરી, પેન્ટ તથા કાળો કોટ પહેરી, હાથમાં ફાનસ લઇ ટ્રેન પાસ કરવાને માટે કૃષ્ણુલાલ ટિકીટ ઑફિસમાંથી બ્હાર નીકળ્યો.

આકાશ અંધકારમય હતું. વાદળાંઓ આમ તેમ દોડતાં જણુાતાં હતાં. ઉત્તર પશ્ચિમ તરફ વિજળી ચમકતી હતી.

જોત જોતાંમાં ભયંકર અવાજ કરતી પેસેન્જર ટ્રેન બાલારોડના પ્લેટફોર્મ પર આવી ઉભી રહી. આજે વૃષ્ટિ થશે એવા ભયથી પાન બીડી વેચનાર આવ્યો નહોતો. પુરી તેમજ ગાંઠીઆ વેચનારો પણુ આજે નિશ્ચિંત જીવે પોતાની જીર્ણ ઝુંપડીમાં નિદ્રાધીન થઇ ગયો હતો. કૃષ્ણુલાલ તથા સિગનલમેન સિવાય બીજો કોઈ નોકર સુદ્ધાં સ્ટેશન પર હાજર નહોતો.

ટ્રેન સ્ટેશને આવીને ઉભી રહી કે તરતજ એક સેકન્ડ કલાસના ડબ્બામાં ભયંકર કોલાહલ થવા લાગ્યો. કેટલાક માણુસો હાવરા

બાવરા બની જઇ, ડબ્બામાંથી નીચે ઉતરી પડી "બાબુ સાહેબ–બાબુ સાહેબ–ગાર્ડ સાહેબ" કહીને બૂમો મારવા લાગ્યા.

આ ગરબડ થતી જાણવામાં આવતાંજ હાથમાં ફાનસ લઇને કૃષ્ણલાલ એ ડબ્બા પાસે જઇ પહોંચ્યો, અને તેણે પૂછ્યું:–"શું છે? શું છે?"

ત્રણ ચાર પેસેન્જરો એક સાથે બોલી ઉઠયા:–"એક માણસ મરી ગયો છે. બાબુ સાહેબ!"

"કયાં છે–કયાં છે?" કહેતો કૃષ્ણલાલ એક ડબ્બામાં ચઢયો, તથા નીચે ઉતરેલા પેસેન્જરો ફરીથી ડબ્બામાં પ્રવેશ કરી બતાવવા લાગ્યા કે, "આ જુઓ!"

કૃષ્ણલાલે જોયું કે, એક સન્યાસીનો મૃતદેહ ડબ્બામાં પડયો હતો, આ દેખાવ જોતાંજ તે કંપી ઉઠયો.

બીજા ડબ્બાઓમાંથી પણ કેટલાક માણસો ઉતરી આવી એ ડબ્બા આગળ એકઠા થઇ ગયા.

કૃષ્ણલાલે પૂછ્યું:–કેવી રીતે મરી ગયો?"

પેસેન્જરોએ ઉત્તર આપ્યો "વઢવાણ કેમ્પથી ટ્રેન ઉપડી ત્યાં સુધી સંન્યાસી મહાત્માને કાંઇ થયું નહોતું–તેઓ અમારી સાથે વાતચિત સુદ્ધાં કરતા હતા. વઢવાણ કેમ્પથી ટ્રેન ઉપડતાંજ તેમણે ગાંજો પીવાને ચલમ ભરવા માંડી,–ઝોળીમાંથી ચલમ બ્હાર કાઢી, અને ત્યાર પછી તેમાંથી ગાંજો કાઢતાં તેમનું સર્વાંગ કંપી ઉઠયું. પછીથી તેઓ વિશેષ કંપવા લાગ્યા. એક બે જણ તેમના હાથ પકડવા લાગ્યા; પરંતુ પકડી શકયા નહિ. સંન્યાસી મહાત્મા વિના વિલંબે ઢળી પડયા. મ્હોંમાંથી ફીણ નીકળી આવ્યું. પછીથી થોડા સમયમાંજ તેમનું સર્વાંગ સ્થિર થઈ ગયું. અમે તેમને નાકે હાથ મૂકી તપાસ કરી તો શ્વાસ–પ્રશ્વાસ બંધ થઇ ગયો હતો.

કૃષ્ણલાલ:––કેટલા સમય સુધી તેઓ ધ્રૂજતા રહ્યા હતા?

મુસાફરો:––લગભગ દશ બાર મિનિટ.

બરાબર આ સમયે ગાર્ડ પણ આવી પહોંચ્યો. સઘળી હકીકત સાંભળી લઇ તેણે કૃષ્ણલાલને કહ્યું:–"સંન્યાસીનો મૃતદેહ ટ્રેનમાંથી નીચે ઉતારો."

કૃષ્ણલાલ:–"લાસને અહિં ઉતારવાથી શું ફાયદો થશે? અહિં ડૉકટર નથી, તેમજ પોલિસ પણ નથી."

ગાર્ડે કહ્યું:–"ત્યારે હું લાસને ટ્રેનમાં લઈ જઇ શકીશ નહિ. રેલ્વે કંપનીનો કાયદો છે કે, લાસને ટ્રેનમાં લઇ જવી નહિ. પોલિસ તથા ડૉકટરને અકસ્માતનો તાર કરશો એટલે તેઓ આવી પહોંચશે."

નિરૂપાયે કૃષ્ણલાલને ગાર્ડનું કહેવું કબલ કરવું પડયું. લાસને નીચે ઉતારવામાં આવી. ગાર્ડે પેસેન્જરોને પૂછ્યું:–"ટ્રેનમાં સન્યાસીની શી શી વસ્તુઓ છે?"

મુસાફરોએ એક ટ્રંક, એક કમંડળ અને એક મૃગચર્મ બતાવી દીધું.

સઘળી વસ્તુઓ નીચે ઉતારી, તેની વિગતની બે નકલો કરી એક નકલમાં ગાર્ડે કૃષ્ણલાલની સહી લઇ પોતાની પાસે રાખી, અને બીજી નકલમાં પોતે સહી કરી એ નકલ કૃષ્ણલાલને સ્વાધીન કરી.

ટ્રેન ચાલી નીકળી, બીજે સ્ટેશને ટ્રેન છુટયાનો તાર કરી કૃષ્ણલાલ પાછો બ્હાર આવ્યો. તેણે સિગનલમેનને પૂછ્યું:–"લાસને કયાં રાખીશું? પ્લેટફૉર્મ પર પડી રહેવા દેવી વ્યાજબી નથી. શિયાળ યા તો કૂતરાંઓ વખત છે ને ખેંચી જાય તો?"

સિગનલમેને ઉત્તર આપ્યો:–"ત્યારે તો પારસલ ઑફિસમાં રાખીએ."

"હા, એમજ કરીએ." કહીને કૃષ્ણલાલે કુંચીઓ લઇ આવી પારસલ ઑફિસ ઉઘાડી સન્યાસીનો મૃતદેહ ત્યાં લઇ જઇને મૂકયો; તેનો સઘળો સરસામાન પણ પારસલ ઑફિસમાં મૂકી, ઑફિસ બંધ કરી તે બુકીંગ ઑફિસમાં એકિસડેન્ટ મેસેજ લખવા બેઠો.

સિગનલમેને કૃષ્ણલાલને પૂછ્યું:—"બાબુ સાહેબ! હવે કોઈ ગુડસ ટ્રેન છે કે?"

કૃષ્ણલાલે બન્ને બાજુનાં સ્ટેશનોએ પૂછી જોયું તો બીજી એક પણ ટ્રેન રાત્રે નહોતી. આ પ્રકાર જાણવામાં આવ્યા પછી સિગનલમેને કહ્યું:–"બાબુ સાહેબ! મ્હારી સ્ત્રી ઘણી બિમાર છે; તેથી જો રજા આપો તો હું ઘેર જઉં. સ્હવારે પાછો આવીશ."

કૃષ્ણલાલે કહ્યું:—"ભલે જાઓ."

એકિસડેન્ટ મેસેજ આપી, કૃષ્ણલાલ બુકિંગ ઑફિસમાંજ સુઇ રહ્યો.

બ્હાર કવચિત્ કવચિત્ મેઘગર્જના થતી હતી. કૃષ્ણલાલના

નેત્રોમાં નિદ્રા આવી નહિ. તે એક વખતે પોતાની વાતનો તથા બીજી વખતે સંન્યાસીની વાતનો વિચાર કરવા લાગ્યો.

તેણે વિચાર્યું:—" આ સંન્યાસી કોણ હશે? ગુજરાતી હશે કે હિંદુસ્તાની ? આકાર પ્રકાર તો હિંદુસ્તાનીના જેવા જણાય છે. ક્યાં જતો હશે તે કોણ જાણે! કદાચ નાસિક તરફ જતો હશે. કાલે સ્હવારની ટ્રેનમાં વઢવાણ કેમ્પથી પોલિસ આવી તેની તેમજ તેના સરસામાનની તપાસ કરશે એટલે હું તેની ટિકીટ જોઈશ; જે ઉપરથી તે ક્યાંથી આવે છે અને ક્યાં જવાનો હતો તે માલૂમ પડશે!"

પછીથી તેણે પોતાની સ્થિતિનો વિચાર કરવા માંડયો:—"કાશીનો પાસ લઇ મ્હેં હાથે કરીને હરકત વેઠી લીધી છે. કાશીમાં જઇને હું શું કરીશ? સંન્યાસી થઇશ? સંન્યાસી થવું એ કાંઇ સહેલી વાત નથી. સંન્યાસ ભોગવનારને અનેક દુઃખો સહન કરવાં પડે છે. આ સંન્યાસીજ હતો ને? આજે તેના મૃત્યુ પાછળ કોઇ એક આંસુ પાડનાર પણ નથી. મ્હારી પાછળ પણ કોણ આંસુ પાડે તેમ છે! હું મરી જઇશ તો કોણ મ્હારી પાછળ રડનાર છે? હું સંન્યાસી નથી થયો તો પણ મ્હારી સ્થિતિ સંન્યાસી-ફકીર જેવી છે. મહિનો ઘેર બેસીને ખાવા જેટલી સિલક પણ મ્હારી પાસે નથી. બસ હવે પુનર્વિવાહ કરવાની વાતને પડતી મૂકીશ. જો એક બૈરી જીવતી છે અને બીજી કરવા જઇશ તો નવી કન્યાના બાપને હજાર રૂપીયાની એક થેલી આપવી પડશે, અને અહિં તો ઘરમાં હનુમાનજી દોડાદોડ કરી રહ્યા છે.-ખિસ્સાં સાફ ચટ મયદાન છે; માટે કાશી ચાલ્યો જઇશ. અન્નપૂર્ણા માતાને ત્યાં કોઇ અન્ન સિવાય મરી ગયો હોય એવું હજી સુધી મ્હેં સાંભળ્યું નથી. હાય ભાગ્ય! શું મ્હારા નશીબમાં છેવટ સંન્યાસી થવાનુંજ લખાયલું હતું કે?"

વળી પુનઃ તે સંન્યાસીની વાતનો વિચાર કરવા લાગ્યો:— "આ સંન્યાસી પણ શું મ્હારા જેવો દુઃખી હશે? મ્હારા જેવો દરિદ્ર હશે? પરંતુ એ થર્ડ ક્લાસમાં મુસાફરી કરતો નહોતો,—સેકન્ડ ક્લાસમાં મુસાફરી કરતો હતો. હિંદુસ્તાની લોકો શ્રીમંત હોય છે તોજ સેકન્ડ ક્લાસમાં મુસાફરી કરે છે. વળી કેટલાક સંન્યાસીઓ શ્રીમંત હોવાની વાત મ્હેં સાંભળી છે. બધા સંન્યાસીઓ કાંઇ ફકીર હોતા નથી. હં, પરંતુ જો કદાચ એની પેટીમાં રૂપિયા હોય તો!

કેટલા રૂપિયા હશે તેની કોને ખબર છે! એકસો, બસો કે હજાર? કે કે તેથી પણ વધારે? કાલે પોલિસ આવી પેટી ઉઘાડશે—ત્યારે સઘળું માલૂમ પડશે. કેટલાક રૂપિયા પોલિસ ખાઇ જશે, અને કેટલાક સરકારમાં જમા થશે.

આ સમયે કૃષ્ણલાલના મનમાં એકાએક એક વિચાર થઈ આવ્યો. આ સમયેજ બ્હાર ગગનમંડળ ગાજી ઉઠયું. એ ગર્જના સાંભળી કૃષ્ણલાલ ભયનો માર્યો ધ્રુજી ઉઠયો.

વળી પાછી થોડા સમય સુધી તેણે પોતાની આસન્ન અવસ્થાનો વિચાર કર્યો. તેના મનમાં ઉપરોક્ત ગોપનીય વિચાર વિશેષ પ્રમાણમાં પોતાની સત્તા સ્થાપવાનો યત્ન કરવા લાગ્યો. તેણે વિચાર્યું:—"જો આ સંન્યાસીની પેટીમાં પુષ્કળ રૂપિયા હોય તો હુંજ શા માટે ન લઈ લઉં? પોલિસને શા માટે ખાઇ જવા દઉં? સરકારની ભરપૂર તિજોરીમાં પણ શા માટે જવા દઉં?"

આ સમયે તો અંતર્યામી દેવતા ગાજી ઉઠયા નહિ. કૃષ્ણલાલનો વિચારપ્રવાહ અટકયો નહોતો. "જો હું રૂપિયા લઉં તો એમાં શો દોષ છે? હવે સંન્યાસી તો કાંઇ એ રૂપિઆથી સુખ ભોગવી શકવાનો નથી! હું કોઇનું અનિષ્ટ પણ કરતો નથી! કદાચ પહાડપર ફરતાં ફરતાં મ્હને એક કીંમતી હીરો જડી આવે તો તે હુ કેમ ન લઉં? મ્હને ઉત્તમ સુયોગ મળ્યો છે. હમણાં સ્ટેશનપર મ્હારા સિવાય બીજું કોઈ હાજર નથી. હું પારસલ ઑફિસ ઉઘાડીને સંન્યાસીના દેહની તપાસ કરૂં, એટલે અવશ્ય તેની પેટીની કુંચી મળી આવશે.

આ સમયે વરસાદ પડવો શરૂ થયો. સ્ટેશનના પતરાના છાપરાપર મ્હોટાં વૃષ્ટિબિંદુઓ પડવાથી ટંગ ટંગ અવાજ થવા લાગ્યો.

કૃષ્ણલાલ ધીમે ધીમે ઉઠી ઉભો થયો. પછી પગમાં બૂટ પહેરી, પારસલ ઑફિસ ઉઘાડવાની કુંચી તથા ફાનસ લઇને બ્હાર નીકળ્યો. એક વખત તેણે ચારે તરફ દ્રષ્ટિ કરી તો કોઇ તેની નજરે પડયું નહિ. સર્વત્ર અંધકાર જણાતો હતો. આવો અંધકાર, આવો વરસાદ તેમજ આવી એકાંત જગ્યા ચોરને માટે કેવી સુયોગ ભરેલી ગણાય?

કૃષ્ણલાલ ધ્રુજતે પગે પારસલ ઑફિસ પાસે જઇ પહોંચ્યો. પછીથી ફાનસ નીચે મુકી તાળું ઉઘાડયું. તાળું ઉઘાડતાંની સાથેજ

તેના હાથ કંપી ઉઠયા. તેના જમણા હાથમાંથી ચાવીઓનું ઝુમખું નીચે પડી ગયું.

ઉભો ઉભો કૃષ્ણલાલ વિચારવા લાગ્યોઃ—" કદાચ આ પારસલ ઑફિસમાં સંન્યાસી જીવતો થઇને બેઠો હોય તો ? " ભયથી કૃષ્ણલાલનું હૃદય કંપવા લાગ્યું. તેથી તે પાછું તાળું વાસી દઈ ધ્રુજતા પગે બુકીંગ ઑફિસમાં પાછો આવ્યો.

ખુરશીપર બેસી તે વિચારવા લાગ્યો કેઃ—" હું કેવો બ્હીકણુ છું. શરમ છે મ્હારી જાતને ! શું હું બાળક છું અગર તો ગામડાનો મૂર્ખ ખેડુત છું કે ભૂતના ભયથી હું નાશી આવ્યો ? જે સંન્યાસી મરી ગયો છે, તે ફરીથી કેવી રીતે જીવતો થઇ શકે ? ઈશ્વરે મ્હારી ગરીબ સ્થિતિનો વિચાર કરી મ્હને આવો સુયોગ આપ્યો છે, તો આવા સુયોગને હું છોકરીની માફક બ્હી જઈ વ્યર્થ જવા દઉં ? નહિ નહિ, તેમ કદાપિ થવા દઈશ નહિ. હું જઇશ—મ્હારૂં ભાગ્ય અજમાવીશ. "

કૃષ્ણલાલે ઘડીઆળમાં જોયું તો પાંચમાં વીસ મિનિટ બાકી હતી. પાંચ વાગ્યે સિગનલમેન આવનાર હતો. પછીથી કાંઈ થાય તેમ નહોતું.

કૃષ્ણલાલ ચિત્તને દ્રઢ કરી, ચાવીઓનું ઝુમખું તથા ફાનસ મજબુતાઇથી પકડી પાછો પારસલ ઑફિસ પાસે ગયો. પછીથી તાળું ઉઘાડી તેણે ઑફિસમાં પ્રવેશ કર્યો, અને અંદરથી બારણા બંધ કરી દીધાં.

પારસલ ઑફિસમાં જૂદી જૂદી વસ્તુઓનાં પારસલો આડાં અવળાં પડયાં હતાં. મધ્યસ્થળે ભગવાં વસ્ત્રોવાળા સંન્યાસીનો મૃતદેહ પડયો હતો. ફાનસનો પ્રકાશ મૃત સંન્યાસીના મુખપર ફેંકી કૃષ્ણલાલ થોડા સમય સુધી તેની તરફ જોઇ રહ્યો. જ્યારે તેને એવી ખાત્રી થઇ કે, એ દેહ તદ્દન સ્થિર છે ત્યારે તે બૂટ કાઢી ધીમે ધીમે અગ્રેસર થયો.

પાસે જઇને પુનઃ તેણે સંન્યાસીની મૂર્તિ પ્રતિ દ્રષ્ટિપાત્ કર્યો, સંન્યાસીની ઉંમર લગભગ ત્રીસ વર્ષની હોવાનું તે અનુમાન કરી શકયો. સંન્યાસીના શરીરનો રંગ શ્યામ હોવા છતાં મુખમંડળ ઘણું તેજસ્વી હતું. માથાપર મ્હોટી જટા હોઈ દાઢી પણ વધેલી હતી. સંન્યાસીની મૂર્તિનું દર્શન કરતાં કૃષ્ણલાલ પુનઃ ભયથી ધ્રુજી ઉઠયો;

પરંતુ મહામહેનતે હૃદયની સઘળી દૃઢતા એકત્ર કરીને તે ત્યાં બેઠો. મૃતદેહની કમરપર હાથ ફેરવીને તે ચાવી શોધવા લાગ્યો. તેણે સંન્યાસીના કટિવસ્ત્રમાં એક રેશમી વાટવો બાંધેલો જોયો. વાટવો બહાર કાઢી લઇ તપાસ કરતાં તેમાંથી બે ચાવી, એક ટિકીટ, કેટલાક રૂપિયા અને થોડું પરચુરણ મળી આવ્યું.

એક કુંચી બહાર કાઢીને કૃષ્ણલાલે ટ્રંક ઉઘાડી. ટ્રંકમાં વિવિધ પ્રકારની વસ્તુઓ હતી. બે રેશમી સિલ્કનાં ભગવાં વસ્ત્રો, એક કોકોનેટ ઑઇલની શીશી, એક મોટો આયનો, એક સુગંધિત અત્તરની શીશી, એક સોનાના અછોડાવાળું ઘડીઆળ, એક જોડ રેશમી ચાદર, એક મીણબત્તીનું પડીકું, એક દીવાસળીની પેટીઓનું બંડલ, એક હિંદી ભાગવત, એક રામાયણ તથા અંતે એક મ્હોટી થેલી તથા તેની સાથે રૂમાલમાં બાંધેલું કાગળોનું એક બંડલ હતું.

થેલી તથા કાગળોનું બંડલ બહાર કાઢી લઇ, સઘળી વસ્તુઓ પાછી બરાબર ગોઠવી કૃષ્ણલાલે ટ્રંક બંધ કરી દીધી. થેલીમાંજ કૃષ્ણલાલને જે જોઇતું હતું તે હતું. તેણે વિચાર્યું:-"કોણ જાણે કે આમાં બધા રૂપિયા હશે કે ગીનીઓ ? વળી આ રૂમાલમાં જે કાગળો બાંધેલાં છે તે બધી નોટો હશે કે શું ? જો બધી નોટો હોય તો કેટલા રૂપીઆની હશે ? આવા વિચારો કરતાં કરતાં કૃષ્ણલાલે ટ્રંકની ચાવી વાટવામાં પાછી મૂકી દઇને ટિકીટ તપાસી જોઇ. સંન્યાસી પાલીતાણાથી આવતો હતો અને મુંબાઇ જતો હતો. ટીકીટ વાટવામાં પાછી મૂકી દઇ વાટવો સંન્યાસીના કટિવસ્ત્રમાં પૂર્વ પ્રમાણે રાખી બગલમાં રૂમાલથી બાંધેલું બંડલ, જમણા હાથમાં થેલી તેમજ ડાબા હાથમાં ફાનસ લઈ કૃષ્ણલાલ ઉભો થયો. તે પાછો સંન્યાસીના મ્હોં તરફ ટગર ટગર જોઇ રહ્યો; પરંતુ આ શું ? સંન્યાસી હસતો હતો ! પૂર્વે તેના ઓષ્ઠ સંયુક્ત હતા તે હવે પહોળા થઇ ગયા હતા ! દાંત પણ હાલતા જણાય છે ! કૃષ્ણલાલ તીરવેગે પારસલ ઑફિસની બહાર નીકળ્યો, અને તેણે ઝડપથી બારણાં બંધ કરી દઇ તાળું વાસી દીધું. પછી તે ધ્રુજતો ધ્રુજતો બુકિંગ ઑફિસમાં ગયો. એક કબાટ ઉઘાડી તેણે થેલી તથા બંડલ તેમાં મૂકી દીધાં, અને પછી ચંબુમાંથી એક ગ્લાસમાં થોડું જળ રેડી તે પી ગયો.

કૃષ્ણલાલનું સર્વાંગ પસીનાથી ભીંજાઇ ગયું હતું. બુકિંગ ઑફિસમાં તેને ઘણી ગરમી જણાવા લાગી; પરંતુ બહાર નીકળી

થોડા સમય સુધી ફરવાનું સાહસ તે કરી શકયો નહિ. પ્રભાતકાળ થવા આવેલો છતાં બહાર ભીષણ અંધકાર હતો, અને કદાચ તે બહાર જાય ને જો પેલો સંન્યાસી તેને આવીને કહે કે, 'મ્હારી થેલી લાવ, મ્હારી નોટોનું બંડલ લાવ,' તો શું થાય ? પારસલ ઑફિસને તાળું માર્યું છે; પરંતુ ભૂતને આવવું હોય તો તાળું તેને શું કરી શકે ?

એકાએક બહાર કોઇનાં પગલાંનો અવાજ થયો.

કોણ આવતું હશે ?—ભયથી કૃષ્ણલાલ સફેદ પુણી જેવો થઈ ગયો—તેણે વ્યાકુળતાથી દ્વાર તરફ દ્રષ્ટિ કરી તો આવનાર મરી ગયેલો સંન્યાસી નહિ પરંતુ સિગનલમેન હતો. તેને જોતાંજ કૃષ્ણલાલનું ચિંતાતુર તેમજ ભયથી વ્યાકુળ બની ગયેલું ચિત્ત કાંઇક શાંત થયું. તેણે સિગનલમેનને કહ્યું:—"કેમ ઘેર તમારી પત્નીને તો ઠીક છે ને ?"

"જી, હા." સિગનલમેને ઉત્તર આપ્યો.

પછી બન્ને પોતપોતાના કામે લાગ્યા.

---

## પ્રકરણ ૭ મું.

---

### લાસને અગ્નિદાહ.

સિગનલમેનને તેની સ્ત્રી ઘેર બિમાર હોવાથી ઉજાગરો થયો હતો તેથી તે તો આવ્યો એવોજ લાંબી તાણીને ઉંઘી ગયો. દશ મિનિટમાં તો તેની નાસિકા ગર્જના કરવા લાગી; પરંતુ કૃષ્ણલાલનાં નેત્રોમાં નિદ્રા આવી નહિ. તે તો માત્ર આડો પડયો હતો એટલુંજ. જે કબાટમાં તેણે થેલી તથા બંડલ મૂકયાં હતાં તે કબાટને તાળું મારેલું નહોતું; તેથી કદાચ સિગનલમેન રાત્રે ઉઠીને એ કબાટ ઉઘાડે તો ? તેની કુંચી પણ નહોતી કે કબાટ બંધ કરાય. એક વખત થેલી તથા બંડલ ઘેર મૂકી આવવાનો વિચાર થયો; પરંતુ કબાટ ઉઘાડતાં તેના ખડખડાટથી સિગનલમેન જાગી ઉઠે તો કારસ્થાન જાહિર થઈ જાય, એવા ભયથી તે એમ કરી શકયો નહિ. વળી એક વખત થેલી તથા બંડલ બહાર કાઢી તેમાં શું છે તે જોવાની તેને પ્રબળ ઇચ્છા થઇ આવી; પરંતુ ભયનો માર્યો એ કશું કરી શકયો નહિ.

કૃષ્ણલાલ પડયો પડયો વિચારવા લાગ્યો: "કોણ જાણે કે બધા મળીને કેટલા રૂપિયા હશે ? થેલી તો પાંચશેર જેટલી ભારે

છે. જો બધાય રૂપીઆ હોય તો લગભગ પાંચસો હોવા જોઇએ; પરંતુ જો કદાચ એમાં સોનામહોરો હોય તો કેટલી મહોરો હશે?! પરંતુ બધી મહોરો હોય એ સંભવિત નથી. છતાં હિસાબ ગણી જોવામાં શી હરકત છે? રૂપિયા કરતાં વીસઘણી કીંમતની એટલે કે દસ હજાર રૂપિયા તો હશે, અને પેલું રૂમાલથી બાંધેલુ બંડલ છે, તેમાં નોટો હશે કે શું? કે પછી નકામા કાગળો હશે? જો નોટો હોય તો કોણ જાણે કે કેટલા રૂપિયાની નોટો હશે! જો બધી નોટો હોય તો લાખ રૂપીઆની પણ હોઇ શકે!"

કૃષ્ણુલાલ આવા વિચારો કરવા લાગ્યો. ઘડીઆળમાં છ વાગ્યા, વરસાદ બંધ પડી ગયો હતો. વાયુનો અવાજ પણ હવે સંભળાતો નહોતો. ઘણીજ ગરમી લાગવાથી કૃષ્ણુલાલે ઉઠીને એક બારી ઉઘાડી. બારીમાંથી શીતળ વાયુ આવવા લાગ્યો. કાંઇક આરામ મળવાથી કૃષ્ણુલાલ બહાર નીકળ્યો. એક વખત તેણે આકાશ તરફ નજર કરી. પૂર્વ દિશામાં સૂર્ય ભગવાનનાં તેજસ્વી કિરણો ફેલાવા લાગ્યાં હતાં. થોડે દૂર બે આંબાનાં વૃક્ષ આવેલાં હતાં. એ વૃક્ષોની પાસે કૃષ્ણુલાલની ઓરડી હતી. મૃદુ તેમજ શીતળ વાયુ કૃષ્ણુલાલની સઘળી ચિંતાને જાણે કે હરી જવા લાગ્યો. કૃષ્ણુલાલ થોડા સમયમાંજ સુસ્થ થયો. લાખ રૂપિયાનું સ્વપ્ન તેને હવાઈ કિલ્લા જેવું જણાયું. તેને એમ લાગ્યું કે, બહુ બહુ તો ચારસો પાંચસો રૂપિયા હશે. જ્યાં સુધી એકાદ નોકરી નહિ મળે ત્યાં સુધી એટલા રૂપિયામાં હું કોઈ પણ પ્રકારે મ્હારૂં ખર્ચ નિભાવી શકીશ.

બરાબર આજ સમયે ટેલિગ્રાફનો ઘંટ 'ટંગ ટંગ' અવાજ કરતો વાગ્યો. કૃષ્ણુલાલ ટેલિગ્રાફ પાસે ગયો, તથા તેણે પૂછ્યું:—
"કોણ પ્રાણુજીવનદાસ કે?"

"હા."

"કયી ટ્રેન છે?"

"દશ નંબરની ગુડસ ટ્રેન."

"ઠીક."

કૃષ્ણુલાલે પછીથી સિગનલમેનને જગાડયો, અને લખતરથી ગુડસ ટ્રેન છુટયાનું જણાવ્યું. સિગનલમેન સિગનલ આપવાને માટે બુકિંગ ઑફિસની બ્હાર નીકળી પડયો. કૃષ્ણુલાલ પણ આવા સુયોગની રાહ જોઈ રહ્યો હતો. જલદીથી તે કબાટ ઉઘાડી, તેમાંથી

થેલી તથા બંડલ બ્હાર કાઢી ધોતિયામાં છુપાવી પોતાની ઓરડીપર ચાલ્યો ગયો. ઓરડીમાં પ્રવેશ કરી, દ્વાર બંધ કરી તેણે થેલીનું મ્હો પહોળું કરી જોયું તો તેમાં તેની નજરે સફેદ રૂપિયા પડયા. એમાં એક પણ સોના મહોર નહોતી. રૂપિયા નજરે પડતાંની સાથેજ કૃષ્ણલાલથી નિરાશા ભરેલો એક નિશ્વાસ મૂકી દેવાયો.

પછીથી પલંગમાં બેસીને કૃષ્ણલાલે બંડલ તપાસ્યું, રેશમી રૂમાલ છોડી નાખ્યો; તો નોટોને બદલે એક લખેલા કાગળોનો થોકડો તેણે જોયો. કયાં જતા રહ્યા સ્વપ્નસૃષ્ટિના લાખ રૂપિયા? એ કાગળોમાં કેટલાંક નવા જૂના પત્રો હતા, તથા બે મોટી હાથે લખેલી ચોપડીઓ હતી. કેટલાંક ફાટેલાં વર્તમાનપત્ર હતાં, એક કવર પર ઇંગ્રેજીમાં એક ઠેકાણું આ પ્રમાણે લખેલું હતું.

શ્રી નારાયણદાસ સ્વામી,
શાંતિકુટિર
બનારસ સીટી.

કૃષ્ણલાલે પછીથી પેલી બે મ્હોટી હાથે લખેલી ચોપડીઓ તપાસી તો તે ગ્રંથાકારમાં લખેલી હતી. આ પ્રકાર જોઇ કૃષ્ણલાલ હસી પડી બોલી ઉઠયોઃ—"આ તો સંન્યાસી મહાત્મા છે કે કોઇ મહાન્ ભયંકર ગ્રંથકાર? મ્હને તો લાગે છે કે, એ કોઇ ગુજરાતી ભાષાના ગ્રંથકાર હશે, અને મુંબઈ આ પુસ્તકો છપાવા જતા હશે!" પછીથી કૃષ્ણલાલે એક ચોપડીના મુખપૃષ્ઠને બરાબર વાંચી જોયું તો તેના પર લખેલું હતું કે—"આત્મજીવનચરિત્ર ભાગ ૧લો સાંસારિક જીવન" બીજી ચોપડીના પ્રથમ પૃષ્ઠ પર લખેલું હતું કે— "ભાગ ૨ જો સંન્યાસી જીવન."

એવે સમયે ગુડસ ટ્રેન આવવાનો ખડખડાટ સંભળાયો. કૃષ્ણલાલ ત્વરાથી ગુડસ ટ્રેન પાસ કરવાને માટે ઓરડીની બહાર નીકળી પડી બહાર તાળું મારી સ્ટેશને જઇ પહોંચ્યો.

બીજા દિવસના મધ્યાન્હનો સમય થયો. વઢવાણ કેમ્પથી ફાસ્ટ ટ્રેન છુટી. આ ટ્રેનમાંજ પોલિસ, ડૉક્ટર વગેરે આવી પહોંચનાર હતા. આ સમયે સ્ટેશન માસ્તર, કૃષ્ણલાલ, સિગનલમેન સૌ બાલારોડ સ્ટેશને હાજર રહેતા હતા.

રાત્રે ટ્રેનમાંથી મુડદું નીકળ્યું છે. એ સમાચાર અત્યાર સુ-

ધીમાં સર્વત્ર જાહિર થઇ ગયા હતા. શું બને છે, તે જોવાને ઘણાં માણસો સ્ટેશને આવ્યાં હતાં. પોલિસ તેમને 'હટ જાઓ, હટ જાઓ' કહીને દૂર હાંકી કાઢવાનો યત્ન કરતો હતો. વિના વિલંબે ઘંટ થયો. ટ્રેન બાલારોડ સ્ટેશનના પ્લેટફૉર્મપર આવી ઉભી રહી. વઢવાણ કેમ્પ-થી પોલિસ ઇન્સ્પેકટર, ડૉકટર વગેરે આવી પહોંચ્યા. ટ્રેન ઉપડી ગઇ.

પારસલ ઑફિસ ઉઘાડી તેમાંથી સંન્યાસીનો મૃતદેહ બહાર પ્લેટફૉર્મપર મંગાવવામાં આવ્યો. બુકિંગ ઑફિસમાંથી સિગનલમેને કેટલીક ખુરસીઓ બહાર કાઢી લાવી મૃતદેહ આગળ મુકી. તેનાપર પોલિસ ઇન્સ્પેકટર સાહેબ, સ્ટેશન માસ્તર તથા ડૉકટર બેઠા. પોલિસ ઇન્સ્પેકટરના કહેવાથી પ્રથમ ડૉકટરે સંન્યાસીના મૃતદેહની પરીક્ષા કરી જોઈ. કોઇ પણ ઠેકાણે આઘાત થયાનું એક પણ ચિન્હ માલૂમ પડયું નહિ. સ્વાભાવિક મૃત્યુ થયું છે એવો ડૉકટરે અભિપ્રાય દર્શાવ્યો.

પોલિસ ઇન્સ્પેકટરઃ—સંદેહ જેવું કાંઈ જણાતું નથી ?

ડોકટરઃ—ના.

"ત્યારે સર્ટીફીકેટ લખી આપો."

ડૉકટરે નિયમાનુસાર સર્ટિફિકેટ લખી આપ્યું.

ઇન્સ્પેકટરની આજ્ઞાનુસાર એક સિપાહીએ સંન્યાસીની કમર-પર હાથ ફેરવીને કુંચી શોધી કાઢી. ટ્રંક ઉઘાડી સઘળી વસ્તુઓની બરાબર ચોકસાઇથી તપાસ કરી; પરંતુ તેના નામ ઠામનો કાંઇ પત્તો લાગ્યો નહિ. માત્ર વાટવામાંથી જે ટિકીટ મળી આવી તે પરથી એટલો નિર્ણય થયો કે, સંન્યાસી પાલિતાણાથી મુંબાઇ જતો હતો. વાટવામાંથી ટિકીટ સિવાય, રોકડા દશ રૂપિયા, કેટલાક આના પણ નીકળ્યા. ઇન્સપેકટરે કહ્યું:—"આટલી રકમ તેને અગ્નિદાહ દેવાને માટે પૂરતી છે, નહિ તો સરકારની તિજોરીમાંથી ખર્ચ કરવું પડત!"

મૃતદેહને કોણ અગ્નિદાહ દે ? ઇન્સ્પેકટરે સૌને પૂછયું;—"આ સંન્યાસી કયા દેશના રહેવાસી હોય એમ જણાય છે ?"

આ પ્રશ્ન સાંભળતાંજ કૃષ્ણલાલ બોલી ઉઠયો:—

"ગુજરાતનાજ હોય એમ લાગે છે." આટલું બોલ્યા પછી કૃષ્ણલાલને એમ લાગ્યું કે, તેણે ભૂલ કરી હતી.

ઇન્સ્પેકટરે પૂછયું:—"તમે કેવી રીતે જાણ્યું કે એ ગુજરાતી છે?"

કૃષ્ણુલાલે અલ્પ સમય સુધી વિચાર કરી ઉતર આપ્યો:–"મ્હને તો તેમના મ્હોંપરથી એમ જણાય છે કે તેઓ ગુજરાતી હોવા જોઇએ."

આ ઉત્તર સાંભળી સહુએ પુનઃ એક વખત મૃત સંન્યાસીના મુખને બરાબર નિહાળ્યું. બાલારોડમાં રહેતો એક માણુસ બોલી ઉઠયો:—"આ સંન્યાસીનું મ્હોં આપણા ડેપ્યુટી સ્ટેશન માસ્તર કૃષ્ણુલાલને મળતું છે. જાણે બન્ને ભાઇઓજ કેમ ન હોય! જો માથાપર જટા અને દાઢી ન હોત તો તેઓ બરાબર કૃષ્ણુલાલ જેવાજ દેખાત."

સ્ટેશન માસ્તર:–બન્નેની ઉંમર તેમજ શરીરનો રંગ સરખોજ છે. મ્હોં પણુ કાંઇક અંશે મળતું છે.

આ સમયે ઇન્સ્પેકટરે હો હો કરતાં હસી પડીને કહ્યું:—"કૃષ્ણુલાલ! બધાનું એમ કહેવું છે કે, સંન્યાસી તમારા ભાઈ જેવા છે, તો તેમને તમેજ અગ્નિદાહ દ્યો! એટલે બધી ખટપટ જતી રહે."

સહુ 'હો હો' કરતા હસી પડયા. કૃષ્ણુલાલ 'ના ના' કહેતો મસ્તક હલાવતો ત્યાંથી ચાલ્યો ગયો.

---

## પ્રકરણુ ૮ મું.

---

### "કૃષ્ણુલાલ તું મરી જા!"

જે દિવસે સંન્યાસીના મૃતદેહને અગ્નિદાહ દેવામાં આવ્યો તે દિવસે રાત્રે કૃષ્ણુલાલ પોતાની ઓરડીનાં બારણા બંધ કરીને પથારીપર બેઠો હતો. તેણે પોતાની પેટી ઉઘાડી તેમાંથી સંન્યાસીની થેલી બ્હાર કાઢી. પછી અવાજ ન થાય એવી સાવધાનતાથી તેણે થેલીમાંથી રૂપિયા બ્હાર કાઢી, પથારીપર મૂકી ગણુવા માંડયા. વીસ વીસ રૂપિયાની પચીસ ઢગલીઓ થઇ, એકંદરે પાંચસો રૂપિયા થયા.

આજે ઘણા દિવસે કૃષ્ણુલાલનું ચિંતાપૂર્ણ મુખ પ્રફુલ્લ થયું. તે વિચારવા લાગ્યો:—"આ પાંચસો રૂપિયા તેમજ પોષ્ટઑફિસમાં જે રૂપિયા છે, તથા પ્રોવિડેન્ટ ફંડમાંથી જે રકમ મળશે–એટલાથી બે ત્રણુ વર્ષ સુધી પોતે પોતાનો નિર્વાહ નિશ્ચિંત રીતે કરી શકાશે. કોઇનો પણુ આશ્રય સ્વીકારવાની આવશ્યકતા રહેશે નહિ.

કાશીના દશાશ્વમેધ ઘાટપર સંન્યાસી થઇને ભિક્ષા પણ માગવી પડશે નહિ. વળી બે ત્રણ વર્ષમાં બીજી નોકરી પણ નહિ મળે કે શું? અને જો નોકરી નહિજ મળે એમ લાગશે તો પછી આટલી રકમથી એક પ્રકારનો વ્યાપાર કરવામાં પણ અડચણ નડશે નહિ. આ બાલારોડમાં ઘી ઘણું સસ્તું મળે છે. જો હજાર રૂપિયાનું ઘી ખરીદું અને અમદાવાદ જઇને વેચું તો ખર્ચ વગેરે બાદ કરતાં સો દોઢસો રૂપિયાનો નફો થાય તેમ છે!" કૃષ્ણુલાલે આવા અનેક વિચારો કર્યા પછી રૂપિયા પાછા થેલીમાં ભરી દીધા. પછી તે નિદ્રાધીન થવાને આડો થયો; પરંતુ એક સુંદરીને પત્ની તરીકે લાવવાના, એક સુંદર બંગલો બંધાવવાના તથા વિવિધ પ્રકારનો વ્યાપાર કરવાના વિચારો આગળ તેને નિદ્રા આવી નહિ.

પછીથી પોતાના ગાંડપણુ માટે લજ્જિત થઇ જઇને તે પલંગમાં બેઠો થયો. થોડું જળ લઇ તેણે મ્હોં ધોઈ નાંખ્યું. અંતે તેણે એક નવલકથા હાથમાં લીધી; પરંતુ ક્ષણુ માત્રમાંજ તેને એવો વિચાર થઇ આવ્યો કે:—"હું આ નવલકથા વાંચુ તેના કરતાં સંન્યાસીનું ચરિત્ર વાંચુ તો શી હરકત છે? જોઉં તો ખરો કે, સંન્યાસી ધર્મિષ્ઠ ઢોંગમાં ધુતારો હશે તો પણ તેના જીવનચરિત્રમાંથી માલૂમ પડી આવશે."

આવો વિચાર કરી, પેટી ઉઘાડી તેમાંથી રેશમી રૂમાલે બાંધેલું બંડલ બ્હાર કાઢયું, અને પલંગમાં બેસીને તેને ખોલી નાખ્યું.

પ્રથમ કેટલાક પત્રો તેણે બહાર કાઢયા; પરંતુ એકાએક એક વર્તમાનપત્રમાં છપાયલા એક ફકરાપર તેની નજર પડી. એ ફકરાની આસપાસ કાળી લીટીઓ હતી. તેમાં નીચેની હકીકત હતી. કૃષ્ણુલાલ એ હકીકત આતુરતાથી લક્ષ્યપૂર્વક વાંચવા લાગ્યો:—

"ભરૂચ જીલ્લામાં આવેલું ગામ ઢિકરિયા. ગયા જ્યેષ્ઠ માસની શુકલ પક્ષની બારસને દિવસે અહિંના વિખ્યાત જમીનદાર ગોવિંદજીભાઈનું શ્રાદ્ધ મ્હોટી ધામધૂમથી થયું છે. ગોવિંદજીભાઇના જ્યેષ્ટ પુત્ર ઘણા વર્ષથી ગુમ થઈ ગયેલા હોવાથી, તેમના ન્હાના પુત્ર રામજીભાઈ સઘળી મિલકતના માલિક થયા છે. શ્રાદ્ધ પ્રસંગે દીન દરિદ્રોને તેમજ ભૂદેવોને ઘણું દાન આપવામાં આવ્યું છે. બે દિવસ સુધી કંગાળ માણસોને ભોજન કરાવવામાં આવ્યું છે. અનેક પ્રતિષ્ઠિત ગૃહસ્થો પણ એ પ્રસંગે પધાર્યા હતા."

કૃષ્ણલાલે વર્તમાનપત્રની તારીખ જોઇ તો એ વર્ષનું વર્તમાનપત્ર હતું.

વળી બીજું એક વર્તમાનપત્ર જોતાં જોતાં કૃષ્ણલાલની નજર એક જાહિરખબર પર પડી.

**રૂ. ૨૦૦ ઇનામ.**

ગયા બુધવારે પોષ માસની કૃષ્ણપક્ષની પાંચમને દિવસે મ્હારો જયેષ્ઠ પુત્ર મુળજીભાઇ ઘેરથી કાંઇ પણ કહ્યા વગર ચાલ્યો ગયો છે. તેની ઉંમર ચૌદ વર્ષની છે. શરીરે શ્યામ વર્ણનો છે. માથા પર મ્હોટા મ્હોટા વાળ છે. શરીરે કાળો વેનિસનનો કોટ પહેરેલો છે. માથાપર ગુલાબી રંગનો રેશમી ફેંટો છે. પગમાં બોસ્ટોકના બ્લૅક બૂટ છે. જો કોઈ પણ એનો પત્તો લગાડી આપશે તો તેને ઉપર દર્શાવેલું ઈનામ આપવામાં આવશે.

ગોવિંદજીભાઇ શ્યામજીભાઇ
જમીનદાર—ગામ દિકરિયા.
( જીલ્લે ભરૂચ ).

તપાસ કરતાં કૃષ્ણલાલે જોયું કે, એ ૧૬ વર્ષ પૂર્વે પ્રસિદ્ધ થયેલું ‘ ગુજરાતી ’ હતું. મનમાં ને મનમાં તેણે કહ્યું:—“ સંન્યાસીએ ન્હાનપણથીજ ગૃહત્યાગ કરેલો જણાય છે. મ્હોટા જમીનદારના છોકરા છે. ઠીક છે, હું જીવનચરિત્ર વાંચી જોઇશ એટલે બધી હકીકત માલૂમ પડશે.” જીવનચરિત્રના બન્ને થોકડા જોતાંજ વળી પાછો કૃષ્ણલાલ સ્વગત બોલી ઉઠયો:—“ મ્હારા બાપ ! આ તો મહાભારત જેટલા મ્હોટા થોકડા છે ! અક્ષરે અક્ષર વાંચવાને મ્હારા જેવાને તો બરાબર બે મહિના જોઇએ; માટે હમણાં તો તેનો છેવટનો ભાગ વાંચી જોઉં, એટલે કેટલીક માહિતી મળશે.”

બીજા ભાગની છેવટની હકીકત વાંચતા કૃષ્ણલાલના વાંચવામાં આવ્યું કે:—“ આ વ્યર્થ સંન્યાસનો પરિત્યાગ કરીને પુનઃ ગૃહસ્થાશ્રમી થવાનો હવે મ્હેં નિશ્ચય કર્યો છે; પરંતુ મ્હારી પત્ની જીવતી છે કે કેમ એ મ્હારે જોવાનું છે. જ્યારે મ્હેં ગૃહત્યાગ કર્યો ત્યારે તે આઠ વર્ષની બાળિકા હતી. હમણાં તે ચોવીસ વર્ષની ઉમરની યુવતી થએલી હોવી જોઇએ. આટલા લાંબા સમય સુધી તે પવિત્ર રહી શકી કે હશે કેમ ? આ માટે મ્હને તો કાંઈ પણ પ્રકારનો

વિશ્વાસ બેસતો નથી; તેથીજ ઘેર જવાનો નિશ્ચય કર્યો છે. આવા સંન્યાસીના વેષમાંજ ગામમાં જઇને થોડા દિવસ સુધી રહીશ અને ગામમાં બરાબર તપાસ કરીશ એટલે સઘળી હકીકત અને ભૂત વર્તમાનના સઘળા બનાવો મ્હારા જાણુવામાં આવશે. મઠનો શો બંદોબસ્ત કરવો તેનોજ વિચાર કર્યાં કરૂં છું."

આટલી હકીકત વાંચી રહ્યા પછી કૃષ્ણુલાલ થોડા સમય સુધી સ્તબ્ધ રહ્યો ને ગંભીર ચિંતા કરવા લાગ્યો.

થોડો સમય આવી રીતે પસાર થયો. એક ગાઢ નિશ્વાસ મૂકી કૃષ્ણુલાલ પાછો એક બીજે ઠેકાણે વાંચવા લાગ્યો:-

"આજના ગુજરાતીમાં વાંચ્યું કે, મ્હારા પિતા પરલોકવાસ પામ્યા છે. ઘણીજ ધામધૂમથી તેમની શ્રાદ્ધક્રિયા થઈ ગઇ છે. આ સમાચાર વાંચી આજે મ્હારા હૃદયમાં ભીષણુ વેદના થાય છે. પૂર્વ-કથા યાદ આવે છે. કેટલીક વખત હું વિચારૂં છું કે, ગૃહસ્થાશ્રમનો ત્યાગ કર્યો, એ શું મ્હેં સારૂં કર્યું છે? મ્હારૂં આધ્યાત્મિક જીવન જે પ્રમાણે સુધરવાની મ્હેં આશા રાખી હતી, તે બિલકુલ ફૂળિભૂત થઈ નથી. મઠની સંપત્તિની વ્યવસ્થા કરવામાંજ મ્હારો ઘણો ખરો સમય પસાર થાય છે. મ્હારૂં ચરિત્ર પણુ પવિત્ર રાખવાની આશામાં હું નાસિપાસ થયો છું. તો પછી સંન્યાસીના સ્વરૂપમાં પાપકાર્યમાં રચ્યાપચ્યા રહેવા કરતાં ગૃહસ્થાશ્રમમાં જઇ રહેવામાં શું ખોટું છે? હું સંન્યાસી થયો છું; છતાં મ્હારો ક્રોધ તો પ્રથમના કરતાં ઘણો વધી ગયો છે. ગયે વર્ષે મઠનો કારભાર કરનાર સાધુ જ્યારે બે હજાર રૂપિયા લઇને પલાયન કરી ગયો હતો ત્યારે બે દિવસ સુધી હું જમી સુદ્ધાં શક્યો નહોતો! સંન્યાસીને સંપત્તિની આટલી બધી ચિંતા શા માટે હોવી જોઇએ? મ્હારે રોજ ત્રણુ શેર દૂધ સ્હવારમાં ઉકાળી, મસાલો નાખીને પીવા જોઇએ છીએ-મેવા પકવાન સિવાય મ્હારા ખાનપાનમાં મ્હને ટેસ્ટ પડતો નથી-આવું મારે માટે વ્યાજબી છે?"

પછીથી પાછો કૃષ્ણુલાલ આગળ વાંચવા લાગ્યો. વાંચતાં વાંચતાં તેને માલૂમ પડયું કે મઠના જીવનમાં સંન્યાસીનો ધિક્કાર ધીમે ધીમે વૃદ્ધિંગત થયે જતો હતો. તેણે વાંચ્યું કે:—

"આજે ગુજરાતી આવ્યું છે. હમ્મેશાંના નિયમાનુસાર પ્રથમ ઘર તરફના કાંઈ નવીન સમાચાર છે કે કેમ તે જાણુવાની તપાસ

કરી તો ભયંકર સમાચાર મ્હારા જાણવામાં આવ્યા. મ્હારો ન્હાનો ભાઇ રામજી પણ સ્વર્ગયાત્રા કરી ગયો છે. હું જ્યારે ઘેરથી નીકળી પડયો ત્યારે તે માત્ર ૭ મહિનાનો સુકુમાર બાળક હતો. અત્યાર સુધી હું એમ વિચાર્યા કરતો હતો કે, હું તો ચાલ્યો આવ્યો છું; પરંતુ એ તો ઘેર છે. તેજ પિતાના વંશનું રક્ષણ કરશે. સંપત્તિનું રક્ષણ કરશે. વર્ષે દહાડે દશહજાર રૂપિયાની આવક છે. હવે એ આવક કોણ ભોગવશે? હું શું હમ્મેશાં મઠમાં બેસી રહીને મ્હારૂં દુઃખમય જીવન વીતાડીશ? કયાં છે સાધના? કયાં છે ઇશ્વરભક્તિ? સંન્યાસી થયા છતાં પણ હું જર, જોરૂ ને જમીનનો ત્યાગ કરી શકયો નથી. મ્હારે જ્યારે મ્હારૂં જીવન મોજશોખમાં પસાર કરવું છે, ત્યારે પછી હું ઘેરજ કેમ ન જઉં? કેમકે મઠની આવક કરતાં અમારી જમીન આવક વિશેષ છે. ત્યારે શું આ સઘળી ખટપટથી મુક્ત થઇને ઘેર ચાલ્યો જઉં કે? આજે આખો દિવસ આ બાબતનોજ વિચાર કર્યા કર્યો છે; પરંતુ કોઇ પણ પ્રકારના નિર્ણયપર આવી શકયો નથી."

ઉપરની હકીકત માત્ર બે મહિના પૂર્વે લખેલી હતી. બે ત્રણ પૃષ્ઠો પછી બીજો ભાગ સમાપ્ત થતો હતો. અંતે સંન્યાસીએ પોતાની પત્નીના ચરિત્રની પરીક્ષા કરવાને માટે પોતાના ગામમાં જવાનો દઢ નિશ્ચય કર્યો હતો.

કૃષ્ણલાલ ચોપડી બંધ કરી, શય્યામાંથી ઉઠયો. તે પોતાની ઓરડીમાં આમતેમ ફરતાં ફરતાં અનેક પ્રકારના વિચારો કરવા લાગ્યો. કેટલીક વખત ઉઘાડી બારી પાસે ઉભો રહીને બ્હાર જોવા લાગ્યો; પરંતુ તેનાં નેત્રોએ કાંઇ સૂઝયું નહિ. તેના મુખમંડળના ભાવ વારંવાર બદલાવા લાગ્યા. કવચિત્ તે પ્રફુલ્લ જણાતો, કવચિત્ ગાઢ ચિંતામગ્ન જણાતો, તો કવચિત્ શંકાશીલ જણાતો.

આવી રીતે લગભગ એક કલાક પસાર થઇ ગયો. કૃષ્ણલાલ પુનઃ પલંગ પર બેઠો. તેણે પોતાના હાથને માથા સાથે ટેકાવી સ્વગત કહ્યું:-" હું જઇશ, આવો લોભ મ્હારાથી દૂર કરી શકાશે નહિ. વાર્ષિક દશ હજાર રૂપિયાની જાગીર, યુવતી સ્ત્રીરત્ન, માત્ર જૂઠું બોલીનેજ હું મેળવી શકું તેમ છું. અત્યાર સુધી હું ચિંતાગ્નિમાં બળીને ખાક થઇ ગયો છું. સંન્યાસીની ઉંમર, તેના શરીરનો રંગ, તેનો ચ્હેરો ઘણે ખરે અંશે મ્હને મળતાં છે. સોળ વર્ષના અંતરે

મ્હારા કપટ ભરેલા કારસ્થાનને કોણ કળી શકે તેમ છે ? આ દગા-બાજ દુનિયામાં દગો કર્યા સિવાય સુખ મળતું નથી. વળી જીવન-ચરિત્રમાં સઘળાં માણસોની તેમના આકાર પ્રકારની, તથા પ્રકૃતિ વગેરેની માહિતી આપેલી હોવાથી હું આ જીવનચરિત્રનો બરાબર અભ્યાસ કરી લઇશ એટલે બસ બેડોપાર ! ફત્તેહ ! ફત્તેહ ! ' **કૃષ્ણુલાલ હવે તું મરી જા !** ' ત્હારૂં નામ મરી જાઓ ! ! તું મુળજીભાઇ થા. તું જમીનદાર થા, મૃત્યુ પામેલા સંન્યાસીના સ્વરૂપમાં તું સજીવન લીલા કર.

---

## પ્રકરણ ૯ મું.

### રતિ—વલ્લભ !

ગ્રીષ્મઋતુની શુરૂઆત હોવા છતાં સખ્ત તાપ પડવા માંડયો હતો. લગભગ દશ વાગ્યાનો સમય થવા આવ્યો હતો. આ સમયે મુંબાઇના કાલબાદેવી રોડપર થઇને એક યુવક ધીમે ધીમે જતો હતો. યુવક ઘણો દેખાવડો હતો. શરીરમાંથી જાણે કે સૌંદર્ય ઉભરાઇ જતું હતું. તેના કપડાં કીંમતી તેમજ સફાઇદાર હતાં. માથા પર બેંગ-લોર કૅપ પહેરી હતી. કૉલર, ટાઇથી તેણે પોતાના કંઠપ્રદેશને શો-ભાવ્યો હતો. ગ્રૅપ્સ જાતના કાપડનો ચુસ્ત સૂટ તેણે પહેર્યો હતો. પગમાં બોસ્ટોકના બૂટ હતા કે જે ચમ ચમ અવાજ કરતા હતા. વેસ્ટના ખિસ્સામાં એક સોનાનું વૉચ હતું. સોનાનો અછોડો વેસ્ટ-ની બહાર ઝુલી રહ્યો હતો. કપડાંમાંથી સુગંધિત સેન્ટની સુવાસ આવતી હતી.

આ યુવકનું નામ કેશવલાલ હતું. તેના પિતા મુંબાઇમાં એક શ્રીમંત તરીકે પ્રખ્યાત હતા; તેમનું મૃત્યું નિપજવાથી કેશવલાલ નાની ઉંમરમાંજ પિતાની અઢળક સંપત્તિનો માલિક થયો હતો; પરંતુ એ સંપત્તિ હમણાં હવામાં ઉડી ગઇ હતી. હમણાં કેશવલાલ તદ્દન નિર્ધન થઇ ગયો હતો. વીસ હજાર રૂપિયા ખરચીને તેણે એક નાટક કંપની કહાડી હતી; પરંતુ તેનો એ પ્રયાસ પરિણામે નિષ્ફળ નીવડયો હતો. એક સમયે કેશવલાલ એક દિવસમાં પાંચસો રૂપિયા ખરચી નાખી આનતાન, સુરાપાન તથા વેશ્યાવિલાસ કરતો હતો; પરંતુ હમણાં તે બધું સ્વપ્ન સમાન થઇ પડયું હતું. હમણાં તે દેવામાં ડૂબી

ગયો હતો એટલે તેના મોજશોખ આસ્માનમાં ઉડી ગયા હતા; પરંતુ દ્રવ્ય મેળવવાની આશા, રાવણની ચિતા પ્રમાણે તેના અંતરમાં સળગી રહી હતી. ગયે વર્ષે એક કારસ્થાન રચી તેણે મુંબાઈ બેંકમાંથી મ્હોટી રકમ મેળવવાનો પ્રયત્ન કર્યો હતો. પરંતુ કપટીનું કારસ્થાન પકડાઇ ગયું હતું. પોલિસ કોર્ટમાં તેનાપર કેસ ચાલ્યો હતો; પરંતુ પૂર્વજોના પુણ્યને પરિણામે તે બચી શકયો હતો. હે ભગવાન! જેનો દેખાવ તમે આવો સુંદર તેમજ મનોહર બનાવ્યો છે તેનું હૃદય આવું કપટી, નીચ, દગાબાજ કેમ બનાવ્યું ?

હાથી બીલ્ડીંગ આગળ જઇને કેશવલાલ ઉભો રહ્યો. માથું ઉચું કરી સાઇનબોર્ડ વાંચ્યું. પછીથી તેણે એક દ્વારમાં પ્રવેશ કરી દાદર ચઢવા માંડયો. પહેલે માળે તે જઈ પહોચ્યો તો મકાનમાં પ્રવેશ કરવાનું દ્વાર બંધ હતું. તેણે બ્હારથી દ્વાર ખખડાવ્યાં. અંદરથી પ્રશ્ન થયો કેઃ—" કોણ છે ?"

કેશવઃ—ઉઘાડીને જોને.

બારણાં ઉઘાડીને એક દાસીએ દેખાવ દીધો. કેશવલાલનું મુખ જોઈને થોડા સમય સુધી તે વિસ્મયથી અવાક્ બની ગઈ.

કેશવઃ—સીતા અહિં રહે છે ને ?

" હા "

કેશવલાલ અંદર પ્રવેશ કરવા લાગ્યો. દાસીએ તેનો માર્ગ રોકતાં કહ્યુંઃ—" ઉભા રહો, આપને શું કામ છે ? "

" મ્હારે શું કામ છે, તે જેને કહેવાનું છે તેને કહીશ. " આમ કહીને વળી પાછો તે સહજ આગળ ધસ્યો.

દાસીએ કહ્યુંઃ—" તમારૂં નામ કહો; તે સિવાય તમે ઉપર જઈ શકશો નહિ ".

થોડા સમય સુધી વિચાર કરી કેશવલાલે પૂછયું;—" નામ ન કહું તો ઉપર જઇ શકીશ નહિ ! "

" ના "

" ત્યારે તો ત્હારી શેઠાણી મેમસાહેબ બની ગઈ હોય એમ જણાય છે. જા તેને કહે કે રતિ–વલ્લભ તમને મળવા માગે છે. "

દાસીએ કહ્યુંઃ—" રતિ–વલ્લભ ! આપનું નામ રતિ–વલ્લભ છે ?

કેશવલાલે હાસ્ય કરીને કહ્યું:—" એક સમયે હું ત્હારી શેઠાણી આગળ રતિ-વલ્લભના નામથીજ ઓળખાતો હતો. તું જઇને મ્હારૂં આ નામ કહીશ એટલે તે તરતજ મ્હને પિછાનશે."

નીચેની રૂમમાં એક ટેબલ તથા તેની આસપાસ ત્રણ ચાર ખુરસીઓ પડી હતી. કેશવલાલને ખુરશીપર બેસવાનું કહી, દાસી ઉપર ચાલી ગઈ.

અલ્પ સમયમાંજ દાસીએ કેશવલાલ પાસે પાછી આવીને કહ્યું:- " ઉપર પધારો."

કેશવલાલે ઉપર જઇને જોયું તો, તરતજ ન્હાયલી, છુટા કેશકલાપવાળી, મદનશરના જેવાં નેત્રોવાળી સીતા એક આરામ ખુરસીપર આડી પડી હતી. ખુરશીની પાસે એક ઇંગ્લિશ બનાવટનું હારમોનિયમ ખુલ્લું પડ્યું હતું. કેશવલાલે પ્રવેશ કર્યો કે તરતજ સીતા સ્મિત મુખે બોલી ઉઠી;- "ધન્યભાગ અમારાં, કે આજે અત્રે પગલાં થયાં તમારાં! કહો કહો, કેમ છો?"

" આનંદમાં છું. અહિં કેટલા દિવસથી આવી ને રહી છે?"

" લગભગ બે માસ થયા. પહેલાંના મકાનમાં લોકો મ્હને ઘણી હયરાન કરતા હતા. તમે જાણો તો છો ને કે, હું નાટકની એક્ટ્રેસ છું; છતાં મ્હારી મનોવૃત્તિ વિચિત્ર પ્રકારની છે! મ્હને ઝાઝી ગરબડ સરબડ પસંદ નથી."

" ઠીક ઠીક, બે પાન મંગાવ જોઇએ."

સીતાએ દાસીને બોલાવી બે પાન લઇ આવવાની આજ્ઞા કરી. પછીથી તેણે કેશવલાલ પાસે આવીને પૂછ્યું:—"બીડી પીશો કે?"

કેશવલાલ—ના, મ્હારી પાસે સીઝર સિગાર છે.

આમ કહીને તેણે પોતાના ખિસ્સામાંથી એક સોનાની ડબ્બી બ્હાર કાઢી, તેને ઉઘાડી તેમાંથી એક સિગાર પોતાના મ્હોડામાં મૂકી અને એક સિગાર સીતાને આપી.

ચાંદીની રકાબીમાં દાસી પાન તૈયાર કરીને લઈ આવી. થોડા સમય સુધી સખ્ત તાપ વગેરે સંબંધી વાતચિત ચાલ્યા પછી કેશવલાલે કહ્યું:—"આજકાલ તું શું કરે છે?"

"શાંતિથી બેસી રહી છું. લગભગ એક માસથી નાટકની નોકરી છોડી દીધી છે."

"હા, એ હકીકત તો મ્હેં સીતારામ શર્માને મ્હોડે સાંભળી છે. કેમ શા કારણથી નોકરી છોડી દીધી?"

"મેનેજર સાથે તકરાર થઇ હતી."

"કેમ શા માટે?"

"શું થયું છે, તે જાણો છો? શાહજહાનના ખેલનું રિહર્સલ ચાલતું હતું. મ્હારે જહાનારાનો પાઠ કરવાનો હતો. પ્રારંભમાંજ એક ઠેકાણે શાહજહાનને, મ્હને ઉદ્દેશીને એવું કહેવાનું આવ્યું કેઃ– 'મ્હારે બિચારી માતા વગરની પુત્ર કન્યાઓ છે! હું તેમને નિષ્ઠુરતાથી કેવા હૃદયે શાસન કરી શકું, જહાનારા!! આજે, આ સ્ફૂટિકગઠિત દીર્ઘ નિઃશ્વાસ–આ તાજમહેલ તરફ જો.' આ ઠેકાણે કવિએ તાજમહેલનેજ સ્ફૂટિકગઠિત દીર્ઘ નિશ્વાસ તરીકે વર્ણવ્યો છે ને?"

કેશવલાલઃ–હા, ઇંગ્રેજીમાં પણ તાજમહેલને સ્ફૂટિકગઠિત સ્વપ્ન તરીકે વર્ણવ્યો છે.

સીતાઃ–હા, એજ તો. ગુજરાતી કવિઓની ભાવના દિવસે દિવસે ચઢિયાતી થતી જાય છે; તેથીજ કવિએ સહજ વધારો કરીને સ્ફૂટિકગઠિત દીર્ઘ નિશ્વાસ શબ્દનો ઉપયોગ કર્યો. શોક જાણે કે મૂર્તિ ધારણ કરી છે. કેવો ચમત્કાર?!"

"બેશક; ચમત્કારજ!"

"પછીથી શું થયું તે જાણો છો? મ્હેં મેનેજરને આ ભયંકર ભૂલ જણાવી; પરંતુ એથી તો ઉલટો મેનેજર મ્હારાપર ખિજવાઈ રાતો પીળો થઇ ગયો. તેણે મ્હારૂં ભયંકર અપમાન કર્યું. મ્હારો મિજાજ પણ તમે કયાં નથી જાણતા? મ્હેં પણ મેનેજરનું ઘણું અપમાન કરી, નોકરીને લાત મારી શાન્તિનો આશ્રય સ્વીકાર્યો."

"પછી?"

"પછી તો પાછો મેનેજર પસ્તાઇને માણસોપર માણસો મોકલવા લાગ્યો. આ મુંબઈ શહેરજ એવું મોજીલું છે કે, કેટલીક નાટક કંપનીઓ તો દેખાવડી તેમજ કિન્નર કંઠવાળી મિસ મેના, મિસ લયલા વગેરે એકટ્રેસોને લીધેજ અસાધારણ પૈસા પેદા કરે છે. ત્યારે એકટ્રેસ વગરની કંપનીઓ એકાદ વર્ષ ચાલી પાતાળમાં પ્રવેશ કરી જાય છે, અને તેના પાટિયાપર લેણદારોની પોકો અરિયામ ૨-

સ્ત્રાઓપર પડે છે. મેનેજરે ઘણો યત્ન કર્યો, પગાર વધારે આપવાનો લોભ બતાવ્યો; પરંતુ હું એક વખત ફરી બેઠી એટલે હિમાલય પર્વતના જેવી સ્થિર છું, એ તમે સારી રીતે જાણો છો!"

થોડા સમય સુધી કેશવલાલ અને સીતા શાંત રહ્યાં. પછીથી સીતાએ પૂછ્યું:-"મ્હારા રતિ-વલ્લભ! આજે અત્યારે એકાએક અહિં કેમ આવવું પડ્યું?"

"એક કામે આવ્યો છું. હું એક ઉત્તમ એક્ટ્રેસ શોધું છું."

સીતાએ આતુરતાથી પૂછ્યું;—"પાછી નાટક કંપની કાઢવી છે કે શું?"

કેશવલાલે સ્મિતહાસ્ય કરી પ્રતિ પ્રશ્ન કર્યો:—જો "કંપની કાઢું તો તું મ્હારી કંપનીની નોકરી સ્વીકારીશ?" "ત્યારે નહી સ્વીકારૂં? જરૂર સ્વીકારીશ; કહો કહો, કંપનીજ કાઢવી છે કે શું?"

કેશવલાલે પુનઃ હસીને કહ્યું:—"ના, આ વખતે નાટક કંપની કાઢવી નથી."

"ત્યારે એક્ટ્રેસ શા માટે શોધો છો?"

"એક કારસ્થાન પાર ઉતારવાને માટે. દગાબાજ દુનિયામાં દગો રમવાને માટે ત્હેં નોકરી છોડી દીધી છે, એવા સમાચાર મળ્યાથી હું પ્રથમ ત્હારી પાસે આવ્યો છું. જ્યાં સુધી તું મ્હારા કાર્યમાં મ્હારા કહેવા પ્રમાણે મ્હને મદદ કરીશ ત્યાં સુધી તને માસિક સો રૂપિયાનો પગાર મળશે. વળી જો મ્હારા પાસા પોબાર પડશે તો તને ઘણી મ્હોટી બક્ષિસ મળશે. ત્હારૂં નોકરીનું દુઃખ ટળશે તથા ત્હારી મોજશોખ મારવાની ધારણા ફળશે."

"કેશવલાલનાં વચનોનું રહસ્ય સમજમાં નહિ આવ્યાથી સીતાએ પુછ્યું:—"મ્હારે તમને કેવી સહાયતા કરવાની છે?"

"કાંઇ હરકત ભરેલી નહિ. એક ગામડામાં થોડા મહિનાને માટે એક જમીનદારના છોકરાની વહુની સહચરી થઇને રહેવું પડશે."

વિશેષ આશ્ચર્ય પામીને સીતાએ પૂછ્યું:—"શો પ્રકાર છે તે તો સમજાવો? કોની સહચરી થવાનું છે?"

કેશવલાલે ખિસ્સામાંથી એક ગુજરાતી વર્તમાનપત્ર બહાર કાઢી એક જાહિરખબર સીતાને વાંચવા આપી. જાહિરખબર આ પ્રમાણે હતી:—

## જોઇએ છીએ.

એક સુશીલ, ઉચ્ચ કુળમાં ઉત્પન્ન થયેલી સહચરી. ઢિકરિયા ગામના જમીનદાર સાહેબની વિધવા પુત્રવધૂ શ્રી નિર્મળાગૌરીને માટે. સહચરીનો ગુજરાતી વિદ્યાભ્યાસ ઘણો સારો હોવો જોઇએ. ચિતને આનંદ આપવાને માટે સંગીત વિદ્યાની આવડત હોવી જોઈએ. સહચરી નિષ્ઠાવતી હિંદુ રમણી હોવી જોઇએ. ( સંતાન વગરની વિધવાને પ્રથમ પસંદ કરવામાં આવશે. ) રહેવાનું, જમવાનું, કપડાનું તેમજ હાથખરચનું સઘળું ખર્ચ અહિંથી આપવામાં આવશે. તે સિવાય મહિને વીસ રૂપિયા પગાર આપવામાં આવશે. બે પ્રતિષ્ઠિત ગૃહસ્થોનાં સર્ટિફિકેટ સાથે અરજી કરવા લક્ષ્ય રાખવું.

હરિકૃષ્ણ રામકૃષ્ણ પંડયા.
ઠિકરિયા—જાગીરદારના કારભારી.
( જી. ભરૂચ. )

સીતા જાહેરખબર વાંચી રહી એટલે કેશવલાલે કહ્યું:—"સીતા ! આ જગ્યાને માટે ત્હારે અરજી કરવાની છે, તથા થોડા મહિનાને માટે ત્હારે સહચરી તરીકે ગ્રામ્યજીવન ભોગવવાનું છે."

ભ્રકુટી ચઢાવીને સીતાએ કહ્યુ:—"હું કાંઇ સમજી શકતી નથી. તમારો શો ઇરાદો છે ? નિર્મળાગૌરી તમારી સંબંધી છે કે ?"

"ના, સંબંધી થતી તો નથી; પરંતુ જો તું સંબંધી કરે તો તો મ્હારૂં કામ પાર ઉતરે, આપણને ફત્તેહ મળે !"

"હું કેવી રીતે તેને તમારા સંબંધમાં લાવું ?"

"એ યુવતી વિધવા છે. જો તું તેની સાથે મ્હારો વિવાહ થાય તેમ કરે તો બસ, બીજું કાંઇ કરવાની જરૂરજ રહે નહિ."

સીતાએ ગાલ પર હાથ મૂકી કહ્યું:—"ઓ બાપ ! વિધવા—વિવાહ કરશો ? અત્યાર સુધી કુંવારા રહીને છેવટે વિધવાનેજ પસંદ કરવાનો વિચાર કર્યો કે ? કેશવલાલ ! તમને આવું કયારથી સુઝયું ! એ યુવતી ઘણી દેખાવડી છે કે શું ?"

"હજી સુધી મ્હેં એને મ્હારી નજરે જોઇ સુદ્ધાં નથી."

"ત્યારે કદાચ તે કાળી ને કદરૂપી હશે તો ?"

"કાળી કદરૂપી યુવતી સાથે કોઈ વિવાહ નથી કરતું કે ?"

થોડા સમય સુધી કાંઇ વિચાર કરીને સીતાએ કહ્યું:-" હું, સમજી. હું ધારૂંછું કે, એ યુવતીની સંપત્તિ ઘણી હોવી જોઇએ. તમે એ યુવતીના પર મોહ્યા નથી; પરંતુ રૂપરડીબાઇ ઉપર મોહ્યા છો."
" ના ના, એમ નથી. આજકાલ લોકો વિધવાની સાથે વિવાહ કરતાં ગભરાય છે, તેથી હું તેમની ગભરામણ દૂર કરવા-તેમની વૃતિને ઉત્તેજન આપવાને માટે આ પ્રમાણે કરવા માગુંછું કે જેથી આ સમસ્ત આર્યભૂમીમાં પતિહીન વિધવાન્ અબળાઓ ઠેકાણે પડે, અને તેમની આશીષ આ રતિ-વલ્લભને મળે."

" હાસ્તોને, તમારા જેવા દયાવાન્ પુરૂષ સિવાય અન્ય કોના મનમાં વિધવાઓ માટે દયા ઉપજે? વારૂ, હું તમને પૂછુંછું કે, નિર્મળાગૌરી કેટલી સંપત્તિની માલિક છે?"

" એ તો લક્ષાધિપતિ છે. વાર્ષિક આવકજ દશહજાર રૂપિયા છે તો પછી મિલકતની તો વાતજ શી કરવી?"

સીતાએ હાસ્ય કરીને કહ્યું:—" હવેજ હું તમારો વિચાર સમજી શકી; પરંતુ હિંદુ વિધવા શું એકાએક તમારી સાથે વિવાહ કરવાને રાજી થશે ?"

" જો એકદમ રાજી થાય તેમ હોત તો ત્હારી સહાયતા મેળવવા માટે હું ત્હારી પાસે આવત શા માટે? ત્હારે, ત્યાં જઇને ધીમે ધીમે તેના મન પર અધિકાર મેળવવાનો છે. ઘણીજ સાવધાનતાથી ત્હારે આગળ વધવાનું છે, પ્રથમ તો વિધવા વિવાહનું સમર્થન કરે એવી કેટલીક નવલકથાઓ તેને વાંચી સંભળાવવી. વાતચિતમાં પણ ત્હારે વિધવાવિવાહનું સમર્થન કરવું. મુંબાઈમાં હમણાં કેટલા બધા ગૃહસ્થો વિધવા વિવાહ કરે છે, તેના ઉદાહરણો કળાકૌશલથી આપવાં. આવી રીતે ધીમે ધીમે તેના પ્રતિકુળ મનને અનુકૂળ કરવાનો યત્ન ત્હારે કરવો. આ કાર્ય ઘણું કઠિન છે. પ્રથમ પંક્તિના આર્ટિસ્ટ સિવાય આ કાર્ય કોઇથી પાર ઉતરે તેમ નથી. સીતા! તેથીજ હું ત્હારે આશ્રયે આવ્યોછું".

સીતાએ કહ્યું:—" હું યત્ન કરી જોઈશ; પરંતુ આપણે ફસાઈ તો નહિ પડીએને ?"

કેશવઃ—ફસાવાનું છેજ નહિ. ત્હારે ખૂન કરવાનું નથી, કારસ્થાન રચવાનું નથી, તેમ ચોરી પણ કરવાની નથી. પછી શાનો ભય છે? ત્હારે માત્ર મ્હોં ચાલાકી ચલાવવાની છે. જો મ્હારૂં ભાગ્ય

કદાચ માઠું જ હશે તો તે ત્હારા ઉપર અસંતુષ્ટ થઈને બહુ કરશે તો તને રજા આપશે.

સીતા બેઠી બેઠી વિચાર કરવા લાગી. કેશવલાલે સિગાર કેસ ઉઘાડીને એક સિગાર સીતાને આપી; બીજી એક તેણે સળગાવી. આવી રીતે ત્રણ ચાર મિનિટ શાંતિમાં પસાર થઈ. સીતાએ અંતે પૂછ્યું:–" ઠીક, તેની ઉંમર કેટલી છે વારૂ ?"

" મ્હને ચોવીસ પચીસ વર્ષની હોવાની ખબર મળી છે."

" કેટલા દિવસથી વિધવા થઇ છે ?"

" જો ખરી રીતે જોવા જઇએ તો તે જન્મથીજ વિધવા છે. જ્યારે તે આઠ વર્ષની હતી ત્યારે તેનો વિવાહ થયો હતો. વિવાહ થયા પછી બે માસના સમયમાંજ તેનો પતિ ગુમ થઇ ગયો. પછીથી ચૌદ વર્ષ સુધી તેણે વિધવાવસ્થા ભોગવી. બીજાં બે વર્ષ વીતતાં તેના શ્વસુરનું મૃત્યુ નિપજ્યું. શ્રાદ્ધ સમયે મ્હોટા મ્હોટા પંડિતો ગયા હતા. તેમણે જણાવ્યું કે, જે માણસનો ચૌદ વર્ષ સુધી પત્તો નથી તેને મૃત્યુ પામેલોજ માનવો જોઇએ. તેનું શ્રાદ્ધ કરવું જોઇએ; થયું પણ તેમજ. ત્યારથીજ એટલે કે બે વર્ષથી નિર્મળાગૌરીએ વિધવાનો વેષ ધારણ કર્યો છે."

" તેમને ત્યાં કોણ કોણ માણસો છે ?"

" નિર્મળાગૌરીની એક ઘરડી સાસુ છે. એક દિયર હતો તે મરી ગયો છે. બીજું કોઈ નથી. એકલી રહી શકતી નથી, તેથીજ સહચરી માટે આ જાહિરખબર છપાવી છે."

સીતાએ જાહિરખબર ફરીથી વાંચી જોઈ. પછી તેણે કહ્યું:– " ઠીક છે, હું નિષ્ઠાવતી હિંદુ રમણી થઇને તેને અરજી કરીશ; પરંતુ મારી અરજી મંજૂર થશે કે કેમ એ નક્કી કેમ કહી શકાય?"

" નક્કી તો નજ કહેવાય; પરંતુ આશા ઘણી રહે છે. ભણેલી ગણેલી તેમજ ગાવા બજાવવામાં કુશળ હોય એવી વિધવાઓની સંખ્યા હિંદુ સમાજમાં ઘણી ઓછી છે–અરે નજીવી છે. તું અરજી કરીશ તો ત્હારી અરજી અવશ્ય મંજૂર થશે."

" ઠીક—પગાર વીસ રૂપિયા દર્શાવ્યો છે, કેમ ?"

" હાસ્તોને, વિના પગારે કયી વિધવા સહચરી થવા જાય! વિધવાઓને ખાવા પીવાનું તો સર્વત્ર મળે છે !"

"અરજી કયારે કરવાની છે ?"

"જેમ બને તેમ જલદીથી. હું એક નકલ તૈયાર કરી લાવ્યો છું." આમ કહી કેશવલાલે એક લખેલો કાગળ ખિસ્સામાંથી બ્હાર કાઢી સીતાના હાથમાં મૂકયો. સીતા એ કાગળ વાંચવા લાગી, અને વચ્ચે વચ્ચે હસવા લાગી. તેણે વાંચી રહ્યા પછી કહ્યું:—"અરેરે ! તમે આટલું બધું જૂઠું લખ્યું છે ? આ દગો નહિ તો બીજું શું ?!"

કેશવ:—આ દગાબાજ દુનિયામાં કોઈ પણ માણસ દગો કર્યા સિવાય શ્રીમંત થવાની આશા રાખે તે માણસને મુર્ખજ ગણી શકાય. તું કયાં નથી જાણતી કે, "દુનિયા ઝુકતી હય, ઝુકાનેવાલા ચાહીએ" હવે તું મ્હને કહે કે, મ્હને સહાયતા કરવાને તું રાજી છે કે નહિ ?

સીતાએ કહ્યું:—"મ્હને આજનો દિવસ વિચાર કરી જોવા દો. હું પૂરતો વિચાર કરીને સંધ્યા સમયે તમને ઉત્તર આપીશ."

કેશવલાલે ઘડીઆળમાં જોયું તો બાર વાગ્યા હતા. હસતાં હસતાં તેણે કહ્યું:—"ઠીક છે, આ નકલ ત્હારી પાસે રાખ. વિચાર કરી જો. વિચારને અંતે ત્હારો મ્હને સહાયતા કરવાનો નિશ્ચય થાય તો આ મ્હારી અરજીની બરાબર સ્વચ્છ અક્ષરે નકલ તૈયાર કરી રાખજે. સંધ્યા સમયે હું આવીશ."

સીતા ઉઠીને ઉભી થઇ. હસતાં હસતાં તેણે કહ્યું:—"ઠીક છે; વિચાર કરી જોઇશ. બેસો બેસો, બરફ સાથે એક ગ્લાસ શરબત લઈ આવવાનું મ્હેં દાસીને કહ્યું છે, તે પીને જાઓ. હં, પણ આ કાર્યમાં હું તમને મદદ કરૂં અને તેમાં તમે વિજય પામો તો મ્હને શું ઈનામ આપશો ?"

"તુંજ કહેને કે ત્હારે કેટલું ઈનામ જોઇએ છીએ."

સીતાએ સ્મિત હાસ્ય કરીને ઉત્તર આપ્યો:—"પંદર હજાર રૂપિયા અને મુંબાઈમાં એક સુંદર બંગલો."

"વારૂ, કબૂલ છે." કહીને કેશવલાલે દાસીના હાથમાંનો શરબતનો ગ્લાસ પોતાના હાથમાં લીધો.

સીતાએ કહ્યું:—"મ્હારૂં માથું ગરમ થઇ ગયું છે. બીજી એક સિગાર આપો."

શરબત પી રહીને, સીતાને સિગારેટ આપી કેશવલાલ ચાલ્યો ગયો.

બપોરે કેટલેક ઠેકાણે રખડી, બે પ્રતિજ્ઞાપત્ર-સર્ટિફીકેટ મેળવી

સંધ્યા થયા પછી તે પાછો સીતા પાસે આવ્યો. તેણે આવીને જોયું કે, સીતાએ અરજીની નકલ તૈયાર કરી રાખી હતી. તે નકલ પોતાના હાથમાં લઈને કેશવલાલે કહ્યું:—મ્હારો લખેલો કાગળ કયાં છે?

સીતા:—એ કાગળ મ્હારી પાસેજ રહેશે.

કેશવલાલ:—તું તેને શું કરીશ.

સીતા—કરવાનું શું હતુ? રાખી મૂકીશ.

કેશવલાલે સ્મિત હાસ્ય કર્યું. તેણે કહ્યું:—"કદાચ હું ત્હારી સાથે પણ દગો રમું એવી આશંકાથી તું એ કાગળ તારી પાસે રાખવા માગે છે કેમ?"

સીતાએ કહ્યું:—"ના ના, એ તો આપના સ્મરણચિન્હ તરીકે મ્હેં મ્હારી પાસે રાખવાનો નિશ્ચય કર્યો છે."

કેશવલાલ:—ભલે, ત્હારી પાસે રાખ; તું કોઈ પણ પ્રકારનો ભય રાખીશ નહિ. હું ત્હારી સાથે દગો નહિજ રમું. તું જાણે છે કે ચોરોમાં પણ એક બીજાના તરફ વિશ્વાસ હોય છે! નહિ તો ચોર લોકોનો ધંધો ચાલે કે? દુનિયામાં દગાબાજી રમાય કે?"

આ પ્રમાણે કહીને કેશવલાલ ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૧૦ મું.

### આ વળી કોણ છે?

પુણ્યમયી નર્મદા નદીના કિનારા પર ઠિકરિયા ગામના જમીનદારનો ભવ્ય બંગલો આવેલો હતો. બંગલાની પાછળના ભાગમાં એક વિશાળ ઉદ્યાન હતો. ઉદ્યાનમાં વિવિધ પ્રકારનાં પુષ્પોના છોડવાઓ હતા. તે સિવાય બીજાં કેટલાંક વિશાળ વૃક્ષો પણ હતાં કે જેઓ ઋતુ આવ્યે વિવિધ પ્રકારનાં ફળોથી શોભી ઉઠતાં હતાં. કેટલેક ઠેકાણે જૂદી જૂદી જાતનાં કીંમતી આસનો ગોઠવેલાં જણાતાં હતાં.

પ્રભાતકાળ થતાંજ જમીનદારના અંત:પુરમાંથી એક વિધવા યુવતી બ્હાર નીકળી. તેણે એક સફેદ વસ્ત્ર પહેર્યું હતું. યુવતીના મુખપર ઉષાની જ્યોતિ પડવાથી તેની સુન્દરતા વધી ગઇ હતી.

તેના જમણા હાથમાં એક પુષ્પોથી ભરેલું પાત્ર હતું, ત્યારે ડાબો હાથ ખાલી હતો. આ યુવતી બીજી કોઇ નહિ; પરંતુ હિકરિયાના જમીનદારની પુત્રવધૂ નિર્મળાગૌરી હતી. હમણાં તે જમીનદાર મહાશયની સમસ્ત સંપત્તિની અધિકારિણી હતી. તેની પાછળ પાછળ એક પ્રૌઢા દાસી પણ અંતઃપુરમાંથી બહાર નીકળી. તેના હાથમાં વસ્ત્રાદિ અને શરીર સાફ કરવાનો રૂમાલ હતો.

નિર્મળાગૌરી ધીમે ધીમે ઘાટ તરફ જવા લાગી. દાસી પણ પાછળ પાછળ જવા લાગી. ઉભય શાન્તિથી ચાલતાં હતાં. વૃક્ષો પર પક્ષીઓ પ્રભાતસંગીત ગાતાં હતાં. સુગંધિત તેમજ શીતળ વાયુ ઉચ્છૃંખલતાથી વહેતો હતો.

જમીનદાર મહાશયના બંગલાથી થોડે દૂર બે ઘાટ આવેલા હતા. તેમાંનો એક પુરૂષોને માટે હતો, અને બીજો સ્ત્રીઓ માટે હતો. ઘાટનાં ઘણાંખરાં પગથિયાં જળમાં ડૂબી રહેલાં હતાં.

નિર્મળાગૌરી જ્યારે ઘાટ પર જઇ પહોંચી ત્યારે પણ ઉષાની જ્યોતિ અસ્પષ્ટ હતી. જેવી તે બે ત્રણ પગથિયાં ઉતરી કે ઘાટ પાસે જળમાં કોઇ મ્હોટી વસ્તુ તણાઇ આવેલી તેની નજરે પડી. તે મનુષ્ય, જંતુ કે લાકડાનો કડકો છે તેનો કાંઈ નિર્ણય નિર્મળાગૌરી કરી શકી નહિ. તેના અંતરમાં સહજ ભીતિ પણ ઉપજી. તેણે દાસી તરફ દ્રષ્ટિ કરીને કહ્યું:–" અરે મોતી મોતી! આમ આવ, જલદી આવ!"

મોતી દશબાર હાથ પાછળ હતી. તરતજ તેણે પાસે આવી પહોંચીને પૂછ્યું:—"કેમ શું છે, બ્હેન?"

નિર્મળાગૌરીએ જળ તરફ આંગળી કરીને કહ્યું:—" પેલું શું તણાઇ આવ્યું છે, તે જો જોઇએ?"

મોતીની ઉંમર પચાસ વર્ષ ઉપરની હતી. તેણે જોયું કે, કોઈ કાળી લાંબી વસ્તુ ઘાટ પાસે આવીને પડી છે. તેણે ભય પામીને કહ્યું:–"ઓ બાપરે! એ શું હશે?!"

નિર્મળાગૌરીએ કહ્યું:–"તુ ત્યાં જઇને તપાસ તો કર."

મોતીએ કહ્યું:–"ના ના, મ્હારાથી એવી ભયાનક વસ્તુ પાસે જઈ શકાશે નહિ. મગર જેવું કોઈ પાણી હોય તો હું તેનો ભોગ થઇ પડું!"

નિર્મળાગૌરીએ વિરક્ત થઇને કહ્યું:–" આમ ગભરાઈ શું જાય છે! એ વાઘ નથી તેમ મગર પણ નથી કે તને ગળી જશે!"

મોતીએ પૂછ્યું:—" ત્યારે એ શું છે?"

નિર્મળાગૌરીએ કહ્યું:—" ત્હારાથી ન બને તો લે હું જાતેજ જઇને જોઉંછું."

આ પ્રમાણે કહીને નિર્મળાગૌરી ઘાટના પગથિયાં ઉતરવા લાગી.

મોતીએ તેના વસ્ત્રનો પાલવ પકડીને કહ્યું:–" બ્હેન! ન જશો. એ કોઈ જનાવર જળમાં તણાઈ આવ્યું છે. જો કરડી ખાશે તો જીવથી જશો, અને સહુ કોઇનો ઠપકો મારે સાંભળવો પડશે."

નિર્મળાગૌરીએ મોતીનાં વચનો પ્રત્યે લક્ષ્ય નહિ આપતાં પોતાના વસ્ત્રનો પાલવ છોડાવી ઉપરોક્ત વસ્તુ પાસે જઇને જોયું તો તેને એ કોઈ મનુષ્યમૂર્તિ જણાઈ. એ સ્ત્રી હતી. તેના કેશકલાપના વાળ પાણીથી ભીંજાઈ જઈ તેની છાતીપર પથરાઈ ગએલા હોવાથી દૂરથી તે કોઈ જળવાસી પ્રાણીના જેવી જણાતી હતી.

નિર્મળાગૌરીએ એ સ્ત્રી પાસે જઇને પૂછ્યું:—" અરે, તું કોણ છે?"

કાંઈ ઉત્તર મળ્યો નહિ.

મોતીએ નિર્મળાગૌરી પાસે જઈ પહોંચીને કહ્યું:–" ઓ બાપ! આ તો કોઈ સ્ત્રીનું મુડદું તણાઇ આવેલું જણાય છે! વળી એને તણાઇ આવવાને બીજી કોઈ જગ્યા ન મળી કે અમારાજ ઘાટ પર તણાઇ આવી!"

નિર્મળાગૌરીએ કહ્યું:—" મોતી! આ સ્ત્રી મ્હારા ધારવા પ્રમાણે હજી મરી ગઇ નથી. આ જો, તેના માથાના વાળ હજી ઉંચા નીચા થતા જણાય છે. તેની છાતી ધબકતી જણાય છે."

મોતીની આંખો સતેજ નહોતી. તેને કાંઈ પણ જણાયું નહિ. તેણે કહ્યું:–" ત્યારે તો ઘણું સારૂં! બિચારી કોણ હશે? શા માટે ડુબી ગઇ હશે?"

નિર્મળાગૌરીએ સ્ત્રીની છેકજ પાસે જઇ તેની છાતીપરના વાળ ખસેડી નાખ્યા તથા તપાસ કરી જોઇ તો તેને ખાત્રી થઈ કે એ સ્ત્રીનો જીવનદીપ હોલવાઇ ગયો નહોતો. શરીર પણ સહજ ગરમ

હતું. નિર્મળાએ પ્રસન્ન મુખે મોતીને કહ્યું:—"મોતી! આ સ્ત્રી જીવતી છે. આપણે જલદીથી એને ઘેર લઈ જઇને તેને શુદ્ધિમાં લાવવાનો યત્ન કરવો જોઇએ. તું દોડતી દોડતી ઘેર જઇને કેટલાંક માણસોને બોલાવી લાવ, તથા એક જણને વૈદ્યરાજને બોલાવવા દોડાવજે. જા, જલદી જા—વિલંબ ન કર."

તરતજ મોતી ઘર તરફ પાછી વળી.

મોતી રૂમાલ અને વસ્ત્રાદિ ઘાટ પર મૂકી ગઈ હતી. નિર્મળાગૌરીએ ઘાટપરથી એ વસ્ત્રાદિ લઈ આવી, તણાઈ આવેલી સ્ત્રીનું ભીંજાઇ ગયેલું વસ્ત્ર મહા મુશિબતે કાઢી નાખી, તેને પોતાનું વસ્ત્ર પહેરાવ્યું, પછીથી પોતાના વસ્ત્રનો પાલવ તેના શરીરપર ઘસવા લાગી. અત્યાર સુધીમાં પ્રભાતકાળની જ્યોતિ પણ પ્રકાશી નીકળી હતી. એ જ્યોતિની સહાયતાથી નિર્મળાગૌરી જોઇ શકી કે, એ સ્ત્રીના કંઠની પાછળના ભાગમાં માળાનાં આકારનું લાલ ચિન્હ પડયું હતું. ત્યાં આગળની ચામડીમાં કેટલેક સ્થળે ઘણાં ઝીણાં કાણાં પડી ગયેલાં હોઇ તેમાંથી લોહીના બિંદુઓ પણ ઉપસી આવતાં હતાં.

એટલામાં તો મોતી ચાર માણસો પાસે એક પાલખી ઉંચકાવી લાવી. નિર્મળાની આજ્ઞા થતાંજ એ માણસોએ મૃતપ્રાય: સ્ત્રીને પાલખીમાં સુવાડી, તથા પાલખી ઉંચકી તેઓ પાછા ઘર તરફ વળ્યા. નિર્મળાગૌરી પણ તેમની પાછળ પાછળ ઘર તરફ જવા લાગી.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### અભાગિની.

ઉપરોક્ત બનાવ બન્યાને એક અઠવાડીઉં પસાર થઇ ગયું છે. દ્વિપ્રહરનો સમય છે. અંત:પુરની પાસે આવેલા ઉદ્યાનમાં એક બકુલ વૃક્ષની છાયા નીચે એક પત્થરની બેઠકપર પૂર્વ પ્રકરણમાં જણાવેલી સ્ત્રી બેઠી છે. આજે આઠ દિવસે તેના શરીરમાંથી તાવ ગયો છે.

એ સ્ત્રીની ઉંમર લગભગ વીસ વર્ષની છે. તેના મુખમંડળપર વિષાદની છાયા છવાઇ રહેલી છે, બન્ને નેત્રો સદા આનત અને સજળ રહે છે. તેણે એક રાતું ગવન પહેર્યું છે કે જે તેને નિર્મ-

ળાએ આપ્યું હતું. બન્ને હાથમાં સોનાની બંગડીઓ છે. એ સ્ત્રી સધવા છે.

કવચિત્ કવચિત્ વાયુની લહર આવતાં બબ્બે ચારચાર બકુલ પુષ્પો યુવતીના અંગપર પડે છે, કવચિત્ તે એક પુષ્પ ઉંચકે છે અને પુનઃ વિચારમાં પડી જતાં પાછું પૃથિવીપર ફેંકી દે છે.

થોડા સમય સુધી યુવતી બેસી રહી. પછીથી કાંઈક નિર્બળતા જણાયાથી તે એ બેઠકપર આડી થઈ. વળી પાછી વિચારમાં પડી ગઇ. કપાળપર હાથ મૂકી રાખી એક પછી એક ગાઢ નિશ્વાસો મૂકવા લાગી. અરેરે! એ રમણી મહા દુઃખિની જણાય છે!

એવામાં અંતઃપુરમાંથી એક દાસી બ્હાર નીકળી. તેની બગલમાં એક શેતરંજી અને ઉશિકું તથા જમણાં હાથમાં એક પિત્તળના ગ્લાસમાં થોડું ગરમ દૂધ હતું.

ઉપરોક્ત અભાગિની સ્ત્રી પાસે આવી, દુધનો પ્યાલો નીચે મુકી, પત્થરની બેઠક પર શેતરંજી બિછાવી, ઉશિકું ગોઠવી. દાસીએ એ સ્ત્રીને સુવાડી, તથા કહ્યું:—" બ્હેન! આ ગરમ દૂધ પીઓ એટલે કાંઇક આરામ જણાશે."

રમણીએ કહ્યું:—" અત્યારે દૂધ શા માટે લાવી?"

" નિર્મળાબ્હેને મોકલ્યું છે. તેમણે કહ્યું છે કે, ઘણું કિવનાઇન ખાધું છે; તેથી જો દૂધ વિશેષ પ્રમાણમાં પીવામાં નહિ આવે તો માથું ફરશે."

રમણીએ દાસીના હાથમાંથી દૂધનો પ્યાલો પોતાના હાથમાં લઇને કહ્યું:—" બ્હેન! નિર્મળાબ્હેન માનવી નહિ પણ દેવી છે."

દાસીએ એ વાકય પ્રતિ લક્ષ્ય નહિ આપતા ધીમેથી પૂછ્યું:—
" બ્હેન! તમારૂં ઘર કયાં છે?"

આ પ્રશ્ન પૂછીને દાસીએ તેની શેઠાણીની આજ્ઞા ઉથાપી. જે દિવસે એ અભાગિની રમણીને નર્મદાના ઘાટ ઉપરથી ઉંચકી લાવવામાં આવી હતી તે દિવસે તેનો તાવ થોડો નરમ થતાં નિર્મળાગૌરીએ જ્યારે બે ત્રણ વખત તેનું નામ પૂછ્યું ત્યારે તેણે ઘણો વિચાર કર્યા પછી કહ્યું હતું કે:—" મ્હારૂં નામ નર્મદા છે." તે શી જ્ઞાતિની છે એમ પૂછવામાં આવ્યું ત્યારે તેણે ઉત્તર આપ્યો હતો કે " હું બ્રાહ્મણ છું." તેનું પિયર સાસરૂં વગેરે ક્યાં છે તે સંબંધી તેને પૂછવામાં આવતાં તેણે રડવા માંડયું હતું. તેણે કાંઇ પણ ઉત્તર

આપ્યો નહોતો. તેને બીજે દિવસે નિર્મળાગૌરીની સાસુએ તેની ઓળખાણુ મેળવવાના ઉદ્દેશથી એકાદ પ્રશ્ન પૂછયો હતો ત્યારે પણુ તે રડી પડી હતી. અંતે આ હકીકત નિર્મળાગૌરીના જાણુવામાં આવતાં તેણે વિચાર્યું કે, એ અભાગિની રમણીના પિત્રાલયની અગર તો શ્વસુરાલયની સ્મૃતિ સાથે કોઇ પણુ પ્રકારનું મહા દુઃખ જોડાયલું છે. એક તરફ નર્મદામાં તણાઈ આવેલી અભાગિની રમણીનો પરિચય પામવાને જમીનદારના ઘરની દાસદાસીઓ સુદ્ધાં અતિ આતુર હતાં-કોઇ પણુ રીતે તેઓ પોતાના કૌતુહલને દબાવી શકતાં નહોતાં; તેથી નિર્મળાગૌરીએ વિચારપૂર્વક સૌને એવી સૂચના કરી દીધી હતી કે, કોઈ પણુ માણુસે એ રમણીના પરિચય સંબંધીનો એક પણુ પ્રશ્ન તેને પૂછવો નહિ; તેથીજ ચારે દિશાએ ભયની ભાવનાથી દ્રષ્ટિપાત્ કરી દાસીએ પ્રશ્ન કર્યો:—"બ્હેન! તમારૂં ઘર કયાં છે?"

નર્મદાએ કાંઇક વિરકત થઇને કહ્યું:—"શ્મશાનમાં."

ઉત્તર સાંભળી દાસી ચમકી ઉઠી. નર્મદાના નિર્બળ બની ગયેલા દેહ તરફ તે ટગર ટગર જોઇ રહી. એ સમયે સૂર્ય સહજ નમી પડયો, અને બેઠકપર તડકો આવ્યો. દાસીએ તરતજ કહ્યું:— "ના બ્હેન! તમે અસત્ય બોલો છો!"

નર્મદાએ કહ્યું:—"હું અસત્ય બોલું છું એમ ત્હેં શા ઉપરથી ધાર્યું?"

દાસીએ કહ્યું:—"જુઓ, તમારા શરીરનો આ તડકામાં પડછાયો પડે છે.

અભાગિની નર્મદાને આ વાકયથી હસવું આવ્યું. તેણે કહ્યું:— "ના, હું કાંઈ દેવમૂર્ત્તિ કે પ્રેતમૂર્ત્તિ નથી. હું પણુ ત્હારા જેવી મનુષ્ય જાત છું."

"વારૂ, ત્યારે હું હવે જાઉં છું." આ પ્રમાણે કહીને દાસી અંતઃપુર તરફ ચાલી ગઇ.

થોડો સમય પસાર થયા પછી નર્મદાએ નિર્મળાગૌરીને પોતાની તરફ આવતી જોઇ. નિર્મળાગૌરી પોતાની પાસે આવી પહોંચી એટલે નર્મદા સુતી હતી તે બેઠી થઈ ગઇ. નિર્મળાગૌરી બોલી ઉઠી:—"તું સુઇ રહે-બેઠી ન થા."

નર્મદાએ કહ્યું:—"ના, હવે તો હું બેસી શકીશ. અત્યાર સુધી બેસીજ રહેલી હતી. હમણાં થોડા સમયથી સહજ આડી થઇ હતી.

નિર્મળાગૌરી:—પરંતુ હજી તું નિર્બળ છે. સુઈ રહે તું. હું મ્હારી પાસે બેસું છું. જો તું વધારે સમય સુધી બેસી રહીશ તો તને દુઃખ થશે.

આ પ્રમાણે કહીને નિર્મળાગૌરી શેતરંજીના એક તરફના છેડા પર બેઠી, તથા હસતાં હસતાં નર્મદાના ખભા પર હાથ મૂકી તેને પાછી સુવાડી દીધી.

નર્મદા આકુળ નયનોએ નિર્મળાગૌરી તરફ જોઈ રહી. તેણે કહ્યું:—" તમે બેસો, અને હું સુઇ રહું એ વ્યાજબી ન કહેવાય."

નિર્મળા:—કેમ, એમાં શો દોષ છે? તું રોગી છે, હું કાંઇ રોગી નથી. વળી જો હું તને તું કહીને બોલાવું છું; છતાં તું મ્હને 'તમે' કહીને કેમ બોલાવે છે?

આ વચનો સાંભળવામાં આવતાં નર્મદાનાં નેત્રોમાં આંસુ ભરાઇ આવ્યાં. રૂદ્ધકંઠે તેણે કહ્યું:—" તમે મ્હારા પર સ્નેહ રાખો-છો તેથીજ મ્હને 'તું' કહીને બોલાવો છો. તમે રાજાતુલ્ય માણસો કહેવાઓ. હું તમારી દાસીની દાસી થવાને પણ યોગ્ય નથી. તે સિવાય મ્હારી આવી બિમારીમાં તમે તમારે હાથેજ મ્હારી જેવી સેવા-ચાકરી કરો છો એવી સેવા-ચાકરી સગી મા બ્હેન પણ કરે નહિ. જો તમે મ્હારી સેવા-ચાકરી ન કરી હોત તોજ ઠીક થાત.!"

નિર્મળાગૌરી નર્મદાના મનનો ભાવ સમજી શકી હતી. કેટલાક દિવસથી તે લક્ષ્ય કરતી આવી હતી કે, આ રમણી બચી જવા પામી-છે તેથી તે પોતાના ભાગ્યને ધિક્કારે છે. તેનો પરિચય પણ જાણવામાં આવ્યો નથી. તેને શું દુઃખ છે તેનો કોઇ પણ પ્રકારનો નિર્ણય થઇ શકતો નથી. નિર્મળાગૌરીને આટલા દિવસમાં નર્મદા સાથે નિરાંતે વાતચિત કરવાનો સુયોગ પણ મળ્યો નહોતો. આજે પ્રથમજ નર્મદા સાથે તેણે આટલી વાતચિત કરી; પરંતુ એ અભાગિનીના દુઃખનું કારણ શું છે તે જાણી, જો બની શકે તો તેના દુઃખનો ભાર ઓછો કરવાને માટે નિર્મળાગૌરીનું પુષ્પ સમાન કોમળ હૃદય ઉત્સુક થઇ રહ્યું હતું. આજેજ નિર્મળાગૌરીએ પ્રશ્ન કર્યો:–" શું તને બચાવી એ અમે સારૂં કર્યું નથી?"

નર્મદા:—મ્હારા જેવી હતભાગિનીને માટે મૃત્યુજ સારૂં હતું.

નિર્મળા:—વાહરે, આમ કેમ બોલે છે? પોતાના મરણનું માગું કોણ કરે? ભગવાને જે જીવન આપ્યું છે તે તેનું મહાદાન છે. એ જીવનનો તિરસ્કાર કરવો એ ઇશ્વરનો તિરસ્કાર કરવા બરાબર છે.

નર્મદા:—જીવન દીધું છે એ તો ઠીક કર્યું છે; પરંતુ તેની સાથે આટલું બધું દુ:ખ શા માટે દીધું છે?

નિર્મળા:—તેને જે સારૂં લાગે છે તે એ કરે છે. તેના કાર્યમાં દોષ જોવો આપણને છાજે છે કે? તેણે દુ:ખ દીધું હોય તે પણ શિરે ચઢાવી લેવું જોઇએ.

નર્મદા બીજી દિશા તરફ જોઇ શાન્ત રહી. સૂર્ય ઘણા સમયથી અસ્ત થયો હતો. દિવસનું અજવાળું નિસ્તેજ થઈ ગયું હતું. કેટલાક સમય પછી નિર્મળાગૌરીએ કહ્યું:—"ત્હારે શું દુ:ખ છે તે તું મ્હને કહીશ કે?"

આ પ્રમાણે કહીને તેણે નર્મદાનો એક હાથ સ્નેહથી પોતાના હાથમાં લીધો.

પરન્તુ નર્મદાએ કાંઇ ઉત્તર આપ્યો નહિ. તેની ધીરજ જતી રહેવાથી તેનાં નેત્રયુગલમાંથી અશ્રુધારા સરી પડવા લાગી.

નિર્મળાગૌરીએ કહ્યું:—"છાની રહે, શાન્ત થા, રડીશ નહિ. હું તને જે વાત પૂછું છું, એ વાતથી જ્યારે તને આટલું બધું દુ:ખ જણાય છે ત્યારે ભલે તું મ્હને એ વાત કહીશ નહિ. હું ફરીથી તને એ સંબંધી એક પણ પ્રશ્ન પૂછીશ નહિ, હું તને માત્ર એકજ વાત પૂછવાની ઇચ્છા રાખું છું."

નર્મદાએ પોતાનાં આંસુથી ભીંજાયેલાં નેત્રો નિર્મળાગૌરી તરફ ફેરવ્યા.

નિર્મળાગૌરીએ પોતાના વસ્ત્રના પાલવથી તેનાં આંસુઓ સાફ કરી નાખીને કહ્યું:—"ત્હારૂં કોઇ સગું વ્હાલું કોઇ પણ ઠેકાણે છે કે નહિ, એ સંબંધી અમે કાંઇ જાણતા નથી. તું પણ તે સંબંધી અમને કાંઇ કહેતી નથી. આજે આઠ દિવસથી તું અહિં છે. ત્હારા સમાચાર નહિ મળવાથી તેઓ કેટલાં બધાં ચિંતાતુર બની ગયાં હશે? તેમને ત્હારા કુશળ સમાચાર પહોંચાડવા જોઇએ કે નહિ? જો તેઓ તું અહિં સુખરૂપ છે એમ જાણે તો અહિં આવીને તને ઘેર લઇ જઈ શકે."

નર્મદા ધીમે ધીમે ઉઠી બેઠી થઇ. તેણે કહ્યું:—"બ્હેન! આ સમસ્ત સંસારમાં મ્હારૂં કોઇ એવું સગું વ્હાલું નથી કે જે મ્હારે માટે ચિંતા કરે. ખબર આપું યા ન આપું બધું સરખું છે. બ્હેન! મ્હારા દુર્ભાગ્યનો પાર નથી; તેથીજ હું તમને મ્હારી કોઇ પણ પ્રકારની ઓળખાણ આપતી નથી. મને ક્ષમા કરજો. બ્હેન! વળી મ્હારી તમને એક વિનંતિ છે."

નિર્મળા:—શી વિનંતિ છે?

નર્મદા:—જુઓ, પરમાત્માની કૃપાની તમારો સંસાર રાજસંસાર સમાન છે. હું જ્યાં સુધી જીવતી રહું ત્યાં સુધી મ્હને તમારા સંસારમાં દયાભાવે આશ્રય આપો. તમે અનેક દાસદાસીઓનું પ્રતિપાલન કરો છો તેજ પ્રમાણે મ્હારૂં પણ પ્રતિપાલન કરો. મ્હારો ત્યાગ કરશો નહિ. જેને જીવનદાન દીધું છે તેને આશ્રયદાન પણ દ્યો.

આ મર્મભેદક વચનો સાંભળી નિર્મળાગૌરી થોડા સમય સુધી સ્તબ્ધ બની ગઇ. પોતાના વસ્ત્રના પાલવથી પાછું નર્મદાના નેત્રોમાં ભરાઇ આવેલું અશ્રુજળ સાફ કરી નાખીને તેણે કહ્યું:—"આટલીજ વિનંતિ! એમાં શી મ્હોટી વાત છે? હું ત્હારો ત્યાગ કરીશ એવું તો મ્હેં તને કહ્યું નથી. હું તને મ્હારી પાસેજ રાખીશ. કોઇ પણ ઠેકાણે જવા દઇશ નહિ. હવે શાન્ત થા, છાની રહી જા, રડ નહિ."

પરંતુ નર્મદાના નેત્રોમાંથી આંસુઓ સરી પડયા સિવાય રહ્યાં નહિ. અંતે તેને અનેક પ્રકારે નિર્મળાગૌરીએ શાન્ત કરી.

સંધ્યા થઈ એટલે બન્ને અંતઃપુર તરફ જવા લાગ્યાં. જતાં જતાં નર્મદા થાકી જઇને એક લાકડાના આસન પર બેઠી.

નિર્મળાગૌરી પણ બેઠી. આ સમયે આકાશમાં એક બે તારાએ દેખાવ દીધો. વળી પાછાં બન્ને વાતચિત કરવા લાગ્યાં.

નિર્મળાગૌરીએ કહ્યું:—"જો બ્હેન! હું હમણાં એકલીજ રહું છું. કોઈ પણ સરખી ઉંમરની સહચરી મ્હારી પાસે નથી. આથી મ્હારો દિવસ જતો નથી. તેથી અમારા કારભારીએ-તેમને હું કાકા કહીને બોલાવું છું-મ્હારે માટે એક સહચરી જોઇએ છીએ, એવી વર્તમાનપત્રોમાં જાહિર ખબર આપી છે. હું વિચારૂં છું કે-બ્હારથી બીજા માણસને બોલાવવાની હવે શી જરૂર છે? તુંજ મ્હારી સહચરી થઇને રહે. હું કાકાને કહીશ-કેમ ત્હારૂં શું કહેવું છે?"




"જેને જીવનદાન દીધું છે તેને આશ્રયદાન પણ દ્યો."

પૃષ્ઠ ૫૬.

નર્મદાએ મૃદુ સ્વરે કહ્યું:—" તમારી દયા હું પ્રાણાન્તે પણ ભૂલીશ નહિ."

પછીથી બન્ને જણીઓ ઉઠીને પાછી ચાલવા લાગી, અને થોડા સમયમાંજ અંતઃપુરમાં જઇ પહોંચી.

## પ્રકરણ ૧૨ મું.

### દયામયી.

બીજે દિવસે પ્રભાત સમયે નર્મદા સ્નાન કરી પૂજાપાઠથી પરવારી. નિર્મળાગૌરી કારભારીને બોલાવવાની વ્યવસ્થા કરતી હતી એવે સમયે સમાચાર મળ્યા કે, કારભારી પોતેજ તમારી મુલાકાતે આવ્યા છે.

હરિકૃષ્ણ પંડયા આ જમીનદાર વંશના જુના સમયથી ચાલતા આવેલા કારભારી છે. તેમની ઉંમર સાઠ વર્ષ કરતાં પણ વધી ગઇ છે, તોપણ હજી સુધી તેમની કાર્ય કરવાની શક્તિ આશ્ચર્ય પમાડે એવી છે. સ્વર્ગસ્થ જમીનદાર ગોવિંદજીભાઇ, આ કારભારીનો ઘણો વિશ્વાસ રાખતા હોઇ તેમનો તેમનાપર અસાધારણ સ્નેહ હતો. જમીનદાર કુટુંબનાં સઘળાં માણસોની પ્રીતિને આ કારભારી પ્રાપ્ત કરી શકયા હતા. નિર્મળાગૌરી તેમને કાકા કહીને બોલાવતી હતી, એ આગળ જણાવી ગયા છીએ.

અંતઃપુરમાં એક ઓરડો નિર્મળાગૌરીના બેઠકખાના તરીકે હતો. કારભારીને જ્યારે જરૂર પડે-નિર્મળાગૌરીને કોઇ કાગળપત્ર બતાવવા અગર તો કોઇ કાગળપત્રપર તેની સહી લેવા આવવું પડતું ત્યારે તેમને એ બેઠકખાનામાંજ બેસાડવામાં આવતા હતા. એ બેઠકખાનામાં ખુરસીઓ, ટેબલો, વિરામાસનો વગેરે ઘણાં આસનો હોવા છતાં નિર્મળાગૌરી કદાપિ કારભારીની હાજરીમાં ખુરસી કે વિરામાસનપર બેસતી નહિ. દાસી સાથે તે બેઠકખાનામાં આવી કારભારીની પાછળ ઉભી રહેતી હતી. હમણાં પણ તે આજ પ્રમાણે કારભારીની પાછળ પોતાની દાસી સાથે જઇને ઉભી રહી.

કારભારી પ્રથમથીજ બેઠકખાનામાં બિરાજ્યા હતા. નિર્મળાગૌરીને આવેલી જોતાંજ તેઓ ઉઠીને ઉભા થઇ ગયા. આ પ્રકારે

જોઇને નિર્મળાગૌરીએ કહ્યું:–" કાકા ! બેસો." આમ કહીને નિર્મળાગૌરી યથાસ્થાને ઉભી રહી.

" બ્હેન ! તમારૂં શરીર તો સારૂં છે ને ? "

" હા કાકા ! સારૂં છે. તમે કુશળતામાં છો ને ?

" હા બ્હેન ! કુશળતામાં છું. હં, પણ નર્મદાના ઘાટપરથી તમે જે અભાગિની અબળાનું જીવન બચાવ્યું છે, તેની કાંઇ ઓળખાણ મળી ? "

" ના કાકા ! એ સ્ત્રી કાંઈ કહેતી નથી. કાંઇ કહે એવી આશા પણ નથી. "

" ત્યારે તો પોલિસને ખબર આપવી જોઇએ. કયાંથી ક્યાં આવી ચઢી છે તેની આપણને શી ખબર ! અંતે કોઇ મ્હોટું સંકટ શિર પર આવી પડે તો ? "

" એટલા માટે પોલિસની કે કચેરીની પંચાત કરવાની શી જરૂર છે ? કાકા ! એ એક અનાથિની અબળા જણાય છે. કદાચ વહાણમાંથી નદીમાં ડૂબી ગઇ હશે, તે અહિં તણાઇ આવી છે. તેને આપણે આશ્રય આપ્યો છે; તેથી એ માટે એવું તે શું મ્હોટું સંકટ આવે તેમ છે ? પોલિસને આપણે ખબર આપીશું તો તે આવીને એ બિચારીનો જીવ ખાઇ જશે. હું તેમ કરવાને ચ્હાતી નથી. "

કારભારીએ થોડા સમય સુધી કાંઇ વિચાર કરીને કહ્યું:– " પરંતુ મ્હારા સાંભળવામાં એમ આવ્યું છે કે, તેના ગળામાં લોહીના ડાઘ પડેલા છે, કદાચ તેને મારી નાખવાનો કોઇએ યત્ન કર્યો હશે અગર તો તેણે પોતે આત્મહત્યા કરવાનો વિચાર રાખ્યો હશે. બન્ને રીતે જોવા જતાં આ પ્રકારની પોલિસને ખબર આપવાની જરૂર જણાય છે; પરંતુ તેમ કરવાની જ્યારે તમારી ઇચ્છા નથી ત્યારે હું હવે પોલિસને ખબર આપીશ નહિ. ગળામાં લોહીનાં ચિન્હો હજી પણ છે કે ? "

" સામાન્ય ચિન્હો છે, તે બે ચાર દિવસમાં ચામડીની સાથે મળી જશે. "

" ઠીક, હવે આજે હું તમને મળવા માટે આવ્યો છું તેનું મુખ્ય કારણ એ છે કે, તમારી સહચરીને માટે વર્ત્તમાનપત્રોમાં જે જાહિરખબર આપી હતી તેના ઉત્તરમાં આ કેટલીક અરજીઓ આવી

છે.” આ પ્રમાણે કરીને કારભારીએ હાથમાંના પત્રો ગણીને કહ્યું:-“એકંદરે પાંચ અરજીઓ આવી છે.”

નર્મદાના ઘાટપરથી મળી આવેલી સ્ત્રીનેજ પોતાની સહચરી તરીકે રાખવાની નિર્મળાગૌરીની મહદેચ્છા હતી; પરંતુ લજ્જા તેમજ સંકોચને લીધે તે કાંઇ કહી શકી નહિ. તેણે વિચાર્યું કે, પ્રથમ અરજીઓ કેવી છે તે જોઉં, ત્યાર પછી એ વાત કાઢીશ.

કારભારીએ આવેલી અરજીઓના પત્રોપર દૃષ્ટિ રાખીને કહ્યું:—“આ અરજીઓમાં ચાર જણની અરજીઓ જોઇએ એવી અનુકૂળ નથી. માત્ર એક જણની અરજી વાંચી જોતાં એમ જણાય છે કે, તેનાથી આપણું કામ ચાલી શકશે. આ અરજીઓ વાંચી સંભળાવું કે ?”

નિર્મળાગૌરીએ કહ્યું:—હા, ભલે વાંચો.

દીવાનજીએ પ્રથમ અરજી વાંચી સંભળાવી. મુંબાઇમાં ગાયવાડીમાં રહેતી એક વૃદ્ધા વિધવાએ એ અરજી કરી હતી. તે રામાયણ મહાભારત વાંચી સંભળાવે તેમ હતી, એમ તેણે લખ્યું હતું. સંગીત વિષયમાં બરાબર નિપુણ નહોતી. સંતાન નહોતું. દિયરના ભેગી રહેતી હતી. એ દિયર પોતાની સ્ત્રીને વશ થઇ ગયેલો હતો. ભાભીની તે બિલકુલ ફિકર રાખતો નહિ. તેની નાશિકમાં જઇને રહેવાની અભિલાષા હતી; પરંતુ આ નોકરી જો મળી જાય તો તીર્થયાત્રા થોડા સમયને માટે મુલતવી રાખવાની ઇચ્છા તેણે જણાવી હતી. પત્ર વાંચી રહ્યા પછી કારભારીએ કહ્યું:—“આપણે જેવી સહચરી જોઇએ છીએ તેવી સહચરી આ નથી જણાતી. સહચરી તો તમારી ઉંમરનીજ હોવી જોઇએ કે જેની સાથે આમોદ પ્રમોદમાં તથા વાતચીતમાં તમે તમારો દિવસ પસાર કરી શકો. કેમ, મ્હારૂં કહેવું ખરૂં છે ને?”

નિર્મળાગૌરીએ સંકોચ પામીને કહ્યું:—“હા, કાકા!”

ત્યાર પછી કારભારીએ બીજી અરજી વાંચી. એ અરજી કરનાર સ્ત્રી ભણેલી ગણેલી નહોતી. તોપણ મહાભારત તેમજ રામાયણનો કેટલોક ભાગ તેને કંઠસ્થ હતો. તે પણ મ્હોટી ઉંમરની હતી. રસોઇ બનાવવામાં તેમજ બીજાં ગૃહકાર્યો કરવામાં પોતે ઘણી નિપુણ છે એમ તેણે જણાવ્યું હતું. આ અરજી પણ કારભારીએ નામંજૂર કરી.

ત્રીજી અને ચોથી અરજી પણ આવાં આવાં કારણોને લીધે નામંજૂર થઈ. પાંચમી અરજી કારભારીએ આંખોપરનાં ચશ્માં બરાબર ચઢાવી વાંચવાની શુરૂઆત કરી. શુરૂઆત કરતી વખતે સ્મિતમુખે તેમણે કહ્યું "આ સ્ત્રી ઘણી વિદ્યાવતી હોવી જોઇએ એમ તેની અરજી ઉપરથીજ માલૂમ પડે છે. ભાષા પણ ઘણી ઉત્તમ છે." આ પ્રમાણે કહીને કારભારીએ એ અરજી વાંચવાની શુરૂઆત કરી.

માન્યવર શ્રીયુત ડિકરીયા ગામના જાગીરદાર મહાશયના

કારભારી સાહેબની સેવામાં.

**મહાશય,**

આપે તા......ના "ગુજરાતી" વર્તમાનપત્રમાં જે જાહિરખબર છપાવી છે, તે વાંચીને મ્હારી આ અરજી આપની સેવામાં મોકલવાનું હું સાહસ કરૂં છું. કૃપાભાવે આ અરજી અથેતિ વાંચશો તો હું કૃતાર્થ થઇશ.

મ્હારા પિતાનું નામ ડાહ્યાભાઈ રામશંકર છે. અમે ગુજરાતમાં આવેલા વડોદરા શહેરનાં રહેવાસી છીએ. ગુજરાતી સાહિત્યનો મ્હેં ઘણો સારો અભ્યાસ કર્યો છે. રામાયણ મહાભારતથી શુરૂ કરીને અત્યારે જીવતા કવિઓ, નાટયકારો તેમજ નવલકથાકારોનાં પુસ્તકો મ્હેં વાંચી નાખ્યાં છે; અર્થાત્ મ્હને વાંચવાનું જ બસ વ્યસન લાગ્યું છે એમ કહીશ તો કાંઈ ખોટું નથી. મ્હેં જાતે એક નવલકથા લખી તૈયાર કરી છે; પરંતુ દ્રવ્યાભાવને કારણે અત્યારસુધી હું તેને પ્રસિદ્ધ કરી શકી નથી. એક વખતે સંગીતવિદ્યામાં પણ મ્હેં ઘણી નિપુણતા મેળવી હતી. નિપુણ પંડિતો પાસે મ્હેં જ્ઞાન સંપાદન કર્યું છે. યંત્રાદિમાં હાર્મોનિયમ, પિયાનો તથા ફિડલ વગાડતાં હું શીખી હતી. હમણાં દરિદ્રતાને કારણે મ્હારી એ વિદ્યા ઝાંખી પડી ગઇ છે. થોડા દિવસ સુધી અભ્યાસનો સુયોગ મળતાં ફરીથી હું એમાં પ્રસંશાપાત્ર નિવડીશ એવી મ્હને ખાત્રી છે. મ્હેં બ્રાહ્મણ ગૃહસ્થને ત્યાં જન્મ ધારણ કર્યો છે. સનાતન ધર્મની ભાવનાઓવાળાં માતપિતાની હયાતિમાં મ્હારૂં બાલ્યજીવન પસાર થયું છે. તેમજ માતાપિતાની નિર્મળ ભાવનાઓનો પ્રભાવ મ્હારા મનપર ઘણો પડયો છે. અત્યારે હું આ મુંબાઇ શહેરમાં મ્હારાથી બની શકે ત્યાં સુધી હિંદુ આચારને પાળું છું.

હું હિંદુ રમણી હોવા છતાં મ્હેં ઉપર જણાવેલું વિવિધ પ્રકારનું જ્ઞાન કેવી રીતે મેળવ્યું તે સમજાવવાને માટે હું મ્હારી જીવનકથા ટૂંકમાં અત્રે નિવેદન કરૂં છું.

વીસ વર્ષ પૂર્વે વડોદરા શહેરમાં મ્હારો જન્મ થયો હતો. મ્હારા પિતામહ મહાશય તેમની પાછળ થોડી જમીન વારસામાં મૂકી ગયા હતા. મ્હારા પિતા એ જમીનની વ્યવસ્થા કરતા હતા. હું જ્યારે સાત વર્ષની ઉંમરની હતી ત્યારે મ્હને તેમજ મ્હારા પંદર વર્ષની ઉંમરના સહોદરને મૂકી અમારી માતૃદેવી સ્વર્ગસ્થ થઇ. માતાના મૃત્યુ પછી પિતૃદેવ ઘણો સમય ઘેર રહેતા નહિ. તેઓ જમીન સંબંધીના કામકાજમાં પણ વિશેષ લક્ષ્ય આપતા નહિ. કેટલાક માસ પછી તેમને સો રૂપિયાના પગારથી મુંબાઇની એક બેન્કમાં કેશિયરની નોકરી કેટલીક સિફારસને અન્તે મળી. એ નોકરી મેળવવાને માટે જે કાંઇ જમીન હતી તે વેચી નાખી તેની રકમ જામીનગીરી તરીકે ભરવી પડી હતી. પછીથી તેઓ મ્હને તેમજ મ્હારા સહોદરને સાથે લઇ મુંબઈ ગયા. અમારાં એક વૃદ્ધા ફોઇ પણ અમારી સાથે આવ્યાં.

મુંબાઇમાં મ્હારા પિતાના ધર્મ સંબંધીના વિચારો કાંઇક બદલાયા હતા; પરંતુ તેઓ આર્યસમાજ કે પ્રાર્થનાસમાજમાં જોડાયા નહોતા. મ્હારો ભાઇ વિદ્યાલયમાં અભ્યાસ કરવા લાગ્યો.

થોડા સમયમાંજ મ્હારા પિતાનો પગાર સોનો દોઢસો થયો. એટલે તેમણે મ્હને લેખન, વાંચન, શીલ્પ, ગીતવાદ્ય વગેરેનું શિક્ષણ આપવાને માટે એક યોગ્ય શિક્ષિકા રાખી. હું જ્યારે દશ અગીઆર વર્ષની થઇ ત્યારે મ્હારાં બીજાં સગાંવ્હાલાં મ્હારો વિવાહ કરી નાખવાનો, મ્હારા પિતાને આગ્રહ કરવાં લાગ્યા. આવી રીતે મ્હારી ઉંમર જ્યારે ચૌદ વર્ષની થઈ ત્યારે મ્હારા પિતાના શિર પર એક મ્હોટું સંકટ આવી પડયું. તેમના હાથ નીચેના નોકરે લુચ્ચાઇથી તિજોરીમાંથી કેટલીક રકમ ઉચાપત કરી લીધી. આ બાબતમાં આરોપી મ્હારા પિતા ઠર્યા. તેમને નોકરીપરથી રજા મળી, અને તે સાથે જામીનગીરીમાં જે મ્હોટી રકમ આપી હતી તે પણ ગઇ! ત્યાર પછી છ માસને અંતરે મ્હારા પિતા અમને આ નિઃસાર સંસારમાં નિરાધાર મૂકી પરલોકગમન કરી ગયા. વડોદરાથી મ્હારા એક પિત્રાઈ કાકા આવી અમને સાથે લઇ ઘેર ગયા,

તથા અનેક યત્ને તેમણે મ્હારૂં લગ્ન કર્યું. મ્હારી ઉંમર મ્હોટી થયેલી હોવાથી મ્હારૂં લગ્ન કરવામાં તેમને ઘણી અડચણ ભોગવવી પડી હતી. મ્હને જો કે આબરૂદાર કુટુંબમાં પરણાવી હતી; પરંતુ મ્હારાં સાસરિયાંની આર્થિક સ્થિતિ ઘણી ખરાબ હતી. હું પિતાના પુરા લાડકોડમાં ઉછરીને મ્હોટી થયેલી હતી તો પણ હું સાસરે જઇને કાયા, વાચા, મનસા અને કર્મણાથી વડિલમંડળની સેવા કરતી હતી. કુલલક્ષ્મી કેમ નિવડવું તે હું સારી રીતે જાણતી હતી. પતિને હું પરમાત્મા સમાન સમજતી હતી; પરંતુ મ્હારા પૂર્વજન્મનાં પાપોને લીધે–મ્હારા મહાદુર્ભાગ્યને લીધે મ્હારા ભાગ્યમાં પતિસુખ લખેલું નહોતું. થોડાજ કાળમાં મ્હારો સૌભાગ્યસૂર્ય અસ્ત થયો. કરાળ કાળે આવીને મ્હારા સીમંતનું સિંદુર સાફ કરી નાખ્યું–હું વિધવા થઈ. આ હકીકત ત્રણ વર્ષ ઉપરની છે.

મ્હારાં સાસરિયાં દરિદ્ર હતાં તે હું ઉપર જણાવી ગઈ છું. અન્નવસ્ત્રના અભાવે મ્હારે સાસરાનો ત્યાગ કરવો પડયો. એ સમયે મ્હારો વડિલ બંધુ મુંબાઇ શહેરમાં સ્કુલ માસ્તરની નોકરી કરતો હતો. તેને માસિક પચાસ રૂપિયાનો પગાર મળતો હતો. એ પચાસ રૂપિયામાં ત્રણ જીવનું–હું, મ્હારો ભાઇ અને મ્હારાં ફોઇનું પોષણ મહા મહેનતે થવા લાગ્યું.

ગઇ મકરસંક્રાતિને દિવસે મ્હારાં ફોઈ પણ સ્વર્ગસ્થ થયાં છે. મ્હારા ભાઇને પણ મુંબાઇનું પાણી માફક આવતું નહિ હોવાથી તેણે અમદાવાદ જઇને રહેવાનો નિશ્ચય કર્યો છે. મ્હારો ભાઇ હજી કુંવારોજ છે. અમદાવાદ નોકરીનું નક્કી કર્યા સિવાય મ્હારો ભાઈ મ્હને ત્યાં કેવી રીતે લઇ જાય ? હું તેની ઉન્નતિના માર્ગમાં અડચણકર્તા થઇ પડી છું. આવા કટાકટીને સમયે આપની જાહિરખબર મ્હારા વાંચવામાં આવી છે; એટલે ઇશ્વરે મ્હારા પ્રત્યે દયા દર્શાવી હોય એમ મ્હને લાગે છે.

જો આપ એ જગ્યાએ મ્હારી નિમણુંક કરશો અર્થાત્ મ્હારી અરજી મંજૂર કરશો તો હું મ્હારાપર આપનો મ્હોટો ઉપકાર થયો સમજીશ. હું સદા સર્વદા નિર્મળાગૌરી બ્હેનના ચિત્તને આનંદ આપવાનો યત્ન કરીશ. તેઓ જો દયા લાવીને મ્હારૂં સ્મરણ કરશે

તો હું મ્હારા બંધુને સાથે લઇને ઠિકરિયા આવીશ. ઉત્તર ત્વરાથી મળશે એવી આશા રાખું છું."

લી૦ સ્નેહાભિલાષિણી.
**સીતાના પ્રણામ.**

અરજી વાંચી રહ્યા પછી કારભારીએ કહ્યું:—"મ્હારી ઇચ્છા તો આ રમણીનેજ બોલાવવાની છે. તમારી શી ઇચ્છા છે, બ્હેન?"

આ દુઃખકથા સાંભળતાં સાંભળતાં નિર્મળાગૌરીનું હૃદય દયાપૂર્ણ થઈ ગયું હતું. તેણે વિચાર્યું:—"એ પણ ભલે આવે, અને નર્મદા પણ છો રહી. ઇશ્વરની ઇચ્છાથી અહિં મ્હારે કોઇ પણ પ્રકારનો અભાવ નથી." પ્રકાશમાં તેણે કહ્યું:—"કાકા! આપને જેમ ઠીક લાગે તેમ કરો, ભલે એને બોલાવો."

કારભારી:—ત્યારે આજેજ પત્ર લખી દઈશ.

અલ્પ સમય સુધી શાન્ત રહી નિર્મળાગૌરીએ કહ્યું:—"હં, પણ કાકા! એને માટે થોડું ઘણું રસ્તાખર્ચ મોકલવું જોઇએને?"

કારભારીએ આશ્ચર્ય પામીને કહ્યું:—"રસ્તાખર્ચ! પ્રથમ નોકરીપર જે માણસ જાય છે તે પોતાને ખર્ચેજ જાય છે; એવો નિયમ છે."

નિર્મળાગૌરીએ નમ્ર સ્વરે કહ્યું:—"પરંતુ એ સ્ત્રીજાત છે—તેની સ્થિતિ પણ—"

કારભારીએ સ્મિતહાસ્ય કર્યું. તેમણે કહ્યું:—'ઠીક, જ્યારે તમે કહો છો ત્યારે મુસાફરીનું ખર્ચ હિસાબ ગણીને મોકલી આપીશ."

નિર્મળાગૌરી કાંઈ સહજમાં છોડી દે તેમ નહોતી. તેણે કહ્યું:—"વળી એ બિચારીને માટે જરૂર જેટલાં વસ્ત્રો ખરીદવા જેટલી રકમ પણ મોકલવી જોઇએ. તેણે પોતાની સ્થિતિનું જે વર્ણન કર્યું છે, તે ઉપરથી કપડાંલત્તાનો પણ તેને અભાવ હોવો જોઇએ."

કારભારી:—ઠીક, એ માટે પણ થોડી રકમ મોકલીશ.

નિર્મળાગૌરી:—કેટલી રકમ મોકલશો, કાકા?

કારભારી:—તમારો વિચાર કેટલી રકમ મોકલવાનો છે?

નિર્મળાગૌરી:—માત્ર પચિસ રૂપિયા—અને ગાડી ભાડું જે હિસાબે થાય તે.

કારભારી:—ઠીક તેમજ કરીશ. બ્હેન તમે દયામયી છો આમ કહીને કારભારી ચાલ્યા ગયા.

## પ્રકરણ ૧૩ મું.

### સમર્થ સાક્ષર !

યથા સમયે કારભારીએ સીતાને નોકરીપર આવવાનો પત્ર તેમજ મનીઑર્ડર મોકલ્યો. થોડા દિવસમાંજ "બંધુ" ને સાથે લઇને સીતા આવી પહોંચી. "બંધુ" બીજો કોઈ નહિ, પરંતુ આપણો પૂર્વપરિચિત રતિ—વલ્લભ ઉર્ફે કેશવલાલ હતો.

ગાડીમાંથી ઉતરી કેશવલાલે બેઠકખાનામાં પ્રવેશ કર્યો, અને સીતા અંતઃપુરમાં ચાલી ગઈ.

કેશવલાલનું સૌન્દર્ય જોઇ બેઠકખાનામાં બેઠેલા સૌ કોઈ ચમકી ઉઠયા. એના જેવો સૌન્દર્યવાન્ પુરૂષ ગામમાં એક પણ નહોતો. નોકરો અંદર અંદર બોલવા લાગ્યા કઃ—"એ જ્યારે આટલો બધો સુન્દર છે ત્યારે તેની બ્હેન કે જે નિર્મળા બ્હેનની સહચરી થઇને આવી છે તે કેવી સ્વરૂપવતી સુન્દરી હશે ?!"

હાથ મ્હોં ધોઇ, જળપાન કરી કેશવલાલ બેઠો હતો એવામાં કારભારી આવી પહોંચ્યા, અને તેને પોતાના કામકાજ કરવાના ઓરડામાં લઇ ગયા. કેશવલાલને પાસે બેસાડી કારભારી, મુંબઇથી આવતાં કાંઇ હરકત પડી હતી કે કેમ ? અમદાવાદ જઇને શું કરવાનો વિચાર છે, વગેરે પ્રશ્નો પૂછવા લાગ્યા.

કેશવલાલ કહેવા લાગ્યોઃ—"મુંબાઈમાં હું ઇંગ્રેજી સ્કુલમાં શિક્ષક હતો. અવકાશના સમયે કેટલાંક વર્તમાનપત્રોમાં ગુજરાતી લેખકાવ્યો લખતો હતો; વળી મ્હારા લેખો કરતાં મ્હારાં કાવ્યોની પ્રશંસા તો જનસમાજમાં એટલી બધી થાય છે કે ન પૂછો વાત; પરંતુ શ્રી અને સરસ્વતીને બનતું નથી એ આપ અનુભવી છો એટલે સમજતાજ હશો. અમદાવાદ જઇને કોઇ સ્કુલમાં નોકરી મળશે તો ઠીક નહિ તો કોઇ વર્તમાનપત્રના વ્યવસ્થાપકની જગ્યા સ્વીકારનો મ્હારો વિચાર છે."

કારભારીએ પૂછ્યુંઃ—"ક્યાં ક્યાં વર્તમાનપત્રોમાં હાલ તમે લખો છો ?"

કેશવલાલ થોડા સમય સુધી વિચારમાં પડી ગયો. અંતે તેણે

કહ્યું:–" આર્યશક્તિ ", " ગુજરાતગૌરવ " વગેરે વર્તમાનપત્રોમાંજ હું મુખ્યત્વે કરીને લખું છું ?"

કારભારી:—તમે કોઇ ઉપનામથી લખો છો કે તમારા નામથીજ?

કેશવલાલ:—ઉપનામ ! ઉપનામનો બુરખો ઢાંકવામાં કાંઈ સાર નથી. જ્યાં સુધી વર્ત્તમાનપત્રોમાં સાચી હકીકત પોતાના સત્ય નામથી લખવામાં ન આવે ત્યાં સુધી નિડરતા છે એમ કહી શકાય નહિ. પ્રત્યેક લેખક નિડરતા રાખવી જોઇએ—તોજ તે જનસમાજનું કાંઇક કલ્યાણ કરી શકે છે.

કારભારી:—ત્યારે અત્યાર સુધીમાં તમારૂં લખેલું એકકે પુસ્તક પ્રસિદ્ધ થયું છે કે ?

કેશવલાલ:—નાજી, એટલો અવકાશ હજી મ્હને મળ્યો નથી. વળી આજકાલ લખનારાઓ મુંબાઈ શહેરમાં એટલા બધા ઉભરાયા છે કે તેને લીધે અમારા જેવા મહાવિદ્વાન્ લેખકોને પણ અડચણ વેઠવી પડે છે. બુકસેલરોમાં સારા ખોટાનો વિચાર કરવાની શક્તિ ઓછી હોય છે, અને તેને પરિણામે જે લેખક તેમને થોડા પૈસા લઇ પુસ્તકે લખી આપે તેનેજ તેઓ પોતાની દુકાને ચઢવા દે છે—અને ચ્હાપાનથી પોતાને વશ કરે છે !

કારભારી શાન્તિથી કેશવલાલનાં વચનો સાંભળતાં હતા. તેમને આ ઉત્તરથી મનમાંને મનમાં હસવું આવ્યું. તેમણે કહ્યું :—"ત્યારે ગુજરાતી સાહિત્યની ઉન્નતિ થતી નથી તેનું કારણ આજ હશે કેમ?"

કેશવલાલ:—હા, એ સિવાય બીજું એક પણ કારણ નથી. સારા લેખકોને જોઇએ એવું ઉત્તેજન મળતું નથી; તેથી તેમનો ઉત્સાહ પડી ભાંગે છે, અને નજીવા થોથારિયાં છપાતાંજ જાય છે !"

કારભારીને આ વાતમાં જોઇએ એવો રસ પડયો નહિ. તેમણે કેશવલાલના સ્નાનની વ્યવસ્થા કરાવી. તેને સ્નાન કરવા માટે ઉઠવાનું કહ્યું. કેશવલાલ એક નોકર સાથે ન્હાવાની ઓરડીમાં ચાલ્યો ગયો. કારભારી આ ગુજરાતી સાહિત્યના સમર્થ સાક્ષરનાં વચનો વિચારી મનમાંને મનમાં તેની વિદ્વતાપર હસવા લાગ્યા !

---

# પ્રકરણ ૧૪ મું.

## નવીન કારસ્થાન.

સીતાની સાથે કેશવલાલ એવી સલાહ કરીને આવ્યો હતો કે, કેટલાક દિવસ સુધી ઢિકરિયામાં રહી તે નિર્મળાગૌરીની નજરે પડવાનો યત્ન કરશે. સીતાએ કહ્યું હતું કે;–" જો નિર્મળાગૌરી માત્ર એક વખત પણ તમારૂં મુખમંડળ જોશે, તો આપણું કામ ધાર્યા કરતાં ઘણી સહેલાઇથી પાર ઉતરશે. " સીતાને એવો વિશ્વાસ હતો કે, રતિવલ્લભને જે કોઇ સ્ત્રી જુએ તે તેને મેળવવાને માટે દીવાની બની ગયા સિવાય રહે નહિ.

પરંતુ એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ પસાર થઇ ગયા. નિર્મળાગૌરીની નજરે પડવાનો એક પણ સુયોગ કેશવલાલને પ્રાપ્ત થયો નહિ. સીતાએ તો અંતઃપુરમાંજ નિવાસ કર્યો હતો, અને કેશવલાલને બેઠકખાનામાં મુકામ મળ્યો હતો. ભોજન કરવા માટે પણ તેને અંતઃપુરમાં જવાનો સુયોગ મળતો નહોતો. પુરૂષવર્ગનો ભોજન કરવાનો ઓરડો જૂદોજ હતો. અંતઃપુર ઉંચો દિવાલથી અવરૂદ્ધ હતું. તેની અગાસી જોવામાં આવતી હતી ખરી; પરંતુ અગાસીમાં કોઇ માણસ હરતું ફરતું નજરે પડતું નહોતું. ઉપરનું માણસ ધારે તો બેઠકખાનામાં કોણ આવે છે, કોણ જાય છે તે જોઇ શકે તેમ હતું. આટલા દિવસમાં નિર્મળાગૌરીએ અગાસી પરથી પોતાના સ્વરૂપનું દર્શન કર્યું હશે કે કેમ તેનાજ વિચારો કેશવલાલ કરતો હતો. જે સ્થાનોએ ફરવાથી અગાસીપરનું માણસ પોતાને જોઇ શકે તેમ હતું એ સ્થાનોએ કેશવલાલ સંધ્યા સમયે ફર્યા કરતો હતો. નિર્મળાગૌરીએ તેને જોયો છે કે નહિ, અને જોયો હોય તો તેનું કામદેવ જેવું સ્વરૂપ નિર્મળાગૌરીના અંતરમાં સહજ પણ ડાઘ પાડી શકવાને સમર્થ થયું છે કે નહિ એ સંબંધીના વિચારો કરતાં કરતાં કેશવલાલ ક્લાન્ત થઇ ગયો. ચોથે દિવસે સ્નાન કરી રહ્યા પછી તેણે એક મુખ્ય નોકરને કહ્યું:–" મ્હારે મ્હારી ભગિની સાથે કેટલીક વાતચિત કરવી છે. એક વખત હું તેને મળી શકીશ કે?"

નોકરે કહ્યું:–"હા, હું નિર્મળાગૌરી બ્હેનને ખબર મોકલું છું: તેમની રજા આવ્યેથી તમે તમારાં ભગિની પાસે જઇ શકશો. "

કેશવલાલે વિચાર્યું:—" એમાં પણ રજા જોઇએ કે? આ તો બધી વિચિત્રતા જણાય છે—ધારેલો હેતુ પાર પાડવામાં ઘણી કઠિનતા જણાય છે. "

અંતઃપુરમાં કેશવલાલના સમાચાર જઇ પહોંચ્યા. વિના વિલંબે નિર્મળાગૌરીની રજા આવી કે:— " આજે બપોર પછી તમે તમારી ભગિનીને મળી શકશો. "

ભોજન કરી રહ્યા પછી કેશવલાલે મસ્તકપરના વાળમાં સુગંધિત તેલ નાખી સેંથો પાડી વાળને અપ ટુ ડેટ ફેશનથી ઓળ્યા, ત્યાર પછી ઢાકાની મજલીનનું એક ખમીસ પહેર્યું; નાગપુરી ધોતીઉં પહેર્યું કેમકે અંતઃપુરમાં પ્રવેશ કરતાં કદાચ નિર્મળાગૌરીની નજરે તે પડે પણ ખરો!

યથા સમયે એક નોકર આવીને કેશવલાલને અંતઃપુરમાં લઈ ગયો, તથા તેને એક દાસીને સોંપ્યો. દાસી કેશવલાલને સાથે લઇને બે ત્રણ ઓરડા વટાવીને એક સુસજ્જિત ઓરડામાં જઈ પહોંચી. પછી તેણે કેશવલાલને કહ્યું:-" આપ અહિં જ બેસો. આપનાં ભગિનીને હું અહિં બોલાવી લાવું છું "

કેશવલાલ એક ખુરસી પર બેસી ઓરડાની ચારે તરફ દૃષ્ટિ ફેરવવા લાગ્યો. થોડા સમય પછી સીતા એ સુસજ્જિત ઓરડામાં આવી પહોંચી.

કેશવલાલે સ્મિત હાસ્ય કરી પૂછ્યું:—" કેમ સીતા! કેમ છે?"

સીતા કેશવલાલની પાસે એક ખુરસી ખેંચી લાવી તે પર બેઠી. પછી તેણે કહ્યું:—" હું સારી છું, ભાઈ! તમારી તબિયત કેમ છે?" આમ કહીને સીતાએ એક વખત સ્મિત હાસ્ય કરી ઓરડાના પ્રવેશદ્વાર તરફ દૃષ્ટિ કરી કહ્યું:—" કોઈ જણાતું તો નથી."

બન્ને જણાં ધીમે સ્વરે વાતચિત કરવા લાગ્યાં. કેશવલાલે પૂછ્યું;—" કેમ નિર્મળાગૌરી કેવી છે? "

" અરે શી વાત કરૂં! એ તો સાક્ષાત્ સ્વર્ગની સુન્દરી છે-ઇંદ્રલોકની અપ્સરા છે, "

કેશવલાલ:—ના ના, હું સ્વરૂપ સંબંધી નથી પૂછતો. મ્હારૂં પૂછવું એવું છે કે એ ભોળી છે કે ચતુર?

સીતા:—એને ભોળી સમજતા નહિ-ઘણી ચતુર છે. પ્રથમ

આપણે એમ ધારતાં હતાં કે, ગામડાની રમણીઓ ભોળી હોય છે; પરંતુ આ સ્થાને તો આપણી ધારણા ખોટી ઠરી છે.

કેશવલાલ હસીને કહ્યું:—“ ત્હારી સાથે તે કેવો વ્યવહાર ચલાવે છે ? ”

સીતાએ ઉત્તર આપ્યો:—“ ઘણો સારો. આટલી બધી શ્રીમંતાઇ હોવા છતાં અભિમાનનો અંશ માત્ર નથી. એ શેઠાણી છે અને હું એની નોકર છું એવું તેના હાવભાવ તેમજ આચાર વ્યવહાર પરથી કોઇ પણ સમજી શકે નહિ. હમણાં થોડા દિવસમાંજ તેનો મ્હારા પ્રત્યે અપૂર્વ સ્નેહ ઉપજ્યો છે. ”

કેશવલાલ:—ત્હેં શા ઉપરથી આવી કલ્પના કરી છે, તે કહે જોઇએ ?

ઉત્તરમાં આજ સુધીમાં નિમળાગૌરી સાથે સીતાની જે વાતચિત થઈ હતી તે તેણે કેશવલાલને વિસ્તારથી કહી સંભળાવી. અંતે તેણે કહ્યું:-“ ઘણું માયાળુ માણસ છે. માત્ર રીતભાત અને આચાર વ્યવહાર જૂના જમાનાના જણાય છે; પરંતુ ક્રમે ક્રમે હું આપણું કાર્ય પાર ઉતારવા ભૂલીશ નહિ. ”

કેશવલાલ:--તેની રીતભાત અને આચાર વ્યવહાર જૂના જમાનાના છે એમ ત્હેં શા ઉપરથી વિચાર્યું ?

સીતા—મ્હેં અહીં આવતાંની સાથેજ જોયું કે, તેને બેસવા ઉઠવાને તથા વિશ્રામ મેળવવાને યોગ્ય, એક પણ ઓરડો સુસજ્જિત કરવામાં આવ્યો નથી. સુઇ રહેવાને માટે પણ એકે સ્વતંત્ર શયનાલય નથી. વૃદ્ધા સાસુની સાથે એકજ ઓરડામાં સુઈ રહે છે.

કેશવલાલ:—તેથી શું ?

સીતા:—તે વાત તો જાણે ઠીક છે; પરંતુ તેને માટે એક બેસવા ઉઠવાનો, તથા વિશ્રામ મેળવવાનો સુસજ્જિત ખાનગી ઓરડો તો જોઇએ ને ? અંતઃપુરમાં જેટલા ઓરડાઓ છે, તે સૌમાં અંતઃપુરની સઘળી દાસીઓનો અવરજવર હોય છે, તેથી મ્હેં પાછળના ભાગમાં એક ઓરડો પસંદ કરી, તેને સુસજ્જિત બનાવી નિર્મળાગૌરીના ખાનગી ઓરડા તરીકે રાખ્યો છે.

કેશવલાલ:—આ કાર્ય કરવામાં ત્હેં રજા લીધી છે કે નહિં ? અહિં તો રજા મળ્યા વિના કાંઈ બનતું હોય એમ જણાતું નથી,

સીતા;—હા, મ્હેં રજા મેળવીનેજ આ કાર્ય કર્યું છે. નિર્મળાગૌરીને જ્યારે મ્હેં ઘણો આગ્રહ કર્યો ત્યારે તેણે જણાવ્યું કે ' જ્યારે તું આટલો બધો આગ્રહ કરે છે ત્યારે ભલે, હું કાકાને કહીને સઘળી વસ્તુઓ મુંબાઇથી મંગાવી આપું છું. તું ત્હારે ત્હને જેમ યોગ્ય લાગે તેમ ઓરડાને સુસજ્જિત કરજે " તેને મ્હેં સઘળી વસ્તુઓનું લિષ્ટ તૈયાર કરી આપ્યું છે. મોજશૉખની એક પણ વસ્તુ અહિં મ્હને નહિ જણાયાથી લિષ્ટમાં સઘળાં નામ લખ્યાં છે. અત્યારે તો માત્ર એક જુના જમાનાનું હારમોનિયમ છે, તેના પડદા પણ બેસુરા વાગે છે.

કેશવલાલઃ—એ હારમોનિયમ વગાડી શકે છે ખરી કે?

સીતાઃ—માત્ર " સુંદર શામળિયા " નું ગાયન વગાડી શકે છે.

કેશવલાલઃ—ગાઇ શકે છે ખરી કે?

સીતાઃ—હા; પરંતુ માત્ર ભક્તિરસનાંજ ગાયનો ગાઇ શકે-છે. હું તો જ્યારથી આવી છું ત્યારથી રોજ તેને ગાઇ સંભળાવું છું, કાલે મ્હેં તેને ઘણો આગ્રહ કરીને કહ્યું;—"આજે તમારે એક ગાન ગાવું પડશે" ત્યારે તેણે કહ્યું કે;—"હું તો ત્હારી માફક આવાં નાટકી ગાયનો ગાતી નથી, તેમ મ્હને આવડતાં પણ નથી." મ્હેં કહ્યું:—" પ્રાચીન કવિઓનાં ગાયન પણ ઘણાં સારાં હોય છે. દયારામ, મીરાં, તુળસીદાસ તેમજ કબીર વગેરેનાં પદો એવાં તો મનોહર અને આકર્ષક લાગે છે કે સૌ કોઇનો જીવ એ સાંભળી ઘડીને માટે ભક્તિ-રસમાં તલ્લીન બની ગયા સિવાય રહેતો નથી." આમ કહીને સીતા મ્હોટેથી હસવા લાગી. તેને હસતી જોઇને કેશવલાલ પણ હસવા લાગ્યો. અંતે કેશવલાલે કહ્યું:—" પછીથી તેણે એક ગાન ગાયું કે નહિ?"

સીતાઃ—ના.

કેશવલાલઃ—ત્યારે ત્હેં કયાં ગાન ગાયાં હતાં?

સીતાઃ—પ્રથમ તો મ્હેં એક બે પદ ગાયાં હતાં. તે સાંભળી નિર્મળાગૌરી મુગ્ધ બની ગઈ હતી. તેને ભજન કીર્ત્તન ઘણાં ગમે-છે. તેણે મ્હને એમ પણ પૂછ્યું હતું કે, ' નાટકનાં ગાયનો આવડે છે કે નહિ?' મ્હેં ઉત્તર આપ્યો હતો કે, 'હા બે ચાર આવડે છે!'

કેશવલાલે હસતાં હસતાં કહ્યું;—"બસ બે ચારજ આવડે છે? વધારે આવડતાં નથી.?"

કૃત્રિમ ક્રોધ દર્શાવી સીતાએ કહ્યું:—“ રતિ-વલ્લભ હસો છો શા માટે? અહિં હું કાંઇ નાટકની એક્ટ્રેસ નથી-નિષ્ઠાવતી હિંદુ વિધવા છું, સમજ્યા ?”

કેશવલાલ;—હં, પછી શું થયું, તે કહે તો ખરી ?

સીતા:—પછી મ્હેં એક નાટકનું ગાયન ગાયું. એ ગાયન પ્રેમરસથી પરિપૂર્ણ હતું. મ્હેં વિચાર્યું હતું કે, એ ગાયન નિર્મળાગૌરી સાંભળશે એટલે પછી તેના મુખ ઉપરના ભાવથી તેના આંતરિક ભાવ સારી રીતે સમજાશે; પરંતુ હું તો ઉલટી ફસાઇ પડી. મ્હેં એ ગાયન ગાયું કે તરતજ નિર્મળાગૌરીના ક્રોધનો પાર રહ્યો નહિ. તેની ગંભીરતાની સીમા રહી નહિ. તરતજ હું સમજી ગઇ કે, મ્હેં ભયંકર ભૂલ કરી છે. ગાયન પૂર્ણ થતાની સાથેજ નિર્મળાગૌરીએ મ્હને પૂછ્યું;—“આ ગાયન કયાંથી શીખી હતી ?” મ્હેં નિર્દોષ ઠરવાના હેતુથી કહ્યું;—“બ્હેન ! હું ન્હાની હતી ત્યારે એક વખત ‘ઉદયભાણ’ નો ખેલ જોવા ગઇ હતી. આ ગાયન મ્હે એ ખેલમાં સાંભળ્યું હતું, અને મ્હને યાદ રહી ગયું હતું. તમે નાટકનું ગાયન ગાવાનું કહ્યું તેથીજ આ ગાયન મ્હેં ગાઇ સંભળાવ્યું. મ્હારો ઉત્તર સાંભળી તેણે કહ્યું;—“જો નાટકનાં ગાયનો આવાંજ હોય તો ફરીથી તું કદાપિ મ્હારી આગળ નાટકનું એક પણ ગાયન ગાઇશ નહિ. મ્હને ભક્તિ રસનાંજ ગાયનો વિશેષ પસંદ છે.” તેથી મ્હેં એક બે ભકિતરસનાં ગાયનો ગાઈ સંભળાવ્યાં ત્યારેજ તેને શાન્તિ થઈ.

કેશવલાલે ઘડીઆળમાં જોયું તો તેને વખત ઘણો થઈ ગયેલો જણાયો. તેણે કહ્યું:—“ ગમે તેમ હોય પરંતુ આપણે જે સલાહ કરીને આવ્યાં હતાં તેનું શું થયું ? નિર્મળાગૌરીની સાથેના સહવાસની વાત તો જાણે દૂર રહી; પરંતુ એક વખત આંખે આંખ પણ મળી નહિ. મ્હને તેણે અગાસીમાંથી જોયો હોય એમ તને લાગે છે ?”

સીતા:—ના.

કેશવલાલ:—હું દરરોજ સંધ્યા સમયે બ્હાર આટલામાંજ ફર્યાં કરૂં છું, તથા એમ વિચારૂં છું કે, કદાચ તું તેને સાથે લઇને અગાસીપર ફરતી હોઇશ!

સીતાએ હસીને કહ્યું:—“ ના ના, એવો સુયોગ અદ્યાપિ મ્હને મળી આવ્યો નથી. જો કે હું તેને સાથે લઇને હવેથી સંધ્યા સ-

મયે અગાસી પર હરવા ફરવા જઇશ ખરી; પરંતુ ત્યાંથી તે તમને જોઈ શકશે કે કેમ એ સંદેહભરેલી વાત છે. હું મ્હારાથી બનતી ખટપટ ચાલાકીથી કરીશ. વળી હું તમને સાવચેત કરી રાખું છું કે, તમે ભૂલે ચુકયે પણ અગાશી તરફ નજર કરશો નહિ. તમારે હમણાં તો સારા પવિત્ર માણસ તરીકે ઓળખાવાનું છે.”

કેશવલાલઃ—સીતા ! ત્હારો આ રતિ–વલ્લભ બધું સ્હમજે છે. તેને ત્હારે એક શબ્દ પણ નહિ કહેવો પડે.

થોડા સમય સુધી સીતા શાન્ત બેસી રહી. અંતે તેણે કહ્યું:– “નિર્મળાગૌરી તમને જોઇ શકે એ માટે મ્હેં એક બીજો ઉપાય શોધી કાઢયો છે.”

કેશવલાલે ઉત્સુકતાથી પૂછ્યું–“શો ઉપાય, કહે જોઇએ ?”

સીતાઃ–તમારે બે ચાર વખત અંતઃપુરમાં આવવાનું થશે એટલે તમે નિર્મળાગૌરીની નજરે પડશોજ. વળી કાલે બરાબર આજ સમયે મ્હને ઉલટી થશે અને હું બેભાન બની જઇશ. એમ થશે એટલે અંતઃપુરનાં સઘળા માણસો મ્હારા મ્હોં પર પાણી છાંટશે, વાયુ ઢોળશે તથા બીજી પણ અનેક પ્રકારની સેવા ચાકરી કરશે. અંતે હું અડધી આંખો ઉઘાડીને ક્ષીણ સ્વરે બોલીશ કે–‘ભાઈ–ભાઈ મ્હારા ભાઇ કયાં છે ? મારા ભાઇને એક વખત બોલાવોરે ?’ આમ થશે એટલે તમને અંતઃપુરમાં અવશ્ય બોલાવશે. વળી એક દિવસ ખાલી જતાં બીજે દિવસે પાછી ઉલટી થશે, અને હું બેભાન બની જઇશ, અને તમને બોલાવડાવીશ. પછીથી પાછો એક દિવસ ખાલી જશે એટલે પાછી એવીજ રીતે તમને બોલાવડાવીશ. જ્યારે તમે મ્હારી પાસેથી પાછા જવા માંડો ત્યારે તમે કોઈ પણ દાસીને એમ કહેજો કે, “હું તો હવે એક બે દિવસમાં અહિંથી જઇશ; પરંતુ મ્હારી બ્હેનની તબિયત સંબંધી હું નિર્મળાગૌરી બ્હેનને થોડી હકીકત કહી જવાની ઈચ્છા રાખું છું.” અંતે નિર્મળાગૌરી તમારી પાસે આવશે. તમે તેમની સાથે મ્હારી તબિયત સંબંધી વિનયથી વાતચિત કરજો. આમ થશે એટલે આપણું ધાર્યું થશે, પછી જોઇ લેવાશે—હું છું ને એ છે !

કેશવલાલઃ—સીતા ! ધન્ય છે ત્હારી બુદ્ધિને. જો, ત્રણ વાગી જવા આવ્યા છે. હવે હું જઉં છું. હવે વિલંબ થશે તો કોઇના અંતરમાં આપણા વર્તન માટે શંકા ઉપજશે.

સીતાએ ઉભી થઇને કહ્યું:—"ત્યારે આવજો હું, બીજી એક વાત કહી રાખું છું ! એ વાત મ્હેં કાલે રાત્રે સુતાં સુતાં વિચારી રાખી છે. તમે અહિંથી અમદાવાદ જઇને તમારો એક સારો ફોટોગ્રાફ પડાવી અહિં મ્હને મોકલાવી આપજો. હું એ ફોટાને નિર્મળાગૌરીના ખાનગી ઓરડામાંજ રાખી મુકીશ—બીજી બધી છબીઓની સાથે તમારો ફોટોગ્રાફ પણ ટાંગી રાખીશ. તેનાથી પણ આપણું કાર્ય કદાચ સરળ થઇ પડે તેમ છે.

કેશવલાલ:—ઠીક, મોકલી આપીશ. ત્યારે હું હવે જાઉં છું.

સીતાએ દાસીને બોલાવી. દાસીની પાછળ પાછળ કેશવલાલ અંતઃપુરમાંથી ચાલ્યો ગયો.

## પ્રકરણ ૧૫ મું.

### રતિ–વલ્લભનો પત્ર.

એક મહિના પછી, એક દિવસે સંધ્યા વીતી ગયા પછી એક સુસજ્જિત ઓરડામાં નિર્મળાગૌરી સીતાની સાથે બેઠી હતી.

આ ઓરડાને સીતાએ નિર્મળાગૌરીના વિશ્રામ માટે નિયુક્ત કરી રાખ્યો હતો. ચારે તરફની દિવાલ ઉપર કેટલીક પ્રાકૃતિક દેખાવોની વિલાયતી છબીઓ તથા વારાણુસી વગેરે તીર્થસ્થાનોનાં મંદિરોની છબીઓ શોભી રહી હતી. એ સઘળી છબીઓની વચ્ચે રૂપાની ફ્રેમમાં મઢેલો એક શ્રીયુત, કેશવલાલ ઉર્ફે રતિ–વલ્લભનો ફોટોગ્રાફ હતો. એ ફોટોગ્રાફ જ્યારે પ્રથમ આવ્યો ત્યારે સીતાએ નિર્મળાગૌરીની પાસે તેના ખાનગી ઓરડામાં ટાંગવાની રજા માગી હતી. નિર્મળાગૌરીએ પ્રથમ એ સંબંધી પોતાની નામરજી જણાવીને કહ્યું હતું કે:—"ત્હારા ભાઇની છબી તું ત્હારા ઓરડામાં ટાંગી રાખ." આથી સીતાએ અતિ દુઃખિત થઇને કહ્યું હતું કે–"હું આખો દિવસ તમારી પાસે તમારા ઓરડામાંજ રહું છું. મ્હારા ઓરડામાં તો હું માત્ર રાત્રે સુઇજ રહું છું. રાત્રે અંધકારમાં મ્હારા ભાઇની છબી હું મ્હારા ઓરડામાં કેવી રીતે જોઇ શકું ? જો છબી અહિં ટાંગવા દ્યો તો આખો દહાડો હું જોઇ શકું. મ્હારે મા નથી, બાપ નથી–ભાઇ સિવાય સમસ્ત પૃથ્વીપર મ્હારૂં બીજું કોઇ આત્મીય નથી; તેથી ભાઇની ગેરહાજરીમાં મ્હને ભાઇની છબી જોવાનું મન ન થાય કે ! "—આમ

કહેતાં કહેતાં નાટકની એક્ટ્રેસ સીતાનાં નેત્રોમાં બતાવવાનાં આંસુઓ ભરાઇ આવ્યાં હતાં. અંતે નિર્મળાગૌરીએ સીતાના કપટદુઃખથી દુઃખિત થઇને છબીને પોતાના ખાનગી ઓરડામાં ટાંગવાની રજા આપી હતી.

ઓરડામાં ટેબલપર મિરજાપુરી ગાલિચો બિછાવવામાં આવ્યો હતો. કિરમજી રંગના મખમલની ગાદીવાળી કેટલીક ખુરસીઓ, અને સોફાઓ ઓરડામાં આમતેમ પડયા હતા. એક મ્હોટું વિલાયતી નવી હારમોનિયમ પણ આવ્યું હતું. ભોંયતળિયાની જમીન પણ સુંદર કીંમતી ગાલિચા નીચે ઢંકાયલી હતી. એક વિશાળ કાચના કબાટમાં કેટલાંક નવીન પુસ્તકો ગોઠવી રાખેલાં જણાતાં હતાં. એ પુસ્તકોમાંના ઘણુંખરાં પુસ્તકો નવલકથાનાં હતાં, અને કેટલાંક કાવ્ય, નાટક જીવનચરિત્ર, પ્રવાસ-વર્ણન અને ઇતિહાસ સંબંધીના હતાં. વચ્ચે એક રાઉન્ડ ટેબલ ઉપર કેટલાંક માસિકો હતાં. બારીની પાસે કાગળ પત્ર લખવાનું એક ટેબલ પડયું હતું. ટેબલની ઉપર કેટલાંક રંગબેરંગી નોટપેપરો, અને કવર હતાં. ઓરડાના મધ્યભાગમાં એક હેરિકન લૅમ્પ સળગતો હતો. પત્રાદિ લખવાના ટેબલપર એક વૉલસિટ પડયું હતું. ઓરડાના મધ્યભાગમાં એક ઝૂલતો પંખો હતો. તેની દોરી બહારથી એક દાસી ખેંચ્યા કરતી હતી. આ ઓરડો અંતઃપુરના છેક પાછલા ભાગમાં આવેલો હોઇ તેની સાથેજ બાગ આવેલો હતો. આ ઓરડાને ત્રણ બારીઓ હોવાથી ત્યાં બેસીને જો ગાયન ગાવામાં આવે તો પણ તેનો સુર અંતઃપુરની બહારના ભાગમાં કોઇ સાંભળી શકે તેમ નહોતું.

નિર્મળાગૌરીએ એક કાળી સાડી પહેરી હતી. તેનો કેશકલાપ છુટો હતો. સંધ્યા સમયે તેણે નિત્યનિયમાનુસાર નર્મદાસ્નાન કર્યું હતું. સીતાનો વેષ પણ એવોજ હતો; પરંતુ તેણે પોતાની વેણી ગુંથી હતી.

બારીઓમાંથી મૃદુ મૃદુ પવન આવતો હતો. નિર્મળાગૌરીએ કહ્યું:-"દાસીને હવે પંખો ખેંચવાનું બંધ કરવા કહી આવ."

સીતાએ કહ્યું-"ખેંચવા દ્યોને. પગાર લેશે ને મહેનત નહિ કરે!"

નિર્મળાગૌરી:-પંખો ખેંચતાં ખેંચતાં તેના હાથ દુઃખશે. હવે

બારીઓમાંથી શીતળ વાયુ આવે છે; વિના કારણ પંખો ખેંચવાની શી જરૂર છે ? જા કોઇને કહે કે તે નીચે જઇને પંખો ખેંચવાનું બંધ કરવા કહી આવે.

સીતા આ સમયે નિર્મળાની આજ્ઞા પાળવાને ઉઠી. આ એક મહિનાના સહવાસમાં સીતા પોતાના મન સાથે નક્કી કરી શકી કે, નિર્મળાગૌરીના અંતઃકરણમાં અસાધારણ દ્રઢતા છે. તેનામાં અપાર સંયમબળ છે.

શુકલપક્ષની દશમનો ચંદ્રમા ગગનમંડળમાં પ્રકાશી રહ્યો હતો. પૃથ્વીદેવીએ સફેદ સાડીથી પોતાના સર્વાંગને શોભાવ્યું હતું. બારીમાંથી ચંદ્રનો શીતળ પ્રકાશ નિર્મળાગૌરીના આ ખાનગી ઓરડામાં આવી શકયો હતો.

નિર્મળાગૌરીએ કહ્યું:--"સીતા ! આજની રાત્રિ અતિ સુન્દર છે. તું એક ગાયન ગા."

સીતા:--કયું ગાયન ગાઉં ?

નિર્મળાગૌરી:--ત્હારી મરજીમાં આવે તે ગા. પેલું "કેશવકૃતિ"-નું ગાયન ગાને.

સીતા:--જેવી તમારી ઇચ્છા, સાંભળો:—

" રે મનમાં આવે તો માનો,
પ્રભુ નામ ખરો પરવાનો— રે મન૦
શ્રી હરિવરની છાપ પડે તો,
અંત ઉદય થાવાનો— રે મન૦
ભવસાગર ભારે ઉતરતાં,
ન નડે નર તોફાનો— રે મન૦
હરિવરનું બ્હાનું છે તેને,
કાળ નથી નડવાનો— રે મન૦
કેશવ હરિ કલ્પદ્રુપ સાચું,
સંશયે રે' છે શાનો ?— રે મન૦

ગાયન પૂર્ણ થતાંજ સીતાએ જોયું કે, નિર્મળાગૌરી ડાબા હાથ પર માથું ટેકાવી બહાર જોઇ રહી હતી. તેની પાસે જઇને સીતાએ પૂછ્યું:—"શો વિચાર કરો છો ?"

નિર્મળાગૌરી:—હું વિચારૂં છું કે, પ્રભુ આપણું ધાર્યું પાર ઉતારશે કે નહિ ? અરેરે ! મ્હારા સ્વામીનો પત્તોજ નથી ત્યારે ત્હારા સ્વામી સ્વર્ગસ્થ થયા છે ! આપણી ઉભયની અવસ્થા સમાન છે.

સીતા થોડા સમય સુધી ચુપ રહી. થોડા સમય પછી એક ગંભીર નિશ્વાસ મૂકી તેણે કહ્યું:—"હું ઘણી અભાગિની છું." સીતાનો સ્વર જાણે કે આર્દ્ર હતો.

સીતાને દુઃખે દુઃખી થઇ નિર્મળાગૌરીએ કહ્યું:—"કેમ શું થયું છે?"

સીતાએ કાંઇ ઉત્તર આપ્યો નહિ. નિર્મળાગૌરી તેના અંતરની વાત જાણવાનો યત્ન કરવા લાગી. તેણે કહ્યું:—"આજે અમદાવાદથી પત્ર આવ્યો છે ત્યારનો ત્હારો જીવ ચિંતાતુર જોઉં છું. ત્હારા ભાઇની તબિયત તો સારી છે ને?"

"હા સારી છે."

"ત્યારે ત્હારૂં મન કેમ ખરાબ થયું છે એ મ્હને કહેવાને તને કાંઇ હરકત જણાતી હોય તો મ્હને કહેવાની કાંઇ જરૂર નથી; પરંતુ જો મ્હારાથી ત્હારૂં દુઃખ દૂર થઇ શકે તેમ હોય તો તેમ કરવાની મ્હારી ફરજ છે."

"ભાઇનો પત્ર વાંચ્યા પછી હું એક પ્રકારના મ્હોટા વિચારમાં પડી ગઇ છું"

"શાનો વિચાર? મ્હને કહેવાને કાંઇ હરકત છે?"

"હરકત કાંઇ નથી; ઉલટું આ વિષય સંબંધી મ્હારા ભાઇએ તમારી સલાહ તેમજ તમારો ઉપદેશ લેવાની મ્હને સૂચના કરી છે. બેસો, હું ભાઇનો પત્ર લઇ આવું છું."

આ પ્રમાણે કહી સીતા ઉઠી પોતાના ઓરડામાં ગઇ અને ત્યાંથી પત્ર લઇ આવી. નિર્મળાગૌરી દીપક પાસે જઇ એ પત્ર વાંચવા લાગી:—

અમદાવાદ,

તા. ૧૦ મી મે.

"પ્રિય ભગિની,

ગઇ કાલે ત્હારો પત્ર મળ્યો છે. તું સારી છે તથા નિર્મળાગૌરી ત્હારા પ્રત્યે અપાર સ્નેહ દર્શાવે છે એ જાણી અતિ આનંદ પામ્યો છું; આનંદ કેમ ન પામું? તેઓ માનવી નહિ; પરંતુ દેવી છે. ત્હારૂં એ મહા સૌભાગ્ય છે કે, તને તેમના જેવાં ઉદારહૃદયનાં, સુશિક્ષિતા,

સર્વગુણસંપન્ન મહિલાનો આશ્રય મળ્યો છે. ત્હારા પર તેઓ આટલો બધો સ્નેહ રાખે છે એ માટે હું તેમની પાસે કેટલો કૃતજ્ઞ છું તે લખીને શબ્દોથી જણાવી શકતો નથી. મ્હને લાગે છે કે, પૂર્વજન્મમાં તેઓ આપણાં નિકટનાં સગાં હશે.

"અહિં હાલ સ્કૂલોમાં ઉનાળાની—મે વેકેસનની રજાઓ હોવાથી નોકરીનું કાંઇ નક્કી કર્યું નથી. એક પત્રના વ્યવસ્થાપકની જગ્યા માટે ખટપટ કરૂં છું. આ ખટપટનું સારૂં પરિણામ આવે એવી આશા રહે છે.

હવે આજે જે હેતુથી હું આ પત્ર લખું છું તે હેતુ સવિસ્તર જણાવું છું.

"હું બાલ્યાવસ્થાથી ત્હારા પર કેટલો બધો સ્નેહ રાખું છું તે તું સારી રીતે જાણે છે. આપણે બાલ્યાવસ્થાથી માતાને ગુમાવી બેઠાં છીએ. માતાના સ્વર્ગવાસ વખતે ત્હારી ઉંમર માત્ર સાત વર્ષની હતી. માતાના અભાવથી તને કોઇ પણ પ્રકારનું દુઃખ ન પડે એ માટે મ્હેં કેટલી બધી ફિકર રાખી હતી, અને રાખું છું તે તું સારી રીતે જાણે છે. પિતાશ્રી તેમના પરલોકવાસ સમયે તને તેઓ મ્હને સોંપી ગયા હતા. મ્હોટી આશાઓ રાખીને મ્હેં ત્હારો વિવાહ કર્યો હતો; પરંતુ મ્હારા દુર્ભાગ્યને લીધે ત્રણ વર્ષ વીતી જતાંમાં તો તું વિધવા થઇ. તું જ્યારે વૈધવ્યસ્થિતિમાં ઘેર આવી ત્યારે મ્હારા અંતરમાં જે અગ્નિ સળગી ઉઠયો હતો તે અગ્નિ આજે પણ શાન્ત થયો નથી. તેની તનબદનને બાળી ખાક કરી નાખનારી અગ્નિ—શિખાઓ અદ્યાપિ મ્હારા અંગપ્રત્યંગમાં પ્રચંડતાથી સળગી રહી છે. હું એ અગ્નિશિખાઓથી ક્ષણે ક્ષણે—પળે પળે બળી જાઉં છું. મ્હેં હજી સુધી વિવાહ નથી કર્યો તેનું કારણ પણ આ દારૂણ શોકજ છે. બ્હેન ! જ્યારે જ્યારે હું ત્હારૂં શુષ્ક તેમજ મલિન મુખ જોઉં-છું ત્યારે સંસારસુખ પ્રત્યેની મ્હારી સ્પૃહા દૂર થઇ જાય છે મ્હારી પરમ સ્નેહમયી ભગિનીને વૈધવ્યના ભયંકર અગ્નિમાં સળગતી જોઇને હું કેવી રીતે વિવાહિત જીવનનો સુખાકાંક્ષી થઇ શકું ?

"આવી તરૂણ સ્થિતિમાં વિધવા થતાં પુનર્વિવાહ કરાય નહિ એવો નિષ્ઠુર નિયમ ગુજરાત સિવાય બીજા કોઇ સભ્ય દેશમાં પ્રચલિત નથી. હિંદુશાસ્ત્રોમાં વિધવા-વિવાહનું વિધાન છેજ, એ હકી-

કત સ્વામીશ્રી દયાનંદ સરસ્વતી, પંડિત વિદ્યાસાગર વગેરે મહાપુરૂષોએ મુક્તકંઠે જાહિર કરી છે; એ માત્ર સમાજના નિયમથી વિરૂધ્ધ છે. વિધવા જો કદાચ પુનર્વિવાહ કરે તો તેના ધર્મની હાનિ થતી નથી. શાસ્ત્રની વિરૂધ્ધ વર્તવામાંજ ધર્મની હાનિ છે.—સમાજ—નિષ્ઠુર સમાજ પર પદાઘાત કરવામાં સહજ પણ પાપ નથી; તેથી બ્હેન! હું તને કરગરીને કહું છું કે, તું પુનર્વિવાહ કર. પૂર્વે વિધવા-વિવાહ થતાં સર્વત્ર જેવી રીતે 'હો હો' થઇ જતી હતી તેવી રીતે અત્યારે કાંઇ વિશેષ ગરબડાટ થતો નથી. વિધવા-વિવાહનો અત્યારે કોઇ ભાગ્યેજ નિન્દા કરે છે. અત્યારે તો ઘણા મ્હોટા મ્હોટા, જ્ઞાની ધ્યાની પુરૂષો કે જેઓ સમાજના નેતાઓ ગણાય છે તેઓ પણ પોતાની વિધવા પુત્રી, તેમજ ભગિનીઓનો પુનર્વિવાહ કરે છે. તો પછી આપણે શા માટે સમાજભયથી ડરી જઇ પાછી પ્હાની કરવી?

"આ સંબંધી પૂર્વે પણ મ્હેં તને આગ્રહ કર્યો હતો. પરંતુ ત્હેં જણાવ્યું હતું કે, એમ કરવાથી ધર્મહાનિ થશે. આજની પોસ્ટમાં હું ત્હારા પર બે પુસ્તકો મોકલી આપું છું. એ બે પુસ્તકો તું લક્ષ્યપૂર્વક વાંચજે. એમ કરતાં તને માલૂમ પડશે કે હિંદુ શાસ્ત્રોમાં વિધવા-વિવાહનું સંપૂર્ણ રીતે સમર્થન કરેલું છે. કોઇ ઠેકાણે જો તને બરાબર સમજ ન પડે તે તો તું શ્રી૦ નિર્મળાગૌરીને પૂછી યોગ્ય માહિતી મેળવજે. તે સુશિક્ષિતા તેમજ બુદ્ધિશાળી છે; તેથી અનાયાસેજ તને સઘળી હકીકત સ્પષ્ટ રીતે સમજાવી શકશે.

"મ્હારા મિત્ર સીતારામ શર્માને તું પિછાને છે. તેઓ ઘણા દિવસથી ત્હારા હાથની માગણી કરે છે. આ વાત તું પણ જાણે છે. તેમના જેવો ઉચ્ચ હૃદયવાળો, સચ્ચરિત્ર યુવક અન્ય કોઇ સહજમાં મળી આવવો મુશ્કિલ છે. સીતારામ શર્માની સાથેજ ત્હારો પુનર્વિવાહ કરવાની મ્હારી પણ આંતરિક ઇચ્છા છે. તેઓ તને ઘણીજ ચ્હાય છે. મ્હેં સાંભળ્યું છે કે જો તેઓ ત્હારો હાથ મેળવવાની આશામાં નિરાશ થશે તો જીવનપર્યંત કૌમાર્યવ્રત પાળશે એવી તેમણે દૃઢ પ્રતિજ્ઞા કરી છે.

"બ્હેન! હજી ત્હારી ઉંમર ઘણી ન્હાની છે. સમસ્ત જીવન ત્હારી આગળ વિસ્તૃત છે. એક મૂર્ખાઇ ભરેલા મતને આધીન થઇને તું આવું દુર્લભ જીવન શા માટે નષ્ટ કરે છે! મૂર્ખ સમાજની દ્રષ્ટિ ગમે તેમ હોય—એ દયામય, પ્રેમમય ઇશ્વરની દ્રષ્ટિએ મહા પાપ છે.

શુષ્ક પૃથ્વીને સુખમય, શોભામય, તેમજ અનન્તફળ પુષ્પમય કરવાને તેણે નદીઓ બનાવી છે. આકાશમાંથી અજસ્ર વારિધારા વર્ષાવવાનો નિયમ કર્યો છે. ત્યારે પછી મનુષ્ય પોતાની ઇચ્છાથી પોતાના જીવનને મરૂમય બનાવી દે તો તે સંતુષ્ટ થાય ખરો કે ?

"સ્નેહમયી સીતા ! મારી વિનંતિ પર લક્ષ્ય આપ. તું વિવાહ કરવાને રાજી થા. હું ત્હારી યુવાવસ્થામાં તને સુખને હિંચોળે ઝૂલતી જોઇને મ્હારૂં જીવન સાર્થક કરીશ. વિધવા-વિવાહમાં કાંઇ દોષ નથી-કાંઈ પાપ પણ નથી. મ્હારાં વચનો પર વિશ્વાસ ન બેસે તો તું શ્રી૦ નિર્મળાગૌરીને પૂછી જોજે. તેઓ ત્હારા જીવનને સ્વેચ્છાથી મરૂભૂમી કરી નાખવાની સલાહ નહિજ આપે. મોકલાવેલાં બે પુસ્તકો તમે બન્ને વાંચી જોશો એટલે તેઓજ તને કહેશે કે, વિધવા-વિવાહમાં બિલકુલ દોષ નથી. તેમની સલાહ લઇનેજ તું કામ કરજે. તેઓ જે પ્રમાણે ઉદારહૃદયનાં અને બુધ્ધિમતી છે તે ઉપરથી હું ચોક્કસ ધારૂં છું કે, તેઓ તને પુનર્વિવાહ કરવાનીજ સલાહ આપશે.

"હું કુશળ છું શ્રી૦ નિર્મળાગૌરીની યોગ્ય સલાહ લઇ તેમનો અભિપ્રાય ત્વરાથી મ્હને જણાવજે. હું તૃષિત ચાતકની માફક ઉત્તરની આશા રાખું છું."

ત્હારા પ્રાણાધિક બંધુ
કેશવલાલના શુભાશીર્વાદ."

નિર્મળાગૌરી જ્યાં સુધી પત્ર વાંચતી હતી ત્યાં સુધી સીતા વચ્ચે વચ્ચે તેના મુખભાવ નિહાળતી હતી. તેના મુખ પર ધીમે ધીમે અપ્રસન્નતાનો ભાવ ફેલાતો જણાતો હતો-નેત્રોમાંથી વિરક્તિ અને તિરસ્કાર ઉછળી પડતાં હતાં. સીતાએ કંપતા હાથે બન્ને પુસ્તકો નિર્મળાગૌરી પાસે મૂકતાં કહ્યું:-"આ બન્ને પુસ્તકો ભાઇએ મોકલ્યાંછે."

નિર્મળાગૌરીએ તિરસ્કારથી પત્રને એક બાજુએ ફેંકી દીધો. બન્ને પુસ્તકો તરફ જોઇ તેણે તે કર્કશ કંઠે કહ્યું:-" આ ચોપડીઓ કે?" આમ કહીને એ બન્ને પુસ્તકો પોતાના હાથમાં ઉંચકીને તેણે બારીમાંથી બાગમાં ફેંકી દીધાં. પછીથી તે ઓરડાની બહાર જવા લાગી.

સીતાએ ભય પામીને પૂછયું:-" ક્યાં જાઓછો ? "

નિર્મળાગૌરીએ તીવ્ર સ્વરે કહ્યું-" નર્મદાના પવિત્ર જળમાં મ્હારા હાથ ધાવા જઉં છું—મ્હારા હાથ અપવિત્ર થયા છે."

---

## પ્રકરણ ૧૬ મું.

## નિર્મળાગૌરી અને નર્મદા.

રાત્રે શય્યામાં સૂઇ રહ્યા પછી ઘણા સમય સુધી નિર્મળાગૌરી સંધ્યાકાળની ઘટનાની મનમાં ને મનમાં આલોચના કરવા લાગી.

આ શયનાલય પૂર્વ પ્રકરણમાં દર્શાવેલા નિર્મળાગૌરીના ખાનગી ઓરડાની પાસેજ હતું. એ બાજુએ બે પલંગ બિછાવેલા હતા. એક પલંગમાં નિર્મળાગૌરી સૂઈ રહી હતી. અને બીજા પલંગમાં તેની સાસુ સૂઇ રહી હતી. બારીઓ ખુલ્લી હોવાથી મૃદુ વાયુ શયનાલયમાં નિરંકુશ રીતે આવી શકતો હતો. અસ્પષ્ટ ચાંદનીનો થોડો ઘણો પ્રકાશ પણ શયનાલયમાં પડયો હતો.

રાત્રે દશ વાગે સાસુ વહુ સૂઇ રહ્યાં હતાં. હમણાં અગીઆર વાગી ગયા હતા. સાસુ ઘણા સમયથી નિદ્રાધીન થઇ ગઇ હતી; પરંતુ નિર્મળાગૌરીના નેત્રોમાં ઉંઘ ભરાતી નહોતી. તે માત્ર એમજ વિચારતી હતી કેઃ—"અરેરે ! આજે સીતાની સાથે મ્હેં ઘણી નિષ્ઠુરતા ભરેલું વર્તન ચલાવ્યું છે. મ્હને લાગે છે કે, તેથી તેના અંતરમાં અસાધારણ દુઃખ થયું છે."

એકાએક નિર્મળાગૌરી જાણે કે આજેજ ગુસ્સે ભરાઇ ગઇ—આત્મસંયમ ગુમાવી બેઠી. એ માટે તે ક્ષુબ્ધ, વ્યથિત અને લજ્જિત થયા કરતી હતી. સીતાને તેના ભાઇ (!) શ્રીયુત રતિ–વલ્લભે જે પત્ર લખ્યો હતો તેમાં નિર્મળાગૌરી પણ તેમના પક્ષને અનુસરનારી છે એમજ લખ્યું હતું. આ કારણથીજ તે ક્રોધાગ્નિથી સળગી ઉઠી હતી. ક્ષણમાત્રની ઉતેજનાથી તે એટલું ભૂલી ગઇ હતી કે, **સઘળાં મનુષ્યોની શિક્ષા, દીક્ષા, આદર્શ અને આકાંક્ષા એક પ્રકારના હોતાં નથી—પૃથિવીમાં વૈચિત્ર્યનું પણ સ્થાન છે.** કોઇના મત સાથે પોતાનો મત ન મળે તેથી તેની સાથે ઉગ્ર વર્તન ચલાવવું એ વ્યાજબી છે કે ?

વિચાર કરતાં કરતાં નિર્મળાગૌરી બીજું એક ગંભીર કારણ શોધી શકી–એ કારણ એવું હતું કે કેટલાક દિવસથી સીતા તરફની તેની શ્રદ્ધા ધીમે ધીમે ઓછી થયે જતી હતી. નિર્મળાગૌરી ધીમે

ધીમે એટલો નિશ્ચય કરી શકી હતી કે, સ્વર્ગસ્થ સ્વામીની પ્રત્યે એક પ્રકારની જે ગાઢ નિષ્ઠાનો ભાવ વિધવા સ્ત્રીનામાં હોવો જોઇએ તે સીતાનામાં બિલકુલ નહોતો. નિર્મળાગૌરીના જાણવામાં આવ્યા પ્રમાણે સીતાનો તેની ચૌદ વર્ષની ઉંમરે વિવાહ થયો હતો. પછીથી ત્રણ વર્ષની સુધી સ્વામીના સહવાસનું સુખ ભોગવીને તે વિધવા થઇ હતી. યુવાનીના આરંભમાં ત્રણ વર્ષ સુધી જે સ્ત્રીએ સ્વામીના સહવાસનું સુખ મેળવ્યું છે તેનામાં સાધ્વી પતિવ્રતા હિંદુ રમણીની નિર્મળ, દૈવી પતિભકિત કયાં છે? અશનમાં, વસનમાં તેમજ આચરણમાં સીતા બહારથી ઘણો આડંબર દર્શાવતી હતી; પરંતુ એ સર્વ પ્રકારનો તેના અંતરમાંનો સંપૂર્ણ અભાવ નિર્મળાગૌરીના જાણવામાં આવી ગયો હતો. વળી તેણે જ્યારે એમ સાંભળ્યું કે, સીતાનો પુનર્વિવાહ કરવાને માટે તેનો ભાઈ આગ્રહ કરે છે, અને સીતા પણ ભાઇના વિચાર પ્રત્યે કાંઇક ઢળી પડી છે ત્યારે તે ધૈર્ય ધારણ કરી શકી નહિ.

શયનાલયમાંની ઘડીઆળમાં અડધા કલાકનો અવાજ થયો. સાડા અગીઆર વાગ્યા. સમસ્ત પૃથિવી નિસ્તબ્ધ–નિદ્રાધીન જણાતી હતી. સીતાના વિચારોપરથી નિર્મળાગૌરી પોતાના વિચારો કરવા લાગી. મનમાં ને મનમાં પોતાની સાથે સીતાની તુલના કરવા લાગી. શુરૂઆતમાં તેણે નવવધૂ તરીકે આ જમીનદાર મહાશયના વિશાળ મકાનમાં પ્રવેશ કર્યો ત્યારે તે આઠ વર્ષની બાળિકા હતી. તેના પતિની ઉંમર ચૌદ વર્ષની હતી. એ પ્રસંગે તે માત્ર એક અઠવાડીઉ અત્રે રહી હતી; પરંતુ એ એક અઠવાડીયામાં તે પતિદેવના મુખનું પણ બરાબર અવલોકન કરી શકી નહોતી. શરમની મારી તે પતિના મ્હોં સ્હામી નજર સુદ્ધાં કરી શકતી નહોતી. એ અઠવાડીઆમાં, પતિની સાથે તેને જે વાતચિત થઇ હતી તેના બેચાર શબ્દો માત્ર તેને યાદ હતા; પરંતુ પતિના મુખની સ્મૃતિ તદ્દન અસ્પષ્ટ થઇ ગઈ હતી. પછીથી તેના પિયર જઈ પહોંચ્યા પછી માત્ર બે માસને અંતરેજ એવા સમાચાર આવ્યા કે, તેનો પતિ એકાએક ગુમ થઇ ગયો છે. પછીથી ધીમે ધીમે નિર્મળાગૌરી મ્હોટી ઉંમરની થઈ, એટલે તેનામાં જ્ઞાન અને બુદ્ધિ આવી. ત્યારથી તે ગુમ થયેલા પતિના મુખની મનમાં ને મનમાં ચિંતા કરવા લાગી. જ્યાં સુધી એમ આશા હતી કે પતિ જીવતા છે, કદાચ તેઓ એક દિવસે ઘેર પાછા આવશે ત્યાં સુધી નિર્મળાગૌરી પતિને પૃથ્વીના

મનુષ્ય તરીકેજ યાદ કર્યા કરતી હતી, આ શયનાલયમાંજ તે હમ્મેશાં સૂઈ રહેતી હતી, ભોજન કરતી હતી, વાંચ્યા કરતી હતી. ક્રમે એક પછી એક કરતાં અનેક વર્ષ પસાર થઇ ગયાં, અને પતિનો પત્તો નજ લાગ્યો; અર્થાત્ સૌ કોઇ નિરાશ થઇ ગયાં ત્યારે નિર્મળાગૌરીએ સ્વામીને મૃત્યુલોકના માનવી તરીકે યાદ કરવાનું માંડી વાળ્યું. સ્વર્ગમાં જ્યાં દેવતારા છે,–દેહ ત્યાગ કર્યા પછી પુણ્યાત્મા જ્યાં વાસ કરે છે, રામાયણ મહાભારતમાં જે અમરાપુરીનું વર્ણન છે એ ઠેકાણેજ નિર્મળાગૌરી પોતાના પતિને બિરાજેલા જોઇ શકતી હતી. તેના મસ્તકપર જ્યોતિર્મય મુકુટ શોભતો દેખાતો હતો. અંગ પ્રત્યંગમાંથી જાણે કે પવિત્ર જ્યોતિ બહાર ફેલાતી નજરે પડતી હતી. તે જાણે કે પ્રભાતકાળે ઉઠી પવિત્રસલિલા પુણ્યમયી નર્મદા નદીમાં સ્નાન કરીને નન્દનવનમાંથી પુષ્પો વીણ્યા પછી વૈકુન્ઠમાં જઇને નારાયણ અને લક્ષ્મીદેવીના ચરણોમાં વંદન કરતી હતી. પતિ જાણે કે એ અમરલોકમાં પોતાની રાહ જોઇ રહ્યા છે. જ્યારે વખત થશે ત્યારે આ પૃથ્વીમાંથી રજા મળશે. જ્યારે આ દીર્ઘ વિરહનો અંત આવશે ત્યારે પતિ પોતાના પુણ્યબળથી પોતાને ત્યાં લઈ જશે. ત્યારે બન્નેનું પુનર્મિલન થશે.

આવી રીતે પતિ સંબંધીના વિચારો કરતાં કરતાં નિર્મળાગૌરી તન્મય બની ગઈ. સીતા સંબંધીની હકીકત તે તદ્દન ભૂલી ગઇ. તેના મનમાં વિમલ શાંતિ વિરાજવા લાગી. ધીમે ધીમે તે તન્દ્રાને આધીન થઇ. પાસેની ઘડીઆળમાં જ્યારે ટંગ ટંગ કરતા બે ટકોરા થયા ત્યારે નિર્મળાગૌરીનાં નેત્રો ઉઘડી ગયાં. બારીમાંથી તેણે બહાર નજર ફેંકી તો દશમીનો ચંદ્રમા નર્મદાની સ્હામી બાજુએ વનરેખાની પાસે નમી પડયો હતો. તેણે ફરીથી નેત્રો મીંચ્યાં. પુષ્પસુગંધી હરી લઇને મૃદુ મૃદુ વાયુ શયનાલયમાં આવી સુગંધી ફેલાવવા લાગ્યો. અલ્પ સમયમાંજ નિર્મળાગૌરી નિદ્રાધીન થઇ ગઈ.

પ્રભાત સમયે નિદ્રા ઉડી જતાં નિર્મળાગૌરીએ જોયું કે તેને ઉઠતાં હમ્મેશાં કરતાં વિલંબ થઇ ગયો હતો. સૂર્યોદય થયો હતો.

જલદીથી શય્યાનો ત્યાગ કરી નિર્મળાગૌરી નર્મદાસ્નાન કરવા જવાની તૈયારી કરવા લાગી. મોતી દાસી આવી ચઢી. નિર્મળાગૌરીએ તેને પૂછ્યું:—

"માજી ક્યાં છે?"

"તેઓ સ્નાન કરવા ગયાં છે."

"ત્યારે મ્હને ઉઠાડી કેમ નહિ? આજે એકાદશી છે. આજે સૂર્યોદય પૂર્વે સ્નાન થયું નહિ."

"માજીએ તમને જગાડવાની મ્હને ના પાડી હતી. તેમણે કહ્યું હતું કે હજી ઉંઘે છે માટે જગાડીશ નહિ."

"માજીની સાથે બીજું કોણ ગયું છે?"

"સીતા બ્હેન."

સીતાનું નામ સાંભળવામાં આવતાંજ નિર્મળાગૌરીનું મુખ અપ્રસન્ન થઇ ગયું. વળી પાછો તેણે એમ પણ વિચાર કર્યો કે, આજ સુધી સીતા તેની સાથેજ સ્નાન કરવા જતી હતી; આજે તે પોતાની આગળ ગઇ છે એ ઠીકજ થયું છે.

આ સમયે હાથમાં વસ્ત્રાદિ લઇને સ્નાન કરવા જવા માટે નર્મદા અંતઃપુરમાંથી બહાર નીકળી. તે જોવામાં આવી કે તરતજ નિર્મળાગૌરીએ તેને પોતાની પાસે બોલાવી. નર્મદાએ દ્વાર પાસે ઉભી રહીને સંકોચથી કહ્યું:—"કેમ, શું છે બ્હેન?"

નિર્મળાગૌરી:—તું સ્નાન કરવા જાય છે કે? ચાલ, હું પણ ત્હારી સાથે આવું છું.

નર્મદાના ઘાટપર તણાઇ આવ્યા પછી એક પણ દિવસે નિર્મળાગૌરીની સાથે સ્નાન કરવા જવાનું સૌભાગ્ય નર્મદાને પ્રાપ્ત થયું નહોતું. આત્મપરિચય આપવામાં નર્મદા નારાજ હોવાથી નિર્મળાગૌરી જાણી જોઇનેજ તેની સાથે વિશેષ વાતચિત કરતી નહોતી. વળી પાછી તે વિના કારણ સંકોચ અનુભવે! તેના દુઃખે નિર્મળાગૌરી ઘણી દુઃખી હતી, તથા તેનું દુઃખ દૂર કરવા જેવો કોઇ પણ ઉપાય તેના હાથમાં નહોતો—આ તેનો વિશેષ આક્ષેપનો વિષય હતો. વળી નિર્મળાગૌરીનો સદય સ્નેહપૂર્ણ વ્યવહાર હોવા છતાં નર્મદા પોતાને તેનાથી દૂર રાખવાનોજ યત્ન કર્યા કરતી હતી. મકાનમાં કોઇ તેના પગનો અવાજ સુદ્ધાં ભાગ્યેજ સાંભળી શકતું હતું. જાણે કે નર્મદા મહાન્ અપરાધી કેમ ન હોય! આજે નિર્મળાગૌરીએ તેને પોતાની સાથે સ્નાન કરવા આવવાનું જણાવ્યું તેથી જાણે કે તે ઘણીજ કૃતાર્થ થઇ. તેણે કહ્યું:—"તમારી સાથે હું આવું?"

નિર્મળાગૌરીએ નર્મદાની તરફ સહાસ્ય કટાક્ષ કર્યો. નર્મદાએ શરમથી મૃદુ હાસ્ય કરીને કહ્યું:-" તમારી સાથે આવું ? "

નિર્મળાગૌરીઃ-હા ચાલ; આજે આપણે બન્ને સાથે સ્નાન કરવા જઇશું.

આ પ્રમાણે કહીને નિર્મળાગૌરીએ બારીમાંથી બાગમાં દૃષ્ટિ કરી તો તેને તેની સાસુ તેમજ સીતા નર્મદાસ્નાન કરીને પાછાં આવતાં જણાયાં.

નિર્મળાગૌરીએ નર્મદાની સાથે બહાર નીકળી બાગમાં આગળ વધવા માંડયું. અલ્પ સમયમાંજ તેમની નિર્મળાગૌરીની સાસુ અને સીતાની સાથે મુલાકાત થઇ. સીતાએ કહ્યું:-' નિર્મળાબ્હેન ! આજે તમારાથી મોડું ઉઠાયું, ખરું ? "

નિર્મળાગૌરી:—હા, આજે મોડું થઈ ગયું ખરું.

સીતાઃ-તમને ઉઠતાં વિલંબ થયો તેથીજ આજે હું માજીની સાથે સ્નાન કરવા નીકળી પડી.

નિર્મળાગૌરી:—ઘણું સારું કર્યું.

આ પ્રમાણે કહીને નિર્મળાગૌરીએ હાસ્ય કર્યું. મ્હોંપર કાંઇક પ્રસન્નતા દર્શાવવાનો યત્ન કર્યો–સીતા પ્રત્યે ગઇ રાત્રે ઉપજેલી વિરક્તિ તેના અંતરમાંથી દૂર થઇ ગઇ હતી–એવું સીતાને સમજાવવાનો તેનો ઉદ્દેશ હતો. કાલે તેના મનને દુઃખ દીધેલું હોવાથી આજે નિર્મળાગૌરીને પસ્તાવો થતો હતો.

શુષ્કવસ્ત્રો લઇને મોતી ઘાટપર બેસી રહી હતી. નિર્મળાગૌરી અને નર્મદા સ્નાન કરવા ઉતર્યાં. પ્રભાતસૂર્યનાં તેજસ્વી કિરણોથી નર્મદાનું સ્વચ્છ જળ પ્રકાશી રહ્યું હતું. એક બે ન્હાની નૌકાઓમાં બેઠેલા માછીઓ ગાન લલકારતા લલકારતા નૌકા ચલાવતા હતા. આજે નિર્મળાગૌરી ઘણા સમય સુધી સ્નાન કરવા લાગી. આજે તે અનેક પ્રકારની વાતચિત કરતી હતી. નર્મદાની સાથે આજનાં જેટલી વાતચિત તેણે કદાપિ કરી નહોતી. એકાએક તેણે નર્મદાને પૂછ્યું:-" નર્મદા ! તને તરતા આવડે છે ? "

નર્મદા—તરતાં ન આવડતું હોત તો હું કેવી રીતે તમારા સહવાસસુખને પ્રાપ્ત કરી શકત ?

નિર્મળા—ત્યારે શું તું તરતી તરતી અહિં સુધી આવી હતી?

નર્મદા—હા.

આ સમયે નિર્મળાગૌરીને લાગ્યું કે, આ પ્રસંગ ઉપાડવો એ સારૂં નથી. આ વાતની સાથેજ નર્મદાની મહાવ્યથા સમાઈ રહેલી છે. વાતને ફેરવી નાખવાના ઉદ્દેશથી નિર્મળાગૌરીએ કહ્યું—"વારૂં નર્મદા! તું રાત્રે સ્વપ્ન જુએ છે કે?"

"હા જોઉં છું કેમ?"

"હમ્મેશાં જુએ છે?"

"કોઇ કોઇ સમયે જોઉંછું."

"ઠીક, ત્હારૂં સ્વપ્ન કોઇ દિવસે સાચું ઠર્યું છે?"

"જો પ્રભાતકાળના અરસામાં સ્વપ્ન જોવામાં આવે છે તો એ સ્વપ્ન સાચું ઠરે છે. મ્હને એક વખતે આ વાતની સત્યતાનો અનુભવ થયો છે."

"કેવી રીતે થયો છે, તે કહે જોઇએ?"

"હું એક સમયે જ્યારે મ્હારા પિતાને ઘેર હતી ત્યારે મ્હેં પ્રભાતકાળના અરસામાં એક સ્વપ્ન જોયું હતું. જાણે કે પોષ્ટમેન આવીને મ્હારા નામનો મ્હારા પતિનો એક પત્ર આપી ગયો. બરાબર એજ દિવસે પોષ્ટમાં મ્હારા પતિનો પત્ર આવ્યો, અને મ્હારૂં સ્વપ્ન સાચું ઠર્યું."

નિર્મળાગૌરી નદીની સ્હામી પાર જોઈ રહી. નર્મદાએ પૂછ્યું:—"બ્હેન! તમે સ્વપ્ન જુઓછો કે?"

નિર્મળાગૌરીએ નર્મદાનાં નેત્રો તરફ મુખ ફેરવીને કહ્યું:—"કોઈ કોઇ સમયે જોઉંછું. આજે પ્રભાતકાળેજ મ્હેં એક સ્વપ્ન જોયું છે."

નર્મદા:—ત્યારે તો તમારૂં સ્વપ્ન અવશ્ય સાચું ઠરશે.

નિર્મળાગૌરી:—સાચું ઠરશે તો ખરૂંજ; પરંતુ ત્હારા સ્વપ્નની માફક મ્હારૂં સ્વપ્ન ત્વરાથી સાચું ઠરે એમ લાગતું નથી—મ્હારૂં સ્વપ્ન સાચું ઠરવાને વિલંબ છે.

નર્મદા:—તમે કેવું સ્વપ્ન જોયું છે તે કહો તો ખરાં.

નિર્મળાગૌરી:—હમણાં નહિ—બપોરે કહીશ. ત્હેં મ્હારી સઘળી હકીકત સાંભળી છેને?

નર્મદાએ એક દીર્ઘ નિશ્વાસ મૂકીને કહ્યું:—"સાંભળી છે.

ભગવાને તમને આટલા બધા ગુણ આપ્યા છે, આટલી બુદ્ધિ આપી છે, આટલું બધું ઐશ્વર્ય આપ્યું છે છતાં તે સાથે આવું મહા દુઃખ શા માટે આપ્યું છે તે હું વિચારી શકતી નથી. મ્હને તેમણે જે દુઃખ દીધું છે તેનો એક હેતુ છે-એ તેમનો અવિચાર છે એમ કહી શકાય તેમ નથી; પરંતુ તમારૂં દુઃખ જોતાં તો તમારા ઉપર તેમણે અવિચાર......"

નિર્મળાગૌરીએ નર્મદાને બોલતી અટકાવીને વચ્ચેજ કહ્યું:- "બ્હેન! **પરમાત્મા કોઇની પ્રત્યે પણ અવિચાર કરતો નથી. આપણે જે દુઃખ ભોગવીએ છીએ તેમાં પણ કોઇ ગુપ્ત હેતુ સમાયલો છે;** છતાં એ ગુપ્ત હેતુને ઘણી વખત આપણે સમજી શકતાં નથી, એ બીજી વાત છે. વળી એટલું પણ નક્કી છે કે-આ મહા દુઃખનું છેવટનું પરિણામ ઘણું સારૂં છે."

નર્મદા અવાક્ બની જઇને નિર્મળાગૌરીના મુખ તરફ જોઇ રહી. અંતે તેણે કહ્યું;--"હું જો તમારી માફક આવો દૃઢ વિશ્વાસ રાખી શકત તો અંતરમાં અપૂર્વ શાન્તિ પામત."

નિર્મળાગૌરી કરૂણાપૂર્ણ નેત્રોએ નર્મદાનાં નેત્રો તરફ જોઇ રહી. તેને કાંઇ પૂછવા જતાં નિર્મળાને ભય ઉપજતો હતો-અર્થાત્ એ અભાગિનીના હૃદયનો ભાર ઓછો કરવાને માટે તે ઘણી વ્યાકુળ બની ગઇ હતી.

## પ્રકરણ ૧૭ મું.

### સીતાની એકાદશી.

આજે બપોરથીજ સીતાના મસ્તકમાં અસાધારણ વેદના થતી હતી. એકાદશીનો દિવસ આવતાંજ આવી રીતે સીતાનું મસ્તક સખ્ત દુઃખતું હતું. નિર્મળાગૌરી પાસે જઇ પોતાના દુઃખનું કારણ જણાવી તેણે રજા મેળવી. પોતાના ઓરડાનાં બારી બારણાં બંધ કરી તે અંધકારમાં સૂઇ રહી. એકાદશીને દિવસે જ્યારે તે આ પ્રમાણે બે ત્રણ કલાક સુધી અંધકારમાં સૂઇ રહેતી હતી ત્યારેજ તેનું દુઃખ દૂર થતું હતું.

આજે પણ સીતાએ પોતાના ઓરડામાં જઇને બારણું બંધ કર્યાં, બારીઓ પણ બંધ કરી દીધી, અને પછી તે શય્યામાં સૂઇ ગઈ.

સીતા શય્યામાં સૂઇ રહીને આમ તેમ આળોટવા લાગી. મસ્તકમાં વેદના થતી હોય તો ઉંઘ ક્યાંથી આવે?

આમ તેમ આળોટતાં લગભગ એક કલાક પસાર થઈ ગયો. એક વાગ્યો હતો. હજી ઘરનાં સઘળાં માણસો જમી પરવાર્યાં નહોતાં. હજી પણ બહાર છજામાંથી જનાર આવનારનાં પગલાંનો અવાજ સંભળાતો હતો !

ક્રમે ક્રમે એ સ્વર સંભળાતો બંધ થઈ ગયો. અલ્પ સમયમાંજ દોઢ વાગ્યો. હવે કોઇનો પણ સ્વર સાભળવામાં આવતો નહોતો. સૌ જાણે કે વિશ્રામ મેળવતાં હતાં.

આ શું ? અંધકાર હોવા છતાં સીતાના ઓરડામાં શાનો અવાજ થાય છે ? કોઇ જાણે કે ઘણાજ ધીમે પગલે ઓરડામાં સંભાળથી ચાલે છે ! કદાચ બિલાડી કે ઉંદર હશે?!

'કટ–કટ–કડીંગ' આવો અવાજ શાનો થાય છે ? આ શું...ટ્રંક ઉઘડવાનો અવાજ છે કે ? ના ના, ઉંદર જાણે કે કાંઈ ખાતો હોય એમ જણાય છે !

પરંતુ પાછો આ 'ખડખડ' અવાજ શાનો થવા લાગ્યો ? આ તો કોઈ મનુષ્ય કાંઇ સુકો પદાર્થ ખાતું હોય એમ લાગે છે. આવા અંધકારમાં કોણ ખાતું હશે? વળી સીતા સિવાય આ ઓરડામાં બીજું કોઈ છે નહિ. આજે એકાદશી છે–સીતા નિષ્ઠાવતી હિન્દુ વિધવા છે ! એ કોઇ ચીજ આજે ખાય એ સંભવિત નથી–બિલાડીજ કદાચ ઉંદર પકડીને ખાતી હશે?!

વળી પાછું આ શું ? ચંબુમાંથી કોઈ પ્યાલામાં જળ કાઢે છે.

સીતા સંબંધી કોઇ પણ પ્રકારનો અવિશ્વાસ ઉત્પન્ન થઇ શકે તેમ નથી. આજે કોઈ તેને તેના ઓરડામાં કાંઇ ખાવાનું આપી ગયું નથી; ત્યારે શું સીતા તેની પાસે તો હમ્મેશાં કાચું કોરું ખાવાનું તો નહિ રાખી મૂકતી હોય ?

એવામાં વળી સીતાનો પલંગ હાલ્યો, અરેરે! હજી સુધી બિચારીના મસ્તકની વેદના દૂર થઇ હોય એમ લાગતું નથી; તેથીજ

તે પલંગમાં આમ તેમ આળોટે છે-તેનો અવાજ સંભળાય છે. ઉપવાસ કર્યો હોય અને માથું ચઢે તો એકદમ કયાંથી ઉતરે ?!

ચાર વાગ્યા પછી સીતાએ જાગ્રત થઈ, બારી બારણાં ઉઘાડી નાખ્યાં. આંખો ચોળતાં ચોળતાં બહાર આવીને તેણે મોતીને પૂછયું:- "નિર્મળાબ્હેન ક્યાં છે ?"

મોતી:--તેઓ બાગમાં બિછાનું બિછાવી, સૂતાં સૂતાં મહાભારત સાંભળે છે.

સીતા;--મહાભારત સાંભળે છે? ત્યારે વાંચે છે કોણ?

મોતી:--નર્મદાબ્હેન.

સીતા:--બીજું કોઇ ત્યાં છે કે?

મોતી:-બીજું કોઈ નથી. હું પ્રથમ થોડા સમય સુધી ત્યાં હતી; પરંતુ પછીથી નિર્મળાબ્હેને મ્હને કહ્યું કે 'તું જા, ત્હારી હવે અહિં કાંઇ જરૂર નથી.' એટલે હું પાછી આવતી રહી.

સીતા:--કેટલા સમયથી તેઓ બાગમાં ગયાં છે?

મોતી:--એક કલાક થવા આવ્યો હશે. હં, સીતાબ્હેન! તમારૂં માથું દુ:ખવા આવ્યું હતું તે ઉતર્યું કે?

સીતાએ મસ્તક પર હાથ દબાવી કહ્યું:-"હા, ઘણું ખરૂં ઉતર્યું છે, હવે નહિ જેવું દુ:ખે છે."

મોતી તેનું કામ કરવા ચાલી ગઇ. સીતા પેટીમાંથી કાગળ વગેરે બહાર કાઢી "રતિ-વલ્લભ" ને એક પત્ર લખવા બેઠી.

---

## પ્રકરણ ૧૮ મું.

### સ્વપ્નની સફળતા.

મોતીના ચાલ્યા ગયા પછી નર્મદાએ નિર્મળાગૌરીને પૂછયું:- "કેમ બ્હેન! તમે કેવું સ્વપ્ન જોયું હતું તે મ્હને કહો તો ખરાં; કોના સંબંધી સ્વપ્ન જોયું હતું?"

નિર્મળાગૌરી ઉશિકાપર મસ્તક મૂકી આડી પડી હતી. તેણે કહ્યું:-"મ્હેં મ્હારા પતિદેવ સંબંધીનું સ્વપ્ન જોયું છે."

નર્મદાઃ-કેવું સ્વપ્ન ?

નિર્મળાગૌરીઃ-જો સાંભળ, કાલે રાત્રે કોઇ એક કારણને લીધે મ્હારૂં મન કાંઇક ખરાબ હતું. દશ વાગ્યે હું અને માજી સૂઇ રહેવા ગયાં. અલ્પ સમયમાંજ માજી તો તેમના પલંગમાં નિદ્રાધીન થઇ ગયાં; પરંતુ મ્હને નિદ્રા આવી નહિ. સૂતી સૂતી હું અસંખ્ય વિચારો કરવા લાગી. પછીથી મ્હને મ્હારા પતિદેવ સંબંધીના વિચારો આવવા લાગ્યા. ઘણા સમય સુધી તેમના વિચારો કરતાં કરતાં મ્હારૂં મન કાંઇક શાન્ત થયું-આવી રીતે ધીમે ધીમે બાર-એક અને બે વાગી ગયા. ત્યાર પછી હું નિદ્રાધીન થઇ પડી. પછી મ્હેં સ્વપ્ન જોયું. જાણે કે મ્હેં વિવિધરંગી સુન્દર મૂલ્યવાન્ પાનેતર પહેર્યું છે, મ્હારા કપાળમાં આડ ચોટાડેલી છે, શરીરપર અલંકારનો પાર નથી. બરાબર વિવાહ વખતે મ્હારો જેવો વેષ હતો તેવોજ વેષ મ્હેં સ્વપ્નમાં જોયો! જાણે કે હું એક અતિ સુન્દર આકર્ષક ઓરડામાં નવવધૂના સ્વરૂપમાં બેઠી છું. મ્હારી આસપાસ અનેક ન્હાની મ્હોટી સ્ત્રીઓ ટોળું વળીને બેઠી છે. તેઓ હસીને જાણે કે મ્હારી ઠઠ્ઠા મશ્કરી કરી રહી છે-રંગ રાગ ઉડાવી રહી છે. સંધ્યા થઇ ગઇ છે. એવામાં 'વર આવે છે-વર આવે છે' એવો અવાજ ચારે તરફથી સંભળાવા લાગ્યો. વિવિધ પ્રકારનાં વાજીંત્રોનો મધુર સુર કાનોમાં અમૃત રેડવા લાગ્યો.

આટલું કહીને નિર્મળાગૌરી શાન્ત રહી.

નર્મદાએ પૂછ્યું:-"ત્યાર પછી ?"

નિર્મળાગૌરીઃ--ત્યાર પછી મ્હારી ઉંઘ ઉડી ગઇ. બારીમાંથી દ્રષ્ટિ કરી જોયું તો સૂર્યોદય થવા આવ્યો હતો. પૂર્વ દિશામાં શુક્રનો તારો પ્રકાશી રહ્યો હતો.

નર્મદાના મુખ પર વિષાદમિશ્રિત હાસ્ય દેખાયું. તેણે કહ્યુંઃ-"ઘણુંજ મધુર સ્વપ્ન-કેમ નહિ ?" આ પ્રમાણે કહીને તેણે નિર્મળાગૌરીના મુખ તરફ જોયું તો તેની દૃષ્ટિ દૂર આકાશની તરફ સ્થિર થઇ રહેલી હતી, તેનાં બન્ને નેત્રોમાં જળ ભરાઇ આવ્યું હતું. તેણે દૃષ્ટિ ફેરવ્યા સિવાય કહ્યું:--"ઘણુંજ મધુર સ્વપ્ન-એમાં શો સંદેહ ? વળી વાજીંત્રોનો સ્વર તો મ્હને એટલો બધો કર્ણપ્રિય લાગ્યો હતો કે હું તેનું વર્ણન નિર્જીવ શબ્દોથી કરી શકું તેમ નથી."

નર્મદા નીચી નજરે વિચારવા લાગી. અંતે એક નિશ્વાસ મૂકી તેણે કહ્યું:—"આ સ્વપ્ન કેવી રીતે સાચું નિવડશે?"

નિર્મળાગૌરીએ ઉત્તર આપ્યો:—કેમ નહિ નિવડે? પરંતુ એટલું તો ખરું કે, આ જીવનમાં આ સ્વપ્ન સાચું નિવડનાર નથી; તેથી તો મ્હેં તને સ્હવારે કહ્યું હતું કે મ્હારૂં સ્વપ્ન ત્હારા સ્વપ્નની માફક જલદીથી સત્ય નિવડનાર નથી-તેને સત્ય નિવડવાને વિલંબ છે.

નર્મદા:—ત્યારે આ જન્મમાં સત્ય નહિ નિવડે તો પરજન્મે નિવડશે?

નિર્મળાગૌરી:—ના, એટલો બધો વિલંબ નહિ થાય. પરલોકમાંજ મ્હારૂં મ્હારા પતિદેવની સાથે મિલન થશે. મ્હારા પતિદેવ સ્વર્ગમાં છે. મ્હને પણ તેઓ સ્વર્ગમાં લઇ જશે. જો કે સ્વર્ગમાં જવા જેટલું પુણ્યબળ મ્હારામાં નથી; પરંતુ પતિદેવ દયા દર્શાવ્યા સિવાય રહેશે નહિ. હું જ્યારે ત્યાં જઇશ ત્યારે ત્યાંની રીત પ્રમાણે અમારો વિવાહ થશે!

નર્મદાએ જોયું તો નિર્મળાગૌરીનું મુખમંડળ પ્રભાતકાળના શુક્રતારાની માફક આશાના આનંદથી પ્રકાશી રહ્યું હતું. વિસ્મયથી અવાક્ થઇ જઇને નર્મદા આ સતીની મુખજ્યોતિનું દર્શન કરવા લાગી.

થોડા સમય સુધી શાન્ત રહીને નિર્મળાગૌરીએ કહ્યું:—"વિધવા **સ્ત્રીને માટે પતિભક્તિ જેવું મહા પુણ્ય અન્ય એક પણ નથી. જે સ્ત્રી મનસા વાચા અને કર્મણાથી સ્વર્ગસ્થ સ્વામીની હૃદય-મંદિરમાં પ્રતિષ્ઠા કરી તેની ભક્તિ કરે છે તેનાપર દેવતાઓ પણ પ્રસન્ન થાય છે; અર્થાત્ એ સ્ત્રી સ્વર્ગમાં જવાને માટે શક્તિવતી થાય છે.**

નર્મદા:—તમારી પતિભક્તિ જોઇને હું ચોક્કસ કહી શકું છું કે, તમે સ્વર્ગમાંજ જઇ શકશો. તમે તમારા પતિદેવની સાથે ચિરકાળને માટે આનંદમાં રહી શકશો. વળી બ્હેન! આ અભાગિની નારીને તમે આશીર્વાદ આપો કે એક દિવસે મ્હારા કપાળમાં પણ એવું સૌભાગ્ય પ્રાપ્ત થાય"

આ પ્રમાણે કહીને નર્મદાએ નિર્મળાગૌરીની પદરજ શિર પર ચઢાવી.

નર્મદાના આવા વ્યવહારથી જાણે કે નિર્મળાગૌરીની સમાધીનો

ભંગ થયો—તે પુનઃ આ માટીની પૃથિવીમાં પાછી આવી. વ્યાકુળતાથી તેણે કહ્યું:—"આ શું, મ્હારા પગે હાથ શા માટે અડકાડે છે?"

નર્મદાએ કહ્યું:—"મ્હારી જીવનકથા પણ એક દિવસ હું તમને કહી સંભળાવીશ. હું તમારી ચરણરજને પણ યોગ્ય નથી."

બન્ને જણીઓ થોડા સમય સુધી છાની બેસી રહી. ક્રમે મહાભારત લઇને નિર્મળાગૌરી તેનાં પૃષ્ઠો ફેરવવા લાગી. અન્તે તેણે કહ્યું:—"મહાભારત તો વંચાયું નહિ."

નર્મદા:—ક્યાં આગળથી વાંચું ?

નિર્મળાગૌરીએ વનપર્વ કાઢીને કહ્યું:—"દમયન્તીનો સ્વયંવર વાંચ."

નર્મદા વાંચવા લાગી. ક્રમે સૂર્યભગવાન્ સંધ્યાસુંદરીને આલિંગન કરવા પશ્ચિમાકાશમાં નમી પડયા. સૂર્યાસ્તનો સમય સમીપ આવી પહોંચ્યો. ગગનમંડળ રંગબેરંગી બની ગયું.

બરાબર આ સમયે એક અધ્યાય પૂરો થયો. સાથે સાથે અંતઃપુરમાં એકાએક એક પ્રકારનો કોલાહલ થયો. એક પ્રકારના આનંદધ્વનિથી ગગનમંડળ ગાજી ઉઠયું.

તરતજ વિવિધ પ્રકારનાં વાજીંત્રોનો મધુર સુર ચારે દિશામાં સંભળાવા લાગ્યો. નિર્મળાગૌરી અને નર્મદા આશ્ચર્યથી એક બીજીનું મ્હોં જોવા લાગ્યાં. મહાભારત હાથમાં લઇને નિર્મળાગૌરી ત્વરિત ગતિથી અંતઃપુર તરફ જવા લાગી.

આંગણામાં પ્રવેશ કરતાંની સાથેજ મોતીએ દોડતી દોડતી આવીને કહ્યું:—"નિર્મળાબ્હેન ! નિર્મળાબ્હેન ! મ્હેં કહ્યું હતું તેમજ થયું છે. કંગાલની વાત પ્રત્યે કોઇ લક્ષ્ય આપતું નથી; પરંતુ કંગાલની વાત ખરીજ ઠરે છે ! કહો કહો, હવે મ્હને શું ઇનામ આપશો ? હું સાધારણ દાસી છું—"

એવામાં અંતઃપુરમાંથી બીજી એક અંગના હાથમાં કુંકુમની દાબડી લઇને દોડી આવી. તેણે હાંફતાં હાંફતાં કહ્યું:—"મ્હોટા ભાઈ જીવતા છે તેમનો પત્ર આવ્યો છે !" આમ કહીને તેણે કંપતા હાથે નિર્મળાગૌરીના ભવ્ય કપાળમાં કુંકુમનો ચાંલ્લો કર્યો.

નિર્મળાગૌરી પણ ઉભી રહીને વાયુના સપાટામાં ઝપડાયલી

હતા પ્રમાણે ધ્રૂજતી હતી—જો નર્મદાએ ત્વરાથી તેને પકડી લીધી ન હોત તો તે ત્યાંજ પડી જાત. તે આત્મભાન ભૂલી ગઈ. બે દાસીઓ અને નર્મદા તેના મુર્છિત દેહને અંતઃપુરમાં લઇ ગઇ.

મોતીએ એ તરફ દૃષ્ટિ પણ કર્યા સિવાય રણુરંગમાં નૃત્ય કરતાં કરતાં કહેવા માંડયુ:—"મ્હેં નહોતું કહ્યું કે મ્હોટાભાઇ જીવતા છે?! આજે હું ભવિષ્યવાદિની થઇ!"

## પ્રકરણ ૧૯ મું.

### વેષ-પરિવર્તન.

ધીમે ધીમે કૃષ્ણુલાલની નોકરાનો છેલ્લો દિવસ આવી પહોંચ્યો. નોકર ચાકરોનો પગાર ચુકવી દઈ, બજારનું દેવું આપી દઇ સરસામાન બાંધી, બંધુબાંધવ પાસેથી વિદાય લઈ કૃષ્ણુલાલ ટ્રેનમાં ચઢી બેઠો.

ડબ્બામાં બારી પાસે બેઠો બેઠો કૃષ્ણુલાલ સ્વગત વિચારવા લાગ્યોઃ—"બસ! હવે અલ્પ સમય પછીથીજ મ્હારે મૃત્યુલીલા અને ત્યાર પછી સજીવન લીલા કરવી પડશે. હજી મુંબાઈસુધી ઓળખીતા માણસોની મુલાકાત થાય તેમ છે. મુંબાઈ મૂકયા પછી કોઇ મ્હને ઓળખી શકે તેમ નથી. મુંબાઇથી મોગલસરાઇ જઈ પહોંચ્યા પછી મ્હારો પુનર્જન્મ ગણાશે. ત્યાં સુધી જઇ પહોંચીશ એટલે પછી હું છાણી ગામનો હતભાગ્ય કૃષ્ણુલાલ નહિ; પરંતુ ઠિકરિયા ગામનો હજારો રૂપિયાનો માલિક મુળજીભાઇ થઇશ. આ પૃથ્વીપરથી થોડા સમયમાંજ મ્હારા નામનો લોપ થશે!"

ટ્રેન ચાલવા લાગી. પેસેન્જર ટ્રેન હોવાથી પ્રત્યેક સ્ટેશને ઉભી રહેતી. ઘણાં ખરાં સ્ટેશનોએ કૃષ્ણુલાલના ઓળખીતા માણસો તેને મળતા હતા તથા જેમણે તેની નોકરી ગયાની વાત સાંભળી હતી તેઓ તે માટે દિલગિરી દર્શાવતા હતા, અને જેમણે એ વાત નહોતી સાંભળી તેઓ પૂછતા હતા કે:—"કેમ કૃષ્ણુલાલ! રજાપર જાઓ છો કે શું?" કોઇ વળી પૂછતું કે:—"તમારી બદલી થઈ છે કે શું?" પછીથી જ્યારે ખરી વાત જાણુવામાં આવતી ત્યારે તેઓ કહેતા કે:—"શું કહો છો? નોકરી ગઇ? અમે તો કાંઇ સાંભળ્યું નથી. અરેરે! ઘણા

દુઃખની વાત કહેવાય. ખરૂંજ છે કે, **રેલ્વેની નોકરી પાણીના પરપોટા જેવી છે–હમણાં છે ને ઘડી પછી નથી.**"

ટ્રેન ઉપડતાંજ પાછો કૃષ્ણલાલ મનમાં ને મનમાં હસતો હતો, તથા તેના ભવિષ્ય સંબંધી વિવિધ કલ્પનાઓ કરતો હતો. કાશી જવાનો નિશ્ચય કરીનેજ તે નીકળ્યો હતો; પરંતુ પછીથી કેટલોક વિચાર કરીને તેણે પ્રથમ અલ્હાબાદ જવાનો નિશ્ચય કર્યો.

યથા સમયે મુંબાઈ થઇને કૃષ્ણલાલ મોગલસરાઇ સ્ટેશને જઇ પહોંચ્યો. મોગલસરાઇ સ્ટેશને પોતાનો સઘળો સરસામાન પોતાની સાથે મુસાફરી કરતા એક મુસાફરને સાચવવાનું જણાવી તેણે સ્ટેશન-માસ્તર પાસે જઇને કાશીનો પાસ તેમને સોંપ્યો, અને અલ્હાબા-દની ટિકીટ ખરીદી લીધી.

બીજે દિવસે પ્રભાતકાળે અલ્હાબાદ જઇ પહોંચી કૃષ્ણલાલે પાસે આવેલી ધર્મશાળામાં જઇને મુકામ કર્યો. સ્ટેશન આગ-ળથી એક મહારાજે કૃષ્ણલાલની પૂંઠ પકડી હતી. કૃષ્ણલાલ વારંવાર તેને કહ્યા કરતો હતો કે, એ તીર્થ કરવા આવ્યો નથી–માત્ર શહેર જોવાને આવ્યો છે. તેને ગોર મહારાજની કાંઇ જરૂર નથી. કૃષ્ણલાલે આ પ્રમાણે કહ્યું; પરંતુ મહારાજ તો પાછો ફર્યોજ નહિ. તેણે કહ્યું:—"હું **એકવચની મહારાજ** તરીકે દેશ વિદેશમાં વિખ્યાત છું–આ જુઓ મારી પાસે સર્ટિફિકેટ પણ છે." આ પ્રમાણે કહીને તેણે એક છાપેલા અક્ષરવાળો કાગળ કૃષ્ણલાલના હાથમાં આપ્યો. એ કાગળ વાંચીને કૃષ્ણલાલે જાણ્યું કે, એકવચની મહારાજ આ કળિયુગમાં યુધિષ્ઠિરનોજ અવતાર છે! જે કોઇ એ ગોર મહારાજના નામનો તાર કરતું તે માત્ર 'એકવચની મહારાજ—અ-લ્હાબાદ' લખતું કે તરતજ આ ગોર મહારાજને તાર પહોંચી જતો હતો. આમ છતાં કૃષ્ણલાલની આગળ 'એકવચની મહારાજ'ની સઘળી ચતુરાઇ નકામી થઇ પડી; કેમકે કૃષ્ણલાલ જાણતો હતો કે, **છ છ મહિને પાંચ રૂપિયા આપતાં તાર ઑફિસમાં સંકેત-સૂચક ઠેકાણું રજીષ્ટર થઇ રહે છે.** જ્યારે એકવચની મહારાજનો એકપણ યત્ન ન ફાવ્યો ત્યારે અંતે તેમણે કહ્યું:–"ભાઇ! તમે હિંદુ છો. હિંદુધર્મી થઈ માત્ર પ્રયાગ શહેર જોઇને તમે ચાલ્યા જાઓ એ વ્યાજબી છે કે? શાસ્ત્રમાં પણ લખ્યું છે કે, પ્રયાગમાં જઇને

જે માણસ મસ્તક નથી મુડાવતું તેને તેના મૃત્યુ પછી નરકદુઃખ ભોગવવું પડે છે. અહિં જો માથું મુડાવીને જશો તો તમારા પુણ્યનો પાર રહેશે નહિ. પછી તમે ગમે ત્યાં મૃત્યુ પામશો તો પણ તમારો વૈકુંઠવાસ થશે."

કૃષ્ણલાલે કહ્યું:--"મહારાજ! આ બધું બકબક શા માટે કરો છો?"

ગોર મહારાજે કહ્યું:-"ભાઇ! શાસ્ત્રનાં વચનો કદાપિ મિથ્યા થાય ખરાં કે! **હિંદુશાસ્ત્રો જેવાં શાસ્ત્રો પૃથિવીપરના બીજા એક પણ દેશમાં નથી. હિંદુધર્મ સર્વ ધર્મોનો શિરોમણિ છે, તેજ પ્રમાણે હિંદુશાસ્ત્રો પણ સઘળાં શાસ્ત્રો કરતાં સર્વોત્તમ છે.** હ્યો હું ગાડી બોલાવી લાવુંછું. તમે વેણીઘાટ પર ચાલો. જે કાંઇ ક્રિયાકર્મ શાસ્ત્રમાં દર્શાવેલાં છે તે સઘળાં હું અથેતિ કરાવી આપના માનવજન્મનું સાર્થક કરીશ--અને ખરચ જોવા જાઓ તો માત્ર સવાપાંચ રૂપિયા થશે-પાંચ રૂપિયા ચાર આના. જો આપની પાસેથી માત્ર પાંચ રૂપિયા ચાર આનાથી વધારે રકમનું હું ખરચ કરાવું તો તમે મ્હને બેલાશક કહેજો કે "મહારાજ! તમે એકવચની નામ રાખ્યું છે તે ખોટું છે." આમ કહીને મ્હને બે થપ્પડો મારશો તો તે પણ હું ખાઇ લઇશ."

થોડા સમય સુધી વિચાર કરીને કૃષ્ણલાલે કહ્યું:-"વારૂં, ત્યારે ગાડી બોલાવો."

ગાડી આવતાંજ મહારાજે કૃષ્ણલાલનો સરસામાન તેમાં ગોઠવી દીધો, અને પછી કૃષ્ણલાલ એકવચની મહારાજ સાથે ગાડીમાં ચઢી બેઠો. રસ્તે જતાં પ્રયાગ માહાત્મ્ય તથા પોતાના માહાત્મ્ય સંબંધી એકવચની મહારાજે ઘણું વિવેચન કર્યું; પરંતુ કૃષ્ણલાલે એ વિવેચન તરફ વિશેષ લક્ષ્ય આપ્યું નહિ. તે વિચારતો હતો કે:- "માથું મુડાવી આવીને આવતી કાલેજ ભગવાં વસ્ત્રો પહેરીશ; એમ કરીશ એટલે પછી કોઇ જાણીતું માણસ પણ મ્હને પિછાની શકશે નહિ."

સ્નાન, તર્પણ વગેરેમાં કૃષ્ણલાલને સવાપાંચ રૂપિયાને બદલે ૭ સાત રૂપિયાનું ખરચ થઇ ગયું. પછીથી તે એકવચની મહારાજ સાથે પાછો ધર્મશાળામાં આવ્યો. ધર્મશાળામાં આવ્યા પછી તેણે

મહારાજને કહ્યું:–"કેમ મહારાજ ! તમે કહેતા હતા કે સવાપાંચ રૂપિયા ઉપરાંત એક પાઇ પણ વધારે થશે નહિ; તેને બદલે લગભગ છ સાત રૂપિયાનું ખરચ થયું."

એકવચની મહારાજે કહ્યું:—" ભાઈ ! ધર્મના કાર્યમાં હાથ જેટલો વધારે મોકળો રખાય તેટલું વિશેષ કલ્યાણ છે. ભાઇ સાહેબ ! હજી તો આ ગરીબ બ્રાહ્મણની દક્ષિણા બાકી છે. ફુલ નહિ તો ફુલની પાંખડી આપશો તો પણ મ્હારે તે હજારો સોના મહોરો સમાન છે. જો કે પ્રથમ હું એમ ધારતો હતો કે માત્ર સવાપાંચ રૂપિયામાં બધું થશે; પરંતુ કર્મચંડાળ પેટને લીધે એકવચનીના બેવચની થવું પડે છે !"

કૃષ્ણલાલે મનમાં ને મનમાં કહ્યું:–"ભાઈ! પૃથિવીમાં કાંઈ તું એકલો પૈસાનો લોભી નથી—પેટને માટે સઘળા લોભ કરે છે—જૂઠું બોલે છે—ચોરી કરે છે—દગો કરે છે અને બેવચની પણ બને-છે." આ પ્રમાણે સ્વગત કહીને તેણે એકવચની મહારાજના હાથ-માં બે રૂપિયા મૂક્યા. એકવચની મહારાજ ઘણા પ્રસન્ન થઇને કૃષ્ણલાલ પાસેથી વિદાય માગી ચાલ્યા ગયા.

હજી સુધી રેલ્વે મુસાફરીથી ઉપજેલો કંટાળો દૂર થયો નહોતો, અને અલ્હાબાદ આવ્યા પછી અત્યાર સુધી એકવચની મહારાજે કૃષ્ણલાલને શાન્તિ આપી નહોતી. ધર્મશાળાના એક નોકર પાસે બજારમાંથી થોડું ખાવાનું મંગાવી, તે ખાઈ કૃષ્ણલાલ નિદ્રાધીન થઇ ગયો.

સંધ્યા સમયને માત્ર થોડા સમયનોજ વિલંબ હતો એવામાં કૃષ્ણલાલની નિદ્રા ઉડી ગઇ. ઉઠી હાથ મ્હોં ધોઇ ભાડાની ગાડીમાં બેસીને તે બજારમાં ગયો, અને બજારમાંથી બે ધોતીઆં, બે દુપટા, ચાર કફની અને ચાર રૂમાલ થાય એટલી મલમલ, એક વિલાયતી બ્લેંકેટ, એક સાદી શેતરંજી વગેરે ખરીદ કર્યું. દરજીને ત્યાં જઈ માપ આપી કફનીઓ સીવવા આપી દીધી, અને વધારાનું કપડું લઇ કૃષ્ણલાલ ધર્મશાળા તરફ પાછો ફર્યો. એ સમયે સંધ્યા વીતી ગઈ હતી.

બીજે દિવસે પ્રભાતકાળે ઉઠી, મ્હોં ધોઇ, સ્નાનાદિ કાર્ય કરી ધર્મશાળાના નોકર રામગોપાળને બોલાવીને કૃષ્ણલાલે કહ્યું:—"અરે, અહિં ગેરૂ મળે છે કે ?"

"હા મળે છે."

"ત્યારે હું તને પૈસા આપું છું; તું ગેરૂ ખરીદી લાવ. તું મ્હારાં આ નવા કપડાં રંગી આપીશ કે ?"

"હા શા માટે નહિ રંગી આપું ? સફેદ કપડાંને તમે શા કારણથી રંગાવી નાખો છો ?"

"હવે હું સાદાં કપડાં પહેરવાની ઇચ્છા રાખતો નથી. હું સંસારનો ત્યાગ કરી સંન્યાસી થઇશ."

આ ઉત્તર સાંભળી રામગોપાળ આશ્ચર્ય પામ્યો. તે આશ્ચર્યચકિત દૃષ્ટિથી કૃષ્ણલાલના મ્હોં તરફ ટગર ટગર જોઇ રહ્યો. ગઇ કાલથી કૃષ્ણલાલનું જે ખરચ થતું હતું તે તરફ તેનું લક્ષ્ય હતું, અને તેણે કૃષ્ણલાલને એક શૉખીન તેમજ વિલાસી માણસ તરીકે વિચાર્યો હતો. વળી રામગોપાળની ધારણા એવી હતી કે, **જેને ખાવાનું પણ નથી મળી શકતું તેજ સંન્યાસી થાય છે. સંન્યાસી થવાથી ભિક્ષા માગીને મધુર મિષ્ટાન્ન મેળવી શકાય છે.** રામગોપાળ વિચારવા લાગ્યો કેઃ—"આ યુવક શા માટે સંન્યાસી થતો હશે? તેને શું દુઃખ હશે ?"

રામગોપાળને વિચારમાં પડી ગયેલો જોઇને કૃષ્ણલાલે કહ્યું:– "આટલાં કપડાંને માટે કેટલા પૈસાનું ગેરૂ જોઇશે ?" આમ કહીને તેણે એક અડધો રામગોપાળ પાસે નાખ્યો.

રામગોપાળે કરૂણ સ્વરે કહ્યું:–"ભાઇ ! તમે સંસારનો ત્યાગ કરી સંન્યાસી થશો તો પછી તમારાં બાળબચ્ચાંનું શું થશે ?"

કૃષ્ણલાલે સ્મિત હાસ્ય કરી કહ્યું:–"મ્હારે બાળબચ્ચાં નથી."

"પત્ની છે ?"

"પત્ની પણ નથી."

"માબાપ છે ?"

"મરી ગયાં છે."

"ભાઇ બ્હેન છે ?"

"કોઈ નથી. હું સંન્યાસી થઇને તીર્થે તીર્થે ફર્યા કરીશ, અને પરમકૃપાળુ પરમાત્માનું સ્મરણ કર્યા કરીશ."

આ ઉત્તર સાંભળી રામગોપાળનું મન કાંઇક શાન્ત થયું. તેણે કહ્યું:—"ત્યારે તો તમે સંન્યાસી થાઓ તેથી કોઇનો આત્મા કકળે

તેમ નથી. હં, પરંતુ મ્હારૂં કહેવું એમ છે કે, ગેરૂરંગથી આ કપડાં જોઇએ એવાં સારાં રંગાશે નહિ. રામરસથી ઘણાં સારાં રંગાશે."

"રામરસ કેવો હોય છે?"

"એક પ્રકારનો રંગ છે-રંગ ગેરૂઓજ થશે-તેની સાથે સહજ પીળાશ આવશે હું રામરસ લઈ આવીનેજ તમારાં કપડાં રંગી આપું છું." આમ કહીને તેણે અડધો રૂપિયો ઉચકી લીધો.

કૃષ્ણલાલે કહ્યું:-"ઠીક ત્યારે તો હમણાંજ રંગી આપ. રંગ થોડો વધારે લઈ આવજે. આજે સંધ્યા સમયે દરજી ચાર કફનીઓ લઇ આવનાર છે-કાલે તેને પણ રંગવાની છે. વળી તું એક બ્રાહ્મણ રસોઇઓ મેળવી આપીશ કે? એ દિવસથી મ્હેં બિલકુલ ભાત ખાધો નથી—આજે દાળભાત ખાવાનો વિચાર થયો છે."

"રસોઇઓ અહિંજ છે-હું બોલાવી લાવું છું." એમ કહીને રામગોપાળ ઉઠીને ચાલ્યો ગયો.

અલ્હાબાદમાં બે દિવસ રહી, ભગવાં વસ્ત્રોથી વિભુષિત થઇને કૃષ્ણલાલ કાશી તરફ રવાના થયો. તેનાં જુનાં વસ્ત્રો અને બિછાના પૈકીનો થોડો સામાન રામગોપાળને મળ્યો, અને બાકીનો સામાન ધર્મશાળાના બીજા નોકરોએ ભાગ પાડીને વહેંચી લીધો.

---

## પ્રકરણ ૨૦ મું.

---

### પ્રપંચજાળનું પ્રથમ પગથીઉં!

કાશી જઇ પહોંચ્યા પછી બીજા કોઇ પણ ગોર મહારાજે કૃષ્ણલાલને વિરક્ત કર્યો નહિ. તેનાં ભગવાં વસ્ત્રો અને કેશહીન મસ્તક જોઈ સૌ કોઇ તેને પ્રણામ કરવા લાગ્યું.

ગાડી ભાડે કરીને કૃષ્ણલાલ દશાશ્વમેધ ઘાટ પર જઈ પહોંચ્યો. તે જાણતો હતો કે એ ઘાટ પર અનેક યાત્રાળુઓ રહે છે; તેમજ ત્યાં યાત્રાળુઓને રહેવાને માટે સારાં મકાનો પણ મળી આવે છે. તેણે ત્યાં જઇને એક સારૂં ન્હાનું મકાન ભાડે રાખ્યું.

લગભગ બે માસ સુધી કાશીમાંજ રહેવાની કૃષ્ણલાલની ઇચ્છા હતી. આ સ્થળે રહીને તેણે નૂતન જીવન-લીલાને માટે તૈયાર થવાનું હતું. પોતે સોળ વર્ષથી સંન્યાસી છે એમ સૌ કોઇને

જણાવવાનું હોવાથી સંન્યાસીઓના જીવન સંબંધી સંપૂર્ણ માહિતી મેળવવાનો તેણે નિશ્ચય કર્યો હતો. તેણે સંન્યાસીઓ સાથે મળી જઇને, તેમની સાથ વાતચિત કરીને, તેમજ કેટલાક ધર્મગ્રંથોનો અભ્યાસ કરીને સંન્યસ્ત–જીવનની સંપૂર્ણ માહિતી મેળવવાનું વિચાર્યું હતું. આવો ઉદ્દેશ સિદ્ધ કરવા માટે કાશી જેવું બીજું કયું ઉત્તમ સ્થાન હોઇ શકે ?

ભાડાના મકાનમાં બે દિવસ રહેતાંજ કૃષ્ણુલાલને માલૂમ પડયું કે ત્યાં ઘણી ગરબડ હતી. હમેશાં નવા નવા લોકોનો અવર જવર ચાલુ રહેતો હતો. રસોઈ વગેરેની પણ ઘણી અવ્યવસ્થા હતી. આથી તે એક સ્વતંત્ર મકાન શોધવા લાગ્યો. એક બે દિવસમાંજ માનસરોવર પર એક મોદીનું મકાન માસિક દશ રૂપિયાના ભાડાથી રાખી, કૃષ્ણુલાલ પોતાનો સરસામાન ત્યાં લઈ ગયો. એક રસોઇયાને નોકર તરીકે રાખી તે ત્યાંજ રહેવા લાગ્યો.

હવે કૃષ્ણુલાલ પ્રભાતકાળથી તે અગીઆર વાગ્યા સુધી અને સંધ્યા સમયથી એક પ્રહર રાત્રિ સુધી દશાશ્વમેધ ઘાટ પર જઇને સાધુ સંન્યાસીઓ પાસે બેસી રહેવા લાગ્યો. કવચિત્ કવચિત્ તે કેટલાક સંન્યાસીઓને પોતાને ત્યાં નિમંત્રણ કરી તેમનો યોગ્ય ભોજનથી સત્કાર કરી તેમને સંતુષ્ટ કરવા લાગ્યો. કોઇ તેને તેનું નામઠામ પૂછતું તો તે નિરૂત્તરજ રહેતો હતો. ગિરિ સંન્યાસીઓ સાથેજ કૃષ્ણુલાલ વધારે હળતો મળતો રહેતો હતો. તેમની સાથે ફરતાં ફરતાં તે તેમના સંપ્રદાયનું વિવરણ સાંભળતો હતો–તેમનાં વાંચવાના પુસ્તકો તેમની પાસેથી થોડા દિવસને માટે માગી લઇ અગર તો વેચાતાં ખરીદી હમ્મેશાં વાંચ્યા કરતો હતો. હમ્મેશાં રાત્રે ભોજન કરી રહ્યા પછી તે નિયમિત રીતે મુળજીભાઇનું જીવનવૃત્તાંત વાંચતો હતો–જીવનચરિત્ર અનેક વખત વાંચવામાં આવતાં સઘળી હકીકત તેને કંઠસ્થ થઈ ગઇ.

આવી રીતે એક માસ કરતાં પણ વિશેષ સમય પસાર થઇ ગયો. કૃષ્ણુલાલના મુંડિત મસ્તકમાં થોડા થોડા વાળ ઉગી નીકળ્યા, તથા દાઢી મુછોએ પણ દેખાવ દીધો. કૃષ્ણુલાલે વિચાર્યું કે હવે ડિઝિયા જઇને એક વખત સઘળું જોઈ આવવાની જરૂર છે. ત્યાંના રસ્તા, મુખ્ય મુખ્ય માણસોનાં મકાનો તેમજ નામ, આસપાસનાં ગામોનાં નામ તથા એ ગામોમાં રહેતા પ્રખ્યાત પુરૂષોનાં નામ ન

આવડતાં હોય તો દગો પકડાઇ જવાનો સંભવ છે. હવે ત્યાં જવું કયા વેષમાં એજ માત્ર વિચારવા જેવું છે. આ સંન્યાસીના વેષમાં તો ત્યાં જવાયજ નહિ; કેમકે આ વેષમાં તો મ્હારે ત્યાં મુળજીભાઈ તરીકે જવાનું છે. વળી હું ગૃહસ્થના વેષમાં જઉં એ પણ ઉપયોગનું નથી; કેમકે ઠિકરિયા ગામ કાંઇ શહેર નથી—ગામડું છે—સૌ કોઇ પરસ્પરથી પરિચિત હોય છે. એક નવો ગૃહસ્થ કદાચ ગામડામાં જઇ પહોંચે છે તો તે કોણ છે, કયાંથી આવે છે એ જાણ્યા સિવાય ગામડાના લોકોને ચેન પડતું નથી. એવામાં એક મુસલમાન ફકિરને કૃષ્ણલાલે રસ્તા પર ભિખ માગતો જોયો. એકાએક તેના અંતરમાં વિચાર આવ્યો કે, "આ ફકિર જેવા વેષમાં જઉં તો કોઇ પણ પ્રકારની અડચણ પડશે નહિ."

આ પ્રમાણે વિચારી તેણે તે મુસલમાની ટોપી વેચાતી લીધી. બાકી રહી એક સ્ફટિકની માળા, એક વાંસની લાકડી અને એક ભિક્ષાપાત્ર. આ ત્રણ વસ્તુ બજારમાં મળી નહિ; પરંતુ કૃષ્ણલાલે એક ફકિરને થોડા પૈસા આપી પ્રસન્ન કર્યો, અને તેની માર્ફત આ ત્રણ વસ્તુ મેળવી. એ દીવસે સંધ્યા સમય પછી ફકીરનો વેષ ધારણ કરી મુસાફરીમાં ઉપયોગનો થોડો સાદો સરસામાન સાથે લઇ કૃષ્ણલાલ સ્ટેશન તરફ જવા નીકળી પડયો. કૃષ્ણલાલનો રસોઇઓ કૃષ્ણલાલનું આવું વેષપરિવર્ત્તન જોઇને એમ વિચારવા લાગ્યો કે, આ કોઈ સાધુ નથી કે ફકિર પણ નથી—મુંબઈ કે કલકત્તાનો ઉસ્તાદ ડિટેકિટવ છે. કોઈ રાજદ્વારી કેસની ગુપ્ત તપાસ કરવાને ફરતો હોય એમ લાગે છે!

રસોઇઆને પંદર દિવસનો પગાર અગાઉથી આપી, સોળમે દિવસે રસોઇ બનાવવા માટે આવવાનું કહી, તેને વિદાય કરી કૃષ્ણલાલ સ્ટેશને જઇ પહોંચ્યો, અને ભરૂચની ટિકીટ લઇ રાત્રે ઉપડતી ટ્રેનમાં ચઢી બેઠો.

યથા સમયે તે ઠિકરિયા જઇ પહોંચ્યો, તથા ત્યાં જઇને ગામમાં ફરવા લાગ્યો. કોઇ બે ચાર પૈસા ભિક્ષા આપતું તો તે ઉચ્ચ સ્વરે "અલ્લા આબાદ રખ્ખે." બોલી હાથ ઉંચો કરી આશીર્વાદ આપતો. તેણે કારભારી તથા જુના નોકર ચાકરોના નામોનો ઉલ્લેખ જીવનચરિત્રમાં વાંચ્યો હતો તે પ્રમાણે તેણે સૌ કોઇને ઓળખી રાખ્યા. જે કાંઇ હકીકત જાણવાની હતી તે સઘળી તેણે જાણી લીધી. આવી રીતે એક અઠવાડીઆ સુધી ઠિકરિયા ગામમાં રહીને તે પુનઃ કાશી

આવી પહોંચ્યો. ફકિરનાં વસ્ત્રો તેમજ સરસામાન તેણે એક ફકિરને બોલાવી દાન તરીકે આપી દીધાં.

વૈશાખ માસનું છેલ્લું અઠવાડીઉં હતું. કાશીમાં સખ્ત તાપ પડતો હતો. કૃષ્ણલાલ ભોજન કરી રહ્યા પછી અગાસીમાં સૂતો સૂતો વિવિધ વિચારો કરતો હતો. હવે ઠિકરિયા કયારે જવું ? હવે વિલંબ કરવાથી શું ફળ ? એકાએક ત્યાં જઇ પહોંચવું કે પ્રથમ પત્ર લખી ખબર આપવી ? આવા વિચારોમાં તે મગ્ન હતો. પત્ર લખવામાં તેને એક સંકટ જણાયું. પત્ર જતાં પ્રથમ અવશ્ય સૌના અંતરમાં સંદેહ ઉપજશે કે આ માણસ ખરેખરો મુળજીભાઇ છે કે કોઈ કપટી છે ? આવો સંદેહ ઉપજતાં તેઓ કદાચ કાશીમાં આવી તપાસ કરે તો ? તેના કરતાં પત્ર ન લખવામાંજ કલ્યાણ છે—બસ એકાએક જઇ પહોંચવું અને કહેવું કે 'હું આવ્યો છું.'

આવી રીતે વિચારતાં વિચારતાં બીજા પણ કેટલાક દિવસો વીતી ગયા. કૃષ્ણલાલના અંતરમાં આશંકા થવા લાગી કે, 'જો કોઇ પણ પ્રકારના સમાચાર આપ્યા સિવાય એકાએક જઇ પહોંચીશ તો તેઓના મનમાં વધારે સંદેહ ભરાશે, અને તેને પરિણામે તેઓ મ્હારી ચોક્કસ તપાસ કરશે. તેથી જો એક એવો પત્ર લખવામાં આવે કે જે મુળજીભાઈ વિના બીજું કોઇ લખી શકેજ નહિ તો તેમના અંતરમાં વિશ્વાસ ઉપજે કે પત્રનો લેખક મુળજીભાઇ છે.' પત્ર લખ્યા પછી બે દિવસને અંતરે કાશીથી પ્રયાણ કરવાનું તેણે નક્કી કર્યું; કે જેથી પત્ર મળ્યા પછી કોઇ તેની તપાસ માટે કાશી આવી શકે નહિ.

આ પ્રમાણે નિશ્ચય કરી કૃષ્ણલાલ પત્ર લખવા બેઠો. અનેક પત્રો લખી તેણે ફાડી નાખ્યા. વળી પાછો તે મુળજીભાઇનું જીવનચરિત્ર વાંચી ગયો. બે દિવસ પછી તેણે નીચે પ્રમાણે એક પત્ર લખીને તૈયાર કર્યો.

॥ ॐ नमः शिवाय ॥

કાશીધામ, વૈશાખ વદ ૧૧.

"પરમ પૂજનીય પિતૃદેવની પવિત્ર સેવામાં અનેક પ્રણામ-પૂર્વક સવિનય નિવેદન કે, આજે ઘણા લાંબા કાળ પછી આપનો અયોગ્ય—અધમ પુત્ર પોતાના સમસ્ત અપરાધ માટે પશ્ચાત્તાપ પામીને આપના પદમાન્તમાં ઉપસ્થિત થાય છે. આજકાલ કરતાં સોળ

વર્ષથી મ્હેં ગૃહત્યાગ કર્યો છે. આ સોળ વર્ષ દરમ્યાન મ્હેં આપને મ્હારા તરફના બિલકુલ સમાચાર જણાવ્યા નથી અગર તો એક પણ પત્ર લખ્યો નથી. હું હવે જીવતો છું એવી આશાનો પણ કદાચ તમે ત્યાગ કર્યો હશે. પિતાશ્રી ! મ્હારા જેવો પાપી સમસ્ત પૃથિવીપર બીજો એક પણ નહિ હોય. જ્યારે પ્રથમ હું ઘેરથી નીકળી પડયો ત્યારે મુંબાઇથી પ્રસિદ્ધ થતા '**ગુજરાતી**' વર્તમાનપત્રમાં આપે છપાવેલી જાહિરખબર મ્હેં અલ્હાબાદમાં વાંચી હતી; પરંતુ પાછો કોઈ ગુજરાતી એ જાહિરખબર વાંચી, મ્હને જોઇ સંદેહને વશ થઈ આપને સમાચાર પહોંચાડે એ માટે હું ત્યાંથી પલાયન કરી ગયો હતો. મુખ્યત્વે કરીને જે સ્થાનોએ ગુજરાતીઓની સંખ્યા થોડી હોય એવાં સ્થાનોએજ હું રહેતો હતો. પછી જ્યારે હું બનારસ જઇને રહેવા લાગ્યો ત્યારે ત્યાંના શ્રી સ્વયંતીર્થ મહારાજની કૃપાદષ્ટિ પામ્યો. તેમણે યોગ્ય ક્રિયાકર્મદ્વારા મ્હને પોતાનો ચેલો બનાવ્યો. તેમનો સ્વર્ગવાસ થયા પછી મ્હનેજ તેમની ગાદી મળી, અને અત્યાર સુધી હું એ સ્થાનેજ રહ્યો હતો; પરંતુ હમણાં મ્હને સાધુજીવન પ્રતિ ઘણો તિરસ્કાર ઉપજ્યો છે. લગભગ બે વર્ષથી હું ઘેર પાછા ફરવાના વિચારો કરતો હતો; પરંતુ મતિ સ્થિર થતી નહોતી. બે માસ પૂર્વે એક દિવસે રાત્રે મ્હેં સ્વપ્નમાં આપનું દર્શન કર્યું. આપનાં નેત્રોમાં ભરાઈ આવેલાં આંસુ, આપને મ્હેં ચશ્માં ઉંચા કરી સાફ કરતા જોયા. આંસુ સાફ કરી આપે જાણે કે કરૂણ સ્વરે મ્હને કહ્યું કેઃ–"ભાઈ ! આ દુઃખી પિતા પર દયા લાવી ઘેર પાછો આવ !" ત્યાર પછી મ્હારી નિદ્રા દૂર થઈ. હું આપની મૂર્તિનું સ્મરણ કરી રૂદન કરવા લાગ્યો, અને બીજે દિવસેજ મ્હેં ગાદીનો ત્યાગ કર્યો. હું કેટલાંક તીર્થક્ષેત્રોએ પાછો ફર્યો, અને અંતે કાશીમાં પાછો આવ્યો. જગન્નાથ અને શ્વેતબંધુનાં હું દર્શન કરી આવ્યો છું. મ્હારૂં મન અત્યંત વ્યાકુળ બની ગયું છે. આવતી ત્રયોદશીને દિવસે હું અહિંથી નીકળી ત્યાં આવી પહોંચીશ.

"આપના ચરણોમાં મ્હારા સેંકડો પ્રણામ છે. માતાજીને મ્હારા અનેક પ્રણામ છે. ભાઈ રામજીને મ્હારી શુભાશીષ કાકા રામકૃષ્ણજીને મ્હારા સવિનય પ્રણામ તથા સ્નેહીમંડળને યથાયોગ્ય.

લી. આપનો અધમ પુત્ર

મુળજીભાઇ."

ઉપરનો મુસદ્દો વારંવાર વાંચી તેમાં થોડી છેકછાક કરી અંતે કૃષ્ણલાલે આ મુસદ્દાની એક બીજી સ્વચ્છ નકલ તૈયાર કરી. પછી પત્ર બંધ કરી, કવરમાં બીડી, કૃષ્ણલાલ પોતાને હાથે એ પત્રને પોષ્ટમાં નાખી આવ્યો. આ પત્ર પહોંચ્યાના સમાચાર પાઠકોને પૂર્વે અમે જણાવી ગયા છીએ.

## પ્રકરણ ૨૧ મું.

### ગંભીર સંકટ!

દ્વિપ્રહરનો સમય હતો. જમીનદાર મહાશયના વિશાળ મકાનમાં પોતાના કામકાજ માટે મુકરર કરેલા ઓરડામાં બેઠા બેઠા કારભારી રામકૃષ્ણ પંડયા અસંખ્ય કાગળો ઉથામી હિસાબી કામ કરતા હતા. તેમની પાસે ગાદી તકિયા પર અઢેલીને હરિલાલ શાસ્ત્રી, વિશ્વેશ્વરપ્રસાદ અને કરૂણાશંકર નામના ત્રણ ગૃહસ્થો બેઠા હતા. તેઓ ત્રણે જણા એક બીજાની સાથે ધીમે સ્વરે વાતચિત કરતા હતા. શાસ્ત્રીજીના હાથમાં એક હુક્કો હતો. તેઓ હુક્કો પીતા પીતા વાતચિતમાં ભાગ લેતા હતા. કારભારી પોતાનું કાર્ય કરતા હતા, અને વચ્ચે વચ્ચે આ ગૃહસ્થોની વાતચિતમાં પણ યોગ આપતા હતા. ઓરડાની દિવાલ પર ઉંચે એક મ્હોટું ઘડીઆળ 'ટક ટક' અવાજ કરી રહ્યું હતું.

આવનાર ત્રણ ગૃહસ્થોમાં શાસ્ત્રીજી સૌથી મ્હોટા હતા. તેમણે કહ્યું:–"કારભારીજી! તમે સાંભળ્યું છે કે મુંબાઇ, ભરૂચ વગેરે શહેરોમાં હમણાં નવી જાતની ગાડીઓ આવી છે, કે જેને ઘોડા જોડવાની જરૂર રહેતી નથી. પોતાની મેળેજ 'ધપ ધપ' કરતી ચાલે છે?"

વિશ્વેશ્વરપ્રસાદ બોલી ઉઠયા:—"શું કહો છો, શાસ્ત્રીજી? વગર ઘોડે રસ્તાપર ગાડીઓ દોડે છે?"

શાસ્ત્રીજી:—રસ્તા પર નહિ તો શું દીવાનખાનામાં દોડે છે?

કરૂણાપ્રસાદે પૂછ્યું:–"કેમ કારભારીજી! આ વાત ખરી છે કે?"

કરૂણાપ્રસાદ આ ચાર ગૃહસ્થોમાં સૌથી ન્હાની ઉમરના હતા. કારભારીએ કહ્યું:—"હા ખરી વાત છે. એક વર્ષથી ભરૂચમાં

પણ એવી એક ગાડી આવી છે. મુંબાઇમાં તો એવી અસંખ્ય ગાડીઓ ચાલે છે. એને મોટાર કહે છે."

કરૂણાપ્રસાદ:—ત્યારે તો હવે થોડા સમય પછી ઘોડાઓને ભૂખે મરવું પડશે, કેમ?

કારભારી:—એવો સમય આવવાને હજી ઘણો વિલંબ છે. મોટાર ગાડીની કીંમત ઘણી બેસે છે.

વિશ્વેશ્વરપ્રસાદે ઉત્સુક બની જઇને પૂછયું:—"કેટલી કીંમત બેસે છે, વારૂં?"

કારભારી:—બે મહિના પૂર્વે એક ક્રિશ્ચિયન સાથે મ્હારી મુલાકાત થઇ હતી. તેની વાતચિતપરથી મ્હને માલૂમ પડયું કે, મુંબાઇમાં તેની એક મોટારકાર કંપની છે. અત્યારે ન્હાની મોટારકારનાજ જ્યારે ચાર પાંચ હજાર રૂપિયા બેસે છે ત્યારે પછી મ્હોટીનું તો પૂછવુંજ શું!

શાસ્ત્રી:—ધીમે ધીમે દેશ ઈંગ્રેજી થઇ જવા બેઠો છે. ઘોડાનું અન્ન આજે નહિ તો થોડા સમય પછી પણ ચાલ્યું જશે. એવી નવી નવી ગાડીઓ જ્યારે પહેલ વહેલી તૈયાર થાય છે ત્યારે તેની કીંમત ઘણી વધારે પડે છે; પછી ધીમે ધીમે સસ્તી થતી જાય છે.

વિશ્વેશ્વરપ્રસાદ બોલી ઉઠયા:—"એકલા ઘોડાનું અન્ન ગયું એમ નથી. ઘોડાની સાથે ગાડીઓ હાંકનારાઓનું અન્ન પણ જવા બેઠું છે. આવી આવી શોધોથી કેટલાં માણસો ભૂખથી રિબાતાં થયાં છે તેની ગણના થઈ શકે તેમ નથી."

કારભારીએ પાછું પોતાના કાર્યમાં લક્ષ્ય રોકયું. એવે સમયે પોષ્ટમેને આવીને કેટલાક કાગળો ટેબલ ઉપર મૂકી કહ્યું:—"કારભારી સાહેબ! જમીનદાર સાહેબના નામનો એક રજીસ્ટર્ડ કાગળ આવેલો છે."

કારભારીજીએ આશ્ચર્ય પામીને પૂછયું:—"જમીનદાર મહાશયના નામનો રજીસ્ટર્ડ કાગળ આવ્યો છે?"

"જી હા" કહીને પોષ્ટમેને શીલ મહોર કરેલો એક પત્ર બહાર કાઢી ટેબલપર મૂકયો.

કારભારીએ એ પત્ર ઉંચકી લઇને આશ્ચર્ય પામી કહ્યું:—"કોણે લખ્યો હશે? આજકાલ કરતાં જમીનદાર મહાશયનો સ્વર્ગવાસ

થયાને બે વર્ષ વીતી ગયાં છે. આટલા લાંબા કાળને અંતરે તેમના નામનો રજીસ્ટર્ડ પત્ર કોણે લખ્યો હશે?!"

શાસ્ત્રીજી બોલી ઉઠયાઃ—"છાપ જુઓને–એટલે કયાંથી આવ્યો છે તે માલૂમ પડશે."

કારભારીએ છાપ તપાસીને કહ્યુંઃ—"બનારસ સીટી; હા, હવે સમજયો–કાશીમાં અમારા એક સ્નેહી છે તેમનો પત્ર હોય એમ જણાય છે. તેઓ કોઇ કોઇ સમયે જમીનદાર મહાશયના પર પત્ર લખતા હતા. ઠીક છે, પોષ્ટમેન! લે હું તને સહી કરી આપું છું."

આમ કહીને પીળા રંગના કાગળની રસીદમાં કારભારીએ સહી કરી આપી. પોષ્ટમેન બેગ બંધ કરી, પ્રણામ કરી ચાલ્યો ગયો.

કારભારીજીએ રજીસ્ટર્ડ પત્રને એક બાજુએ મૂકી બીજા પત્રો પ્રથમ વાંચી નાખ્યા. પછીથી તેમણે રજીસ્ટર્ડ પત્ર ખોલ્યો.

પ્રથમની બે લીટીઓ વાંચી ન વાંચી એવામાં તો કારભારીએ પાનું ઉલટાવીને લેખકનું નામ જોયું. નામ જોતાંની સાથે તેઓ બોલી ઉઠયાઃ—"આ શું?!" કારભારીનું મુખ મ્લાન થઈ ગયું. તેમના હાથ પગ કંપવા લાગ્યા.

શાસ્ત્રીજી તથા વિશ્વેશ્વરપ્રસાદ એક સ્વરે બોલી ઉઠયાઃ—"કાંઇ માઠા સમાચાર છે કે શું?"

કારભારીએ અત્યાર સુધીમાં કાંઇક આત્મસંવરણ કરી લીધું હતું. તેઓ કાંઇ પણ ઉત્તર આપ્યા સિવાય પોતાના મનમાં ને મનમાં પત્ર વાંચવા લાગ્યા. બેઠેલા ત્રણે ગૃહસ્થો કારભારીના મુખ તરફ ટગર ટગર જોઇ રહ્યા. તેમણે જોયું કે, પત્ર વાંચતાં વાંચતાં કારભારીના મુખમંડળ પર વિવિધ પ્રકારના ભાવ જણાય છે. ત્રણે જણા અપાર કૌતુહલથી કારભારી તરફ જોઇ રહ્યા. કારભારીનું મુખ કવચિત્ આનંદઘેલું બની જતું હતું તો કવચિત્ એક પ્રકારના વિષમ સંશયમાં પડી જતું હતું. ત્યાર પછી ક્રોધથી તેમના ઓષ્ઠ કવચિત્ કંપતા હતા. વળી પાછું તેમનું મુખ હર્ષઘેલું બની જતું હતું તો વળી ક્ષણ માત્રમાં મ્લાન ભાવ ધારણ કરતું હતું. પત્રને સંપૂર્ણ વાંચી રહ્યા પછી કારભારી પાછા ફરીથી એ પત્ર વાંચવા લાગ્યા. બીજી વખતે પત્ર વાંચતા પ્રથમના જેટલો વખત લાગ્યો નહિ. બીજી વખત પત્ર વાંચી રહ્યા પછી, ટેબલ ઉઘાડી, પત્રને ટેબલમાં મૂકી કાર-

ભારીજીએ ટેબલને તાળું મારી બંધ કરી દીધું. પછીથી એક દીર્ઘ નિશ્વાસ મૂકી તેમણે દ્વાર તરફ દ્રષ્ટિ ફેરવી.

ત્રણે ગૃહસ્થો એક બીજાના મુખને જોવા લાગ્યા. અંતે શાસ્ત્રીએ પૂછ્યું:—"કેમ, કાશીના પેલા સ્નેહીજનનો પત્ર છે કે?"

"ના." કહીને કારભારી ઉઠીને ઉભા થયા.

વિશ્વેશ્વરપ્રસાદે પૂછ્યું:-"આપ ક્યાં જાઓ છો?"

કારભારીએ ક્ષીણ સ્વરે કહ્યું:—"મ્હારે આજે એક જરૂરી કામ છે. આજે એકાદશી થઇને?"

શાસ્ત્રીજીએ કહ્યું:-"હા, હવે ત્યારે અમે પણ જઇએ છીએ."

તરતજ તે ત્રણે ગૃહસ્થો ગાદી પરથી ઉઠી ઉભા થયા. "આવજો" કહીને શાસ્ત્રીજી પોતાના બે સંગીઓની સાથે ચાલ્યા ગયા.

દ્વારમાંથી બ્હાર નીકળ્યા પછી એ ત્રણે ગૃહસ્થો એક બીજાની સાથે ધીમે સ્વરે વાતચિત કરીને વિસ્મય દર્શાવવા લાગ્યા. શાસ્ત્રીજી બોલ્યા:-"કોઇ ગંભીર પ્રકાર બન્યો હોવો જોઇએ. વિશ્વેશ્વરપ્રસાદ! તમે કારભારીજીને કેમ કાંઈ પૂછ્યું નહિ?"

"આપણે પૂછવાની શી જરૂર? આવો આપણે અહિં એક ઠેકાણે ઉભા રહીએ." વિશ્વેશ્વરપ્રસાદે કહ્યું.

કરૂણાપ્રસાદે આમ તેમ દ્રષ્ટિ ફેરવીને કહ્યું:-"પરંતુ મ્હેં એક કલ્પના કરી છે."

શાસ્ત્રીજી:—શી કલ્પના?

કરૂણાપ્રસાદ:—ઉભા રહેવાની જરૂર નથી. ચાલો આપણે ચાલતાં વાત કરીશું.

ત્રણે જણા ચાલવા લાગ્યા. કરૂણાપ્રસાદે કહ્યું:—"એ પત્રની એક બે લીટીઓ હું વાંચી શકયો છું. એક ઠેકાણે એમ લખેલું હતું કે:— "ત્યાર પછી મ્હારી નિદ્રા દૂર થઇ. હું આપની મૂર્ત્તિનું સ્મરણ કરી રૂદન કરવા લાગ્યો." આટલી હકીકત મ્હારા વાંચવામાં આવી છે.

શાસ્ત્રીજી:—એટલે દૂરથી તમે આવી રીતે વાંચી શકો એ સર્વથા અસંભવિત છે.

કરૂણાપ્રસાદ:—નહિ નહિ, શાસ્ત્રીજી! મ્હેં જે હકીકત કહી તે બરાબર મ્હારા વાંચવામાં આવી છે.

શાસ્ત્રીજીઃ—વિના કારણ માથું શા માટે પકાવો છો? તમારી ઉંમર કેટલી છે, વારૂં?"

કરૂણાપ્રસાદે કહ્યું:—"ઓગણચાળીસ વર્ષની. હજી પણ મ્હને ચશ્માં આવ્યાં નથી."

શાસ્ત્રીજીઃ—ત્યારે તો તમારૂં કહેવું કદાચ ખરૂં માની શકાય.

આમ કહીને શાસ્ત્રીજી બીજી ગલી તરફ પોતાના ઘરને રસ્તે વળી ગયા.

થોડે દૂર ગયા પછી કરૂણાપ્રસાદે વિશ્વેશ્વરપ્રસાદને કહ્યું:—"આ તો કોઇ અદ્‌ભુત પ્રકાર હોવો જોઇએ. 'નિદ્રા દૂર થઇ. હું આપની મૂર્તિનું સ્મરણ કરી રૂદન કરવા લાગ્યો.' આવી હકીકત કાંઇ જમીનદારી સંબંધીના પત્રમાં હોઇ શકે નહિ!" આ પ્રમાણે કહી દાંતથી ઓઠ પીસીને તેઓ માથું હલાવવા લાગ્યા.

વિશ્વેશ્વરપ્રસાદે કહ્યું:—"એ કારભારી ગમે તેટલી સાધુતા દર્શાવે પરંતુ તેમના અંતરમાં–" આટલું બોલીને તેમણે ચારે દિશાએ દ્રષ્ટિ ફેરવી. અંતે કરૂણાપ્રસાદના કાન પાસે મ્હોં લઇ જઇને તેમણે ગુપચૂપ કાંઇ કહ્યું. પછીથી પાછું સ્વાભાવિક સ્વરે પૂછયું:–"આપને શું લાગે છે?"

કરૂણાપ્રસાદે ઉત્તર આપ્યો:—"મ્હને પણ એમજ લાગે છે."

બન્ને જણા એક બીજાના મ્હોં સ્હામું જોઇ, હાસ્ય કરી ચાલવા લાગ્યા. થોડા સમય પછી કાંઇ વિચાર આવતાં વિશ્વેશ્વરપ્રસાદે કહ્યું:—"ના ના, આપણે ભૂલીએ છીએ."

કરૂણાપ્રસાદ:–કારણ?

વિશ્વેશ્વરપ્રસાદ:—કારણ એજ કે, એ પત્ર કારભારીના શિરનામાનો નહોતો–જમીનદાર મહાશયના નામનો હતો!

કરૂણાપ્રસાદ:—હશે ત્યારે ગમે તેમ હોય તેની આપણને શી પંચાત?!

પછી બન્ને પોતપોતાને ઘેર પહોંચી ગયા.

બીજી તરફ કારભારી અંતઃપુરમાં જવા માટે ઉઠયા હતા; પરંતુ થોડા સમય સુધી ઉભા ઉભા વિચાર કરતાં તેઓ પાછા પોતાના કાર્ય કરવાના ઓરડામાં આવી ગાદી પર બેઠા. તેઓ સ્વગત વિચારવા લાગ્યા:—"હવે શું કરવું? આ પત્રના સમાચાર કોને

જણાવવા કે ન જણાવવા ? એ માણસ ખરેખર મુળજીભાઇ હશે કે કોઇ કપટીએ કારસ્થાન રચ્યું હશે ? હમણાં જો હું આ સમાચાર સૌને જણાવીશ તો સૌ કોઇનો આત્મા આનંદિત થશે. પછીથી તેના આવ્યા પછી તે કપટી માલૂમ પડશે તો સૌની ચિંતાનો પાર રહેશે નહિ ! એના કરતાં તો હમણાં હું ચૂપ રહું એમાંજ કલ્યાણ છે. તેને આવવા દઇ તેની બરાબર પરીક્ષા કરવી જોઇએ. સોળ વર્ષથી ગૂમ થયેલા બાળકને તેની યુવાવસ્થામાં એકાએક ઓળખી કાઢવો એ કાર્ય અતિ મુશ્કેલ છે; પરંતુ જો તે દગાબાજ હશે તો વાતચિતમાં તેનું કારસ્થાન પકડાઇ ગયા સિવાય રહેશે નહિ, અને દગાબાજ હશે તો તો તેને બરાબર શિક્ષા મળે એવી વ્યવસ્થા કર્યા સિવાય હું રહીશ નહિ; પરંતુ જો મુળજીભાઈ જાતેજ હોય તો તો મ્હારાં તેમજ સૌ કોઇનાં ધનભાગ્યજ ગણાય ! પણ એ મુળજીભાઇ હોઇ શકે ખરો કે ?"

કારભારીએ ટેબલ ઉઘાડી, રજીસ્ટર્ડ પત્રને પુનઃ બહાર કાઢ્યો, તથા એ પત્રને વિશેષ લક્ષ્ય દઇને વાંચ્યો. પત્ર વાંચી રહ્યા પછી કારભારી પાછા વિચારવા લાગ્યાઃ—"કપટી હોય એમ તો જણાતું નથી. સોળ વર્ષની સઘળી નવાજુની તથા આગલી પાછલી કપટી માણસના જાણવામાં કયાંથી કેવી રીતે આવે ? અહા ! જો તે ખરો મુળજીભાઇ હોય તો તો જાણે કે સોનાનો સૂર્ય ઉગ્યો કહી શકાય !"

આ સમયે ઘડીઆળમાં ૭ વાગ્યા. પત્ર પાછો ટેબલમાં મૂકી, ટેબલ બંધ કરી કારભારી ઉઠી ઉભા થયા. તેઓ ઓરડામાં ધીમે પગલે ફરવા લાગ્યા. વચ્ચે વચ્ચે તેઓ બારી પાસે જઇને ઉભા રહેતા હતા તો કવચિત્ આકાશ તરફ દૃષ્ટિ કરતા હતા. આવી રીતે સવા ૭ વાગ્યા.

પછીથી કારભારીના અંતરમાં એવો વિચાર આવ્યો કેઃ—"જો કદાચ તેના આવી પહોંચ્યા પછી એમને જણાય કે તે ખરેખરો મુળજીભાઇજ છે તો સૌ કોઈના અંતરમાં એમ લાગશે કે, કારભારીએ કોઇ ખરાબ હેતુને લીધે આ સમાચાર ગુપ્ત રાખ્યા હશે મુળજીભાઇ પાછો આવે અને જમીનદારીની વ્યવસ્થા તપાસે એમાં કારભારીને કાંઈ સંકટ જણાતું હશે !" આવો વિચાર આવ્યાથી કારભારીએ આ સમાચાર ગુપ્ત નહિ રાખવાનો નિશ્ચય કર્યો.

સૂર્યાસ્તને વિશેષ સમયનો વિલંબ નહોતો. થોડા સમય સુધી

આમ તેમ આંટા માર્યા પછી કારભારીએ સ્વગત કહ્યું:-"હા, એમજ. આવા જરૂરી સમાચાર એક રાત્રિને માટે પણ ગુપ્ત રાખવા શ્રેયસ્કર નથી. હું માતાજી પાસે જઇને—તેમને આ સમાચાર કહી સંભળાવીશ; પરંતુ તે સાથે એમને પ્રથમથીજ સાવચેત કરી દઇશ કે, તેઓ અત્યારથી પોતાના હાથમાં આકાશનો ચંદ્ર આવી ગયો છે એમ વિચારે નહિ. શ્રીમંતોની વિષયસંપત્તિના લોભથી કપટી લોકો દગાબાજ દુનિયામાં કેવાં કેવાં કારસ્થાનો રચે છે તેનાં કેટલાંક ઉદાહરણો કહી સંભળાવીશ. આખરે મુળજીભાઇ નહિ; પરંતુ કોઇ કપટી માણસ છે એમજ વિચારવામાં સાર છે એવી હું તેમને સમજણ આપીશ." આ પ્રમાણે વિચારી કારભારીએ અંતઃપુરમાં પ્રવેશ કર્યો.

જમીનદાર મહાશયનાં ગૃહિણીને કારભારીએ કાશીક્ષેત્રથી આવેલો પત્ર વાંચી સંભળાવ્યો. પત્ર સાંભળતાંજ તે બિચારી ઉન્મત્ત બની ગઈ. કારભારીએ કેટલીક સંદેહજનક હકીકત તેને કહી સંભળાવવાનો યત્ન કર્યો; પરંતુ એ હકીકત પ્રત્યે તેણે બિલકુલ લક્ષ્ય આપ્યું નહિ. પ્રચંડ ગતિથી વહેતા પ્રવાહના મુખમાં અસહાય તૃણની માફક કારભારીની હકીકત તણાઇ—અદ્રશ્ય થઇ ગઇ. સમસ્ત અંતઃપુરમાં આનંદના તરંગો ઉછળવા લાગ્યા. તરતજ વિવિધ પ્રકારનાં વાજીંત્રોના સુર ગગનમંડળ સુધી પોતાની ગર્જના પહોંચાડવા લાગ્યા. એ મંગળસૂચક વાજીંત્રના સુર સાંભળી નિર્મળાગૌરીએ શું કર્યું તે અમે પૂર્વ જણાવી ગયા છીએ. સર્વત્ર આનંદાનંદ થઇ રહ્યો!

## પ્રકરણ ૨૨ મું.

### કારભારીની કાર્યકુશળતા.

એ દિવસે કારભારીને સમસ્ત રાત્રિમાં થોડા સમયને માટે પણ નિદ્રા આવી નહિ. આ પ્રકારનું શું પરિણામ આવશે તેનો નિર્ણય તેઓ કરી શક્યા નહિ.

બીજે દિવસે પ્રભાતકાળથીજ તેમના મકાનમાં લોકોનો અવરજવર ચાલુ થયો. વાત ચારે દિશાએ ફેલાઇ ગઇ હતી. સૌ કોઇ કારભારીને પૂછવા લાગ્યું કે, 'આ જે વાત સાંભળવામાં આવે છે તે

સત્ય છે કે કેમ ?' કારભારી કહેવા લાગ્યા કે, 'જે હશે તે બે દિવસ પછી જણાશે.' અંતે લોકોથી કંટાળી જઇને તેમણે ઘરમાં પ્રવેશ કર્યો, તથા નોકરને એમ કહી દીધું કે, 'જો કોઈ આવે તો એમ કહેજે કે હમણાં મુલાકાત થશે નહિ.'

ઘરમાંજ સ્નાનાદિ નિત્યકાર્ય સંપન્ન કરી બરાબર સાત વાગ્યે કારભારી જમીનદાર મહાશયને ત્યાં કામ પર ચાલ્યા ગયા. થોડા સમય સુધી પોતાના કામકાજના કાગળો ઉથામી કારભારી પ્રથમથી અંતઃપુરમાં ખબર મોકલીને અંદર ગયાં.

બેઠકના ઓરડામાં જઇને કારભારી થોડા સમય બેઠા એટલે ત્યાં જાગીરદાર મહાશયની પત્ની યોગમાયા આવી. કારભારીએ જોયું કે, તેના મુખપર આગલા દિવસના જેવી આનંદજ્યોતિ આજે નથી; ઉલટું તેને સ્થાને એક પ્રકારની નિરાશાનો ભાવ જણાય છે. ઉઠી ઉભા થઇ પ્રણામ કરીને તેમણે કહ્યું:-"માજી ! જમી પરવાર્યાં કે ?"

"હા જમી પરવારી." કહીને યોગમાયા બેઠી. તેનાં બન્ને નેત્ર નીચાં ઢળેલાં હતાં.

જો યોગમાયાજ વાત ઉપાડે તો ઠીક એમ વિચારી કારભારી થોડા સમય સુધી શાન્ત બેસી રહ્યા; પરંતુ યોગમાયાને શાન્ત જોઇ તેમણે પૂછયું:-"નિર્મળા બ્હેનની તબિયત કેમ છે ?"

"ઠીક છે."

"રાત્રે ઉલટી બુલટી થઈ નહોતીને ?"

"ના."

પાછાં બન્ને જણાં થોડા સમય સુધી શાન્ત રહ્યા. એ સમયે કારભારીએ સંશયની વાતનો ઉલ્લેખ કરવાનું વિચાર્યું:-"જે કોઈ આવશે તેને જો એકદમ મુળજીભાઇ તરીકે કબૂલ રાખવામાં આવશે અને પાછળથી તે કાંઇ કપટી નીકળશે તો આ અતિ પવિત્ર વંશ કલંકિત થશે. જો હું આ વાતનો ઉલ્લેખ નહિ કરૂં તો બીજું કોણ કરવાનું છે ? કરવાની તાકાત પણ કોની છે ? એ તો હમણાં હિતાહિતના જ્ઞાનથી અજ્ઞાન્ છે; માટે જે વાત કહેવાનો મ્હારો ધર્મ છે તે વાત હું ન કહું તો ઘણું ખોટું ગણાય—કર્ત્તવ્યમાં પાછી પાની કરેલી ગણાય." આવો સિદ્ધાંત કરીને કારભારીએ વાત કાઢી. તેમણે કહ્યું:-"માતાજી ! કાલે હું તમને એક વાત કહેવા જતો

હતો; પરંતુ એ સમયે કહી શકયો નહોતો. જો આપને ખોટું ન લાગે તો કહું ?"

"શી વાત ?" યોગમાયાએ પૂછયું.

"તમે મ્હારા પર વિરક્ત થશો નહિ. જો હું એ વાત ન કહું તો મ્હારા કર્ત્તવ્યમાં મ્હેં પાછી પ્હાની કરેલી કહેવાય; તેથીજ કહેવાનું સાહસ કરીને અહિં આવ્યો છું."

"શી વાત કહેવાની તમે ઇચ્છા રાખો છો તે હું સમજી ગઇ છું. મ્હારા મનમાં પણ એ વાત સંબંધીના વિચારો થયા કરે છે. કાલે સમસ્ત રાત્રિ મ્હેં ઉજાગરામાં પસાર કરી છે—મ્હારૂં મન ઉતાવળું બની ગયું હતું; પરંતુ રાત્રિના અવસાન સમયે મ્હેં મ્હારી પુત્રવધૂ નિર્મળા પાસેથી એક વાત સાંભળીને કાંઇક આશ્વાસન મેળવ્યું છે."

કારભારીએ અત્યંત ઉત્સુકતાથી પૂછયું:—"નિર્મળાબ્હેને શું કહ્યું હતું ?"

યોગમાયાએ તરતજ પોતે ગઇ રાત્રિના સ્વપ્ન સંબંધી જે વર્ણન નિર્મળાગૌરી પાસે સાંભળ્યું હતું તે કારભારીને અથેતિ કહી સંભળાવ્યું.

એ વર્ણન સાંભળી કારભારી ગંભીરતા ધારણ કરીને બેસી રહ્યા. થોડા સમય પછી તેમણે કહ્યું:—"માત્ર આટલી વાત પર વિશ્વાસ મૂકીને શાન્તિથી બેસી રહેવાય નહિ."

યોગમાયાએ કહ્યું:—"તેમ તો ખરૂંજ; પરંતુ શું કરવું ? થોડી ઘણી તપાસ આપણે કરી શકયાં હોત તો સારૂં થાત; પરંતુ તપાસ કરવાનો સમય કયાં રહ્યો છે? શાંતિ–કુટિર કયાં આવી તે તમે જાણો છો ?"

કારભારી:—ના, તો પણ જો કાશી તરફ જઇને તપાસ કરીએ તો શાંતિકુટિરનો પત્તો લાગે ખરો.

યોગમાયા:—એમ કરવા જતાં ઘણો સમય લાગવાનો સંભવ છે. એ ઘણું કરીને કાલેજ અહિં આવી પહોંચશે. એ સમયે આપણે તેને એમ નહિ કહી શકીએ કે, 'અમને ત્હારા પર સંદેહ છે—અમે ત્હારી તપાસ કરીએ ત્યાં સુધી તું અલગ રહે.' જો તે ખરેખરો મ્હારો મુળજીજ હોય તો પાછો રીસે ભરાઇને નાશી જાય. એ કેવો રીસાળ છે તે તમે જાણતા નથી કે ?

કારભારીઃ--જાણું છું. જો થોડા દિવસ પહેલાં આ સમાચાર મળ્યા હોત તો આ સંબંધીની ચોક્કસ તપાસ કરી શકાત.

યોગમાયાઃ--એક ઉપાય છે. તમે જો આજેને આજેજ મુંબાઈ જાઓ, અને એ જે ટ્રેનમાં આવવાનો હોય તે ટ્રેન પર બોરીબંદરને સ્ટેશને હાજર રહો ને તેને જો તમે કોઇ પણ રીતે ઓળખી કાઢીને તમારી સાથે અહિં સુધી તેડી લાવો તો તે આપણો મુળજીજ છે કે બીજો કોઇ બનાવટી માણસ છે એ વાતચિતમાં માલૂમ પડી આવે.

આ વાતપર કારભારીએ વિશેષ ઉત્સાહ દર્શાવ્યો નહિ. તેમણે કહ્યું:—"એટલી બધી ગિર્દીમાં હું તેને કેવી રીતે શોધી કાઢીશ?"

ત્યાર પછી બન્ને જણાંએ ઘણા સમય સુધી આ વિષયની ચર્ચા કરી. અંતે યોગમાયાએ કહ્યું:—"જો એ કોઈ લુચ્ચો હોય તો પછી તેણે આટલી બધી જુની હકીકત કેવી રીતે જાણી? તેના પત્રમાં તેણે કેટલી બધી જુની હકીકતનું સ્મરણ કરાવ્યું છે?"

કારભારીઃ-હા, એ ખરૂં છે; છતાં સાત ગળણે ગળીને પાણી પીધું હોય તો પાછળથી પરિતાપ કરવાનું કારણ ન રહે.

ત્યાર પછી ગુજરાતી પત્રમાંની જાહિરખબરની વાત, કાશીના ગોર મહારાજની વાત વગેરે અનેક વાતો નીકળી. અંતે કારભારીએ યોગમાયા સાથે એકમત થઇને કહ્યું:—"હમણાં તો એ આપણો મુળજી હોય એમજ લાગે છે-પછી તો જેવું આપણું કિસ્મત!"

યોગમાયાઃ—પરમકૃપાળુ પરમાત્માપર આધાર રાખ્યા સિવાય અન્ય એક પણ ઉપાય નથી. જો તે મુળજીભાઈ નહિજ હોય તો તે થોડા દિવસમાં કોણ છે એ માલૂમ પડયા સિવાય રહેશે નહિ. ઇશ્વર પોતાના ધર્મરાજ્યમાં અધર્મ નહિજ થવા દે. તમે હવે વિલંબ કરશો નહિ. જલદીથી ભોજન કરી મુંબાઇ તરફ પ્રયાણ કરો.

તરતજ કારભારી યોગમાયાને પ્રણામ કરી ત્યાંથી વિદાય થયા.

* * * *

બીજે દિવસે દશ વાગે કારભારી તરફથી યોગમાયાના નામ પર એક તાર આવ્યો. તેમાં લખ્યું હતું કેઃ--

મુંબાઇ.

મુળજીભાઇને સાથે લઇ ત્રણ વાગ્યે ભરૂચ સ્ટેશને ઉતરીશ. સ્ટેશને ગાડી વગેરેનો બંદોબસ્ત રાખશો. ચિંતા નથી-ઇશ્વરે દયા કરી છે. રામકૃષ્ણ પંડયા.

આ તાર મળતાંજ યોગમાયાનાં નેત્રામાંથી અશ્રુધારાઓ વહેવા લાગી. તરતજ સ્ટેશનપર ગાડી, પાલખી તેમજ માણસો રવાના કરવામાં આવ્યાં.

સઘળા નોકરોને આનંદોત્સવની રજા મળી. ગામના લોકોના આનંદનો પાર રહ્યો નહિ. કેટલાક લોકો તો છેક સ્ટેશન સુધી ગયા. અનેક માણસોએ વખતસર ભાગોળે જઇ ઉભા રહેવાનો પોતાના મન સાથે નિશ્ચય કર્યો છે. દીન દરિદ્રો આજે ભેટ મળવાની આશાથી આનંદિત થઇ ગયાં છે.

યોગમાયાનો આનંદ આજે અંતરમાં સમાતો નથી. અનેક નરનારીઓનો કોકિલકંઠના જેવો કલરવ વારંવાર સાંભળવામાં આવે છે. દાસદાસીઓ નવીન વસ્ત્રો પહેરે છે.

નર્મદાના મ્હોંપર આજે ઘણા દિવસે હાસ્ય પ્રકાશી નીકળ્યું. સીતા એમજ સમજી કે, હવે તેની નોકરી ચાલી જશે! આ સમાચાર જાણવામાં આવતાંજ રતિ–વલ્લભ આવીને તેને પોતાની સાથે લઇ જશે. આમ છતાં આજે તે પણ અપાર આનંદમાં જણાય છે. તેના કંઠમાંથી અનેક ગાનની લીટીઓ બહાર નીકળી પડવાનો યત્ન કરતી જણાય છે; પરંતુ ગાઇ શકાય તેમ નથી; તેથીજ તે વ્યાકુળતાથી આમ તેમ ફર્યા કરે છે.

હવે અભાગિની નિર્મળાની સ્થિતિ તપાસીએ. તેની નારાજી હોવા છતાં આજે તેને મૂલ્યવાન્ વસ્ત્રાલંકારોથી સજ્જિત થવું પડયું છે. નર્મદા ઘણીજ ચતુરાઇથી એક ખુણામાં બેસી તેના ચોટલામાં સુગંધિત તેલ નાખી તેની વેણી ગુંથે છે. બીજી જગ્યાએ કેટલીક નવયૌવનાઓ પુષ્પમાળાઓ ગુંથતી જણાય છે.

સૂર્યાસ્ત સમયે ગામની ભાગોળેથી વાજીંત્રોનો અવાજ સંભળાયો. અલ્પ કાળમાંજ એક ઘોડાગાડી જમીનદારના મકાન પાસે આવીને ઉભી રહી. ઘોડાગાડીમાંથી કારભારીએ નીચે ઉતરી તરતજ અંતઃપુરમાં પ્રવેશ કર્યો. યોગમાયા બીજી કેટલીક રમણીઓની સાથે વાર્ત્તાવિનોદ કરતી પોતાના બેઠકખાનામાં બેઠી હતી. કારભારીએ હાંફતાં હાંફતાં ત્યાં જઇને કહ્યું:–“ ભાઇની પાલખી તેમજ લોકમંડળ બધુ સિધ્ધેશ્વરી દેવીના મંદિર પાસે આવી પહોંચ્યું છે. મુળજીભાઇ માની પૂજા કરે છે. ગામના કેટલાક લોકો પણ ત્યાં એકત્ર થયા છે. હું જલદીથી આપને ખબર આપવાને આવ્યો છું. ”

યોગમાયાએ પૂછયું:–" અહિં કેટલા વખતમાં આવી પહોંચશે?"

કારભારી:–હમણાંજ,–થોડાજ વખતમાં.

નેત્રો સાફ કરી યોગમાયાએ કહ્યું:–" કેવી રીતે તેની સાથે મુલાકાત થઇ? કોઇ પણ જાતનો ભય તો નથી ને?"

કારભારીએ ઉત્તર આપ્યો:–" ના, માજી! બિલકુલ ભય નથી. એ આપણો મુળજીભાઇજ છે. હું બોરીબંદરના સ્ટેશને જઇ ટ્રેનની રાહ જોતો ઉભો રહ્યો હતો. હું ભાઈને શોધી કાઢી ઓળખી શકીશ એવી મ્હને બિલકુલ આશા નહોતી. યથા સમયે ટ્રેન આવી પહોંચી. ટ્રેનમાંથી અસંખ્ય માણસો ઉતર્યાં. હું મનમાં ને મનમાં ઇષ્ટદેવનું સ્મરણ કરતો સૌના મ્હોં તરફ જોયા કરતો હતો. એવા સમયે ભગવાવસ્ત્રધારી એક યુવક મ્હારી પાસે થઈને જતો હતો; પરંતુ એકાએક મ્હને જોતાંજ તે ઉભો રહ્યો. તેણે પૂછયું:–" આપ ક્યાં રહો છો?" મ્હેં ઉત્તર આપ્યો કે–" ભરૂચ જીલ્લામાં આવેલા ડિકરિયા ગામમાં." આ ઉતર સાંભળી તે થોડા સમય સુધી મ્હારા મ્હોં તરફ ટગર ટગર જોઇ રહ્યો. ત્યાર પછી તેણે પૂછયું–" કોણ રામકૃષ્ણકાકા કે?" મ્હેં કહ્યું–" કોણ, મ્હારો મુળજી કે?" પછીથી તે મ્હને સ્નેહાવેગથી વળગી પડયો. તેનાં તેમજ મ્હારાં નેત્રામાં અશ્રુજળ ભરાઈ આવ્યું. મ્હારાં અશ્રુઓ હાસ્યસૂચક હતાં ત્યારે તેનાં પશ્ચાત્તાપસૂચક હતાં."

યોગમાયાનાં નેત્રોમાંથી પણ હર્ષાશ્રુઓ ઉભરાઇ જવા લાગ્યાં. થોડા સમય પછી તેણે પૂછયું–" હજી તેણે ભગવાં વસ્ત્રોનો ત્યાગ કર્યો નથી?"

કારભારી:–એને બીજાં કપડાં મળે ક્યાંથી? અહિં આવ્યા પછી આપણે વસ્ત્રો બદલાવીશું.

વાજીંત્રોના અવાજ ધીમે ધીમે પાસે આવવા લાગ્યો. લોકોના કોલાહલનો અવાજ પણ પાસેજ સંભળાવા લાગ્યો. ધીમે ધીમે અસંખ્ય મનુષ્યોથી ઘેરાયની પાલખી જમીનદાર મહાશયના મકાન પાસે આવી પહોંચી.

કારભારીએ બહાર આવી પાલખીની આસપાસનાં મનુષ્યોને દૂર કર્યાં. પછીથી કૃષ્ણલાલ ઉર્ફે બનાવટી મુળજીભાઇ પાલખીમાંથી નીચે ઉતરી મકાનમાં પેઠો. જેવો તે મકાનમાં પેઠો કે તરતજ યોગ-

માયા તેને "ભાઈ! આવ્યો કે?!" કહીને હર્ષાવેશથી ભેટી પડી. વાજીંત્રોના ધ્વનિથી, લોકોના કોલાહલથી તેમજ રમણીઓના કોકિલ-કંઠથી ગગનમંડળ ગાજી ઉઠયું.

## પ્રકરણ ૨૩ મું.

### લોકચર્ચા યાને ગામડાનું ગૅઝેટ.

યોગમાયા કૃષ્ણલાલને પોતાનો પુત્ર સમજીને અંતઃપુરમાં લઈ ગઈ.

કારભારીના બેઠકખાનામાં અસંખ્ય લોકો ભરાયા હતા. સૌ કોઇના મુખપર એક પ્રકારનું તીવ્ર કૌતુહલ જણાતું હતું. જેઓ પાછળથી આવ્યા હતા તેઓ પોતાની પૂર્વે આવેલા લોકોને જમીન-દારપુત્ર સંબંધીના સમાચાર અતિ આતુરતાથી પૂછવા લાગ્યા.

જે કેટલાક શ્રીમંત ગૃહસ્થો હતા તેમને સાથે લઈ જઇને, યોગ્ય સંમાન આપીને કારભારીજ પોતાના ખાનગી ઓરડામાં જઈ બેઠા. આપણા પૂર્વપરિચિત શાસ્ત્રીજી, વિશ્વેશ્વરપ્રસાદ અને કરૂણા-પ્રસાદ પણ એ લોકોમાં હતા.

નોકર બે ચાર હુક્કા ભરીને આપી ગયો. આવેલા ગૃહસ્થ લોકોના પૂછવાથી કારભારીએ બોરીબંદર સ્ટેશનથી શુરૂ કરીને ડિક-સ્પિા સુધી કૃષ્ણલાલ સાથે તેમની જે વાતચિત થઇ હતી તે વિસ્તા-રથી કહી સંભળાવી. પિતૃવિયોગ તથા ભ્રાતૃવિયોગના સમાચાર સાંભળીને જમીનદારનો પુત્ર કેવો અસ્થિર બની ગયો હતો, કેટલી બધી વારે કારભારી તેને કાંઇક સાંત્વના આપી શકયા હતા એ હકીકત પણ તેમણે ઉપર્યુક્ત ગૃહસ્થોને કહી સંભળાવી. અંતે એક ગૃહસ્થે પૂછયું:—"જમીનદાર મહાશયના સ્વર્ગવાસને બે વર્ષ થયાં હશે કેમ?"

કારભારીઃ—ના, બે વર્ષ પૂર્ણ થવાને હજી થોડા દિવસની વાર છે. જ્યેષ્ઠ માસની કૃષ્ણચતુર્થીને દિવસે બે વર્ષ પૂરાં થશે.

શાસ્ત્રીજીઃ—ત્યારે તો ભાઇને આવતી કાલે નર્મદાસ્નાન કરાવી શુદ્ધ કરવા જોઇએ,

આ સમયે એક નોકરે આવીને કહ્યું:—"કારભારી મહાશયના વાજાંવાળાઓ તથા ગામનાં દીન દરીદ્રો માતાજીની પાસે બક્ષિસ માટે યાચના કરે છે. તેમણે પ્રત્યેક વ્યક્તિને એક એક રૂપિયો આપવાનું જણાવ્યું છે."

કારભારી ઉઠી ઉભા થયા. તેમણે તિજોરી ઉઘાડી તેમાંથી રૂપિયાની એક મ્હોટી કોથળી બહાર કાઢી તિજોરી બંધ કરી, અને પછી એક એક રૂપિયો જે કોઇ યાચકરૂપે આવ્યું હતું તે દરેકને આપવામાં આવ્યો. કળિયુગના ભૂદેવોને પણ સંતોષવામાં આવ્યા. આ દેખાવ જોઇ એકઠા થયેલા માણસોના હર્ષાનંદનો પાર રહ્યો નહિ. અનેક સ્થળે લોકો ચુપકીદીથી કહેવા લાગ્યા:—"માતાજી યોગમાયા તેમના પુત્રને બરાબર પિછાની શક્યાં છે; નહિ તો તેઓ લોકોને બક્ષિસ આપવાની આજ્ઞા કરત નહિ."

કારભારી પાછા આવીને ગૃહસ્થ–મંડળમાં બેઠા. ધીમે ધીમે પત્રની વાત નીકળી. કારભારીએ કહ્યું:—"એ રજીસ્ટર્ડ પત્ર જ્યારે આવ્યો ત્યારે શાસ્ત્રી મહાશય, વિશ્વેશ્વરપ્રસાદ તથા કરૂણાપ્રસાદ અહિં હાજર હતા.

એક જણ પોતાના કુતુહલને દબાવી શક્યો નહિ; તેથી તેણે પૂછ્યું:—"એ પત્રમાં શું લખ્યું હતું ?"

કારભારીએ ઉત્તર આપ્યો:—"આજે આવી પહોંચવાનું લખ્યું હતું. લ્યો જુઓ, આ રહ્યો એ પત્ર–હું તમને વાંચી સંભળાવું છું." આ પ્રમાણે કહી કવરમાંથી પત્રને બહાર કાઢી કારભારી ચશ્માં બરાબર કરી પત્ર વાંચવા લાગ્યા; પરંતુ રાત્રિનો વખત હોવાથી તેઓ એ પત્રને બરાબર વાંચી શકવાને અસમર્થ થયા. તેમણે એ પત્ર કરૂણાપ્રસાદને વાંચવા આપ્યો.

અત્યંત આગ્રહથી પત્ર પોતાના હાથમાં લઇ કરૂણાપ્રસાદ સૌને વાંચી સંભળાવા લાગ્યા. કહેવાની જરૂર રહેતી નથી કે, કારભારીએ એ ગૃહસ્થમંડળના કુતુહલને સમાવવાને માટે એ પત્ર વાંચવા આપ્યો નહોતો–પત્રની હકીકત ક્રમે ક્રમે સમસ્ત ગામમાં જાહિર થઇ જાય તો સારૂં એવી તેમને ઇચ્છા હોવાથીજ તેમણે આ પ્રમાણે કર્યું.

આ સમયે એક જણે આવીને કારભારીને કહ્યું:—"માતાજી આપને અંદર બોલાવેછે."

બે ત્રણ ગૃહસ્થોએ એ આવનાર માણસને પૂછ્યું:—"મુળજી-ભાઇ અંદર શું કરે છે? તેઓ હમણાં બહાર નહિ આવે?"

"હું કાંઈ જાણતો નથી." કહીને એ માણસ ચાલ્યો ગયો.

કારભારી:—ત્યારે હું અંદર જઉં છું—આપ બેસશો કે?

કોઈ કોઈ પૂછવા લાગ્યા:—"ભાઇ હમણાં બહાર આવશે કે?—જો આવે તો બેસીએ."

કારભારી:—મુસાફરીથી તેઓ થાકી ગયા છે—મ્હને લાગે-છે કે, હમણાં તેઓ બહાર નહિ આવે. કાલે તમે સૌ પધારજો એટલે તેમની સાથે અવશ્ય તમારી મુલાકાત થશે.

વિશ્વેશ્વરપ્રસાદે કહ્યું:—'ત્યારે તો અમે હવે ઉઠીએ છીએ. રાત્રિનો સમય થયો છે. તમે અમારાં નામ દઇને કહેજો કે, અમે મુલાકાત કરવા માટે બેઠા હતા."

"હા હું જરૂર કહીશ." કહીને કારભારી ચાલ્યા ગયા. ગૃહ-સ્થમંડળ પણ ઉઠીને વિદાય થવા લાગ્યું. બહાર એક નોકરને ઘેરીને કેટલાક માણસો ઉભા રહ્યા હતા. નોકર કહેતો હતો કે—"માજી કહેછે કે—ભાઈ જો બે વર્ષ પહેલાં આવ્યા હોત તો જમીનદાર મહાશય સુખેથી સ્વર્ગે જાત. માજી જેટલું રડે છે તેટલું ભાઈ પણ રડે છે."

ધીમે ધીમે લોકોની ગિર્દી ઓછી થવા લાગી. અનેક માણસો પોતાની સાથેના મંડળ સાથે તર્ક વિતર્ક કરતા ગૃહ તરફ જતા હતા. સર્વ સ્થળે તર્કનો વિષય માત્ર એજ હતો કે, આવનારજ મુળજીભાઈ છે કે કેમ? આ સંબંધની ચર્ચા વિશેષ કરીને—યુવક મં-ડળમાં ચાલતી જણાતી હતી. તેઓમાંના અનેક કહેવા લાગ્યા:—"એ મુળજીભાઈ નહિ પરંતુ કોઇ કપટી છે." ત્યારે કોઇ કોઈ આ મતનું ખંડન કરતા હતા. જેઓ વૃદ્ધ હતા તેઓ હા કે નાનો કાંઈ પણ ઉત્તર આપતા નહોતા. તેમને જો નિરૂપાયે કાંઇ ઉત્તર આપવો પડતો તો તેઓ કહેતા કે:—"એ અવશ્ય મુળજીભાઇજ છે—માતાજી યોગમાયા અને વૃદ્ધ તેમજ અનુભવી કારભારીની આંખોમાં ધૂળ નાખવાનું સાહસ કયો કપટી માણસ કરી શકે?"

વિશ્વેશ્વરપ્રસાદનું બેઠકખાનું પણ ગામમાં એક બેઠક તરીકે પ્રસિદ્ધ હતું. આઠ દશ માણસો જેઓ તેમની સાથે આવ્યા હતા

તેમને બેઠકખાનામાં બેસાડી ધુમ્રપાનની સામગ્રી આપી વિશ્વેશ્વરપ્રસાદ ઘરમાં જઇને જમવા બેઠા.

લગભગ અડધા કલાકે વિશ્વેશ્વરપ્રસાદ જમી પરવારી પોતાના બેઠકખાના તરફ ગયા. બેઠકખાનાના પ્રવેશદ્વાર પાસે જતાંજ તેમણે સાંભળ્યું કે—"ઠીક, જો તેઓ કદાચ મુળજીભાઈ ન હોય તો બોરીબંદરના સ્ટેશનપર તેઓ કારભારી મહાશયને કેવી રીતે ઓળખી શકે?"

કરૂણાપ્રસાદ બોલી ઉઠયા:—"મહાશય! જે માણસે આટલી બધી લક્ષ્મી સ્વાધીન કરવાનું કારસ્થાન રચ્યું હશે તે કાંઈ એટલો કાચો હશે કે પૂરતી માહિતી મેળવ્યા સિવાય આવું કાર્ય કરવાને અગ્રેસર થાય? તેણે અગાઉથીજ સઘળી માહિતી મેળવી હશે!"

શાસ્ત્રીજીએ કહ્યું:—"ત્યારે જમીનદાર મહાશય પોતાની ઉત્તરાવસ્થામાં ચશ્માં પહેરતા હતા તેની તેને કયાંથી ખબર? પત્રની હકીકત તો તમે પણ જાણો છો."

કરૂણાપ્રસાદે કહ્યું:—"અરે એવી હકીકત જાણવાના અનેક ઉપાયો છે. આ કારભારીજી કેટલી જગ્યાએ જાય છે—ભરૂચ જાય-છે—મુંબાઈ જાય છે—અનેક માણસોની મુલાકાત કરે છે—વિવિધ પ્રકારની વાતચિત કરે છે. તેમણે ભૂલ્યે ચુકયે કોઇ કપટી માણસ આગળ જમીનદાર મહાશય સંબંધીની વાતચિત કરી હશે; તેનોજ ઉપયોગ આ માણસે કરી લીધો હોય એમ લાગે છે. તે કપટી છે માટેજ તેણે પ્રથમથી વિશ્વાસ બેસાડવાના હેતુથી આવી આવી હકીકત પોતાના પત્રમાં લખી—નહિ તો એ હકીકત લખવાની શી જરૂર હતી?"

શાસ્ત્રીજી:—ગમે એમ કહો; પરંતુ મ્હને તો ખાત્રી છે કે એ મુળજીભાઈ પોતેજ છે,

કરૂણાપ્રસાદઃ—ના ના, મુંબાઇની સોનેરી ટોળીનો કોઈ ઉસ્તાદ મેમ્બર છે.

વિશ્વેશ્વરપ્રસાદ બેઠકખાનાની બહાર ઉભા રહીને આ સઘળી હકીકત સાંભળતા હતા. તેમણે આટલી હકીકત સાંભળી બેઠકખાનામાં પ્રવેશ કર્યો નહિ. તેઓ અંતઃપુરમાં ગયા, તથા પોતાના પુત્રને મોકલી બેઠકખાનામાંથી કરૂણાપ્રસાદને પોતાની પાસે બોલાવ્યા. તરતજ કરૂણાપ્રસાદ તેમની પાસે જઇ પહોંચ્યા. તેમને એકાંતમાં લઇ જઇને વિશ્વેશ્વરપ્રસાદે કહ્યું:—"આટલી મ્હોટી ઉમર થઇ તો

પણ હજી સુધી કાંઇ જ્ઞાન આવ્યું છે કે નહિ. જે કાંઇ બોલોછો તે વિચાર કરીને બોલો છો કે કેમ?"

પ્રથમ કરૂણાપ્રસાદ એમ ધારતા હતા કે આજે રસોડામાં કાંઇ સ્વાદિષ્ટ ખાદ્યસામગ્રી તૈયાર કરાવવામાં આવી હશે; તેથીજ પોતાને બોલાવવામાં આવે છે; કેમકે કેટલીક વખતે આવી રીતે તેમને નિમંત્રણ થતું હતું; પરંતુ એ આશામાં તેઓ નિરાશ થયા. તેમણે શંકા પામીને પૂછ્યું:-"કેમ શું થયું છે?"

વિશ્વેશ્વરપ્રસાદ:—સૌ કોઇની આગળ તમે જમીનદારના પુત્રને કપટી-સોનેરી ટોળીનો મેમ્બર કેમ કહો છો? તેનાં સગાં વ્હાલાંએ જ્યારે તેને પોતાનાજ માણસ તરીકે પિછાન્યો છે ત્યારે પછી કપટી વગેરે શબ્દો તમે કયા સાહસથી વાપરો છો?"

કરૂણાપ્રસાદ:—ત્યારે શું મ્હારો જે મત હોય તે હું જાહિર ન કરૂં?

વિશ્વેશ્વરપ્રસાદ:-તમારો મત તમે તમારે ઘેર જઇને જાહિર કરજો! મ્હારા બેઠકખાનામાં જમીનદારના પુત્રની બિલકુલ નિંદા કરશો નહિ.

કરૂણાપ્રસાદ આ સમયે નમ્ર બની ગયા. વિશ્વેશ્વરપ્રસાદના ગુસ્સાનું કારણ તેઓ કળી ગયા. તેમણે કહ્યું-જ્યારે તમે ના પાડો છો તો હું તેની વિરૂદ્ધ હવે કાંઇ બોલીશ નહિ."

વિશ્વેશ્વરપ્રસાદે આ સમયે કોમળ કંઠે કહ્યું:-"અસલ હોય કે નકલ હોય તો પણ તે આજે હજારો રૂપિયાનો માલિક—આ ગામનો માલિક છે. તમે તેને કપટી વગેરે કહોછો એ હકીકત તેના કાને નહિ પહોંચે કે? આ પ્રકાર એના જાણવામાં આવશે એટલે તે તમને આ ગામમાં રહેવા દેશે ખરો કે? વળી શાસ્ત્રીજીનો સ્વભાવ તો તમે જાણો છો! જો બિલાડીનાં પેટમાં ખીર ટકે તો તેમનાં પેટમાં વાત ટકે! જો કાલેજ તેઓ જઇને આ હકીકત જમીનદારના પુત્રને કહી સંભળાવશે તો?"

કરૂણાપ્રસાદ ભય પામ્યા. તેમણે કહ્યું:—"ઠીક છે, હવે હું સંભાળીને બોલીશ!" આમ કહીને તેઓ નીચું જોઈ ઉભા રહ્યા.

વિશ્વેશ્વરપ્રસાદ કહેવા લાગ્યા:—" જો તે ખરી રીતે કોઇ કપટી હશે તો તો ઉલટો વિશેષ અડચણકર્તા નિવડશે. હમણાં જેઓ તેને નકલ નકલ કહીને તેનાપર સંદેહ રાખે છે તેમને તે પોતાના કટ્ટા શત્રુ સમજશે. એ કાંઇ તેમને સહજમાં છોડી દેશે કે?"

કરૂણાપ્રસાદઃ—આપનું કહેવું વાસ્તવિક છે.

વિશ્વેશ્વરપ્રસાદઃ—ત્યારે પછી તમારે આટલો બધો તર્કવિતર્ક કરવાની શી જરૂર છે? તમારે તો કાંઇ તેનાં બાળબચ્ચાં સાથે તમારાં બાળબચ્ચાંનો વિવાહ કરવાનો નથી! ખરો હોય કે ખોટો હોય તેની પંચાત યોગમાયા તથા નિર્મળાગૌરીને છે! તમારે ને મ્હારે શી લેવા દેવા છે! હવે જાઓ, બહાર બેઠકખાનામાં જઇને બેસો. હું થોડા સમયમાં આવું છું.

કરૂણાપ્રસાદ માથું ખંજવાળતા ખંજવાળતા ચાલ્યા ગયા. પાંચ મિનિટ પછી વિશ્વેશ્વરપ્રસાદ પણ બહાર આવી પહોંચ્યા. એટલામાં પાડોસમાં રહેતા સુબોધપ્રસાદ પણ આવી ચઢયા ને બોલ્યાઃ-"અરે તમે કાંઇ સાંભળ્યું છે કે?"

સૌએ આતુરતાથી પૂછ્યુંઃ-"શું? શું?"

"મ્હારાં માતાજી સંધ્યા સમયે જમીનદાર મહાશયને ત્યાં ગયાં હતાં. ત્યાંથી આવીને તેમણે મ્હને થોડી ઘણી ખબર આપી છે; તે ઉપરથી એવી ખાત્રી થઇ શકે છે કે, આવનાર મુળજીભાઇજ છે!"

સૌએ વિશેષ આતુરતાથી પૂછ્યુંઃ-" શી ખબર આપી છે તે કહો તો ખરા."

સુબોધપ્રસાદે કહ્યુંઃ—"સાંભળો ત્યારે કહું છું. મુળજીભાઇ ગાડીમાંથી ઉતર્યા એટલે યોગમાયા તો તેમને છાતી સરસા ચાંપીને અંતઃપુરમાં લઇ ગયાં એટલું તો તમે પણ જોયું છે. અંતઃપુરના પાછલા ઓટલાપર એક ખુરસી પડી હતી, તથા પાસેજ હાથ પગ ધોવાનું પાણી રાખવામાં આવ્યું હતું. મુળજીભાઈ હાથ પગ ધોવાને માટે એ ખુરસીપર જઇને બેઠા. રામો નોકર ખભાપર રૂમાલ નાખીને તેમની પાસે ઉભો રહ્યો. મુળજીભાઇએ તેના મ્હો સ્હામે જોઈ રહીને કહ્યુંઃ-"કોણ રામો કે?" આ પ્રશ્નના ઉત્તરમાં રામાએ એકદમ રડી દીધું."

વિશ્વેશ્વરપ્રસાદે કહ્યુંઃ-"ત્યારે તો તેઓ મુળજીભાઈજ છે. એમાં કોઈ સંદેહ નથી. જૂના ચાકરને પણ તેમણે ઓળખી કાઢયો!"

બે ત્રણ ગૃહસ્થો બોલી ઉઠયાઃ-"ત્યાર પછી? ત્યાર પછી?"

સુબોધપ્રસાદે કહ્યું-"આ પ્રકાર જોઈને યોગમાયા માતાજી બોલી ઉઠયાં-"જો રામા! તું કહેતો હતોને કે, 'આટલા બધા કાળને

અંતરે મ્હને ભાઇ કયાંથી ઓળખી શકે?' પરંતુ ગાંડા! ભાઈને બાલ્યાવસ્થામાં ત્હેંજ રમાડેલા હોવાથી તેઓ તને ઓળખ્યા સિવાય રહે ખરા કે?" યોગમાયાનાં આ વાકય સાંભળી મુળજીભાઇએ કહ્યું:-"માતાજી! હું એને ચિન્હ કરી ગયો હતો પછી આજે કેમ ન ઓળખી શકું?" યોગમાયાએ પૂછ્યું:-"શું ચિન્હ કરી ગયો હતા?" મુળજીભાઈએ કહ્યું:-"તે તમે રામાનેજ પૂછી જુઓને!" રામાએ ઉત્તરમાં કપાળપર એક ઠેકાણે હાથ મૂકયો. મુળજીભાઇએ કહ્યું-"બાલ્યાવસ્થામાં એક દિવસે સંધ્યા સમયે હું અને પ્રાણશંકર કાકાનો પુત્ર નવીન નિશાળના કંપાઉન્ડમાં એક વૃક્ષ નીચે બેઠા બેઠા બિસ્કુટ ખાતા હતા. એવામાં ત્યાં રામો આવી ચઢયો, અને તેણે અમને બિસ્કુટ ખાતા જોઇને કહ્યું-"ભાઇ! આ શું ખાઓ છો? ક્રિશ્ચિયન થઈ જવું છે કે શું? હું ઘેર બાપુજીને આ હકીકત કહી દઇશ." આથી મ્હારા ગુસ્સાનો પાર રહ્યો નહિ. અમે બેઠા હતા ત્યાં આગળથી એક ઇંટનો કટકો લઇને મ્હેં રામાને માર્યો. એ કટકો તેના કપાળમાં વાગ્યો, અને ઘણું લોહી નીકળી પડયું. તે 'ઓ બાપરે' કહીને જ્યાં ઉભો હતો ત્યાંને ત્યાંજ બેસી ગયો. મ્હેં અને નવીને જઈને તેને સમજાવ્યો. નવીનને મ્હેં પાણી લઈ આવવા મોકલ્યો. તે પાણી લઈ આવ્યો એટલે મ્હેં રામાનું કપાળ ધોઇ નાખી મ્હારો રૂમાલ ઘા પર બાંધી દીધો; ત્યારે તે કાંઈક સ્વસ્થ થયો." યોગમાયાએ કહ્યું:-"એક દિવસે મ્હેં રામાને કપાળપર પાટો બાંધીને ઘેર આવેલો જોયો હતો; પરંતુ મ્હને તેણે એમ કહ્યું હતું કે, જમરૂખ પાડવા ગયો હતો ત્યાંથી ઇંટનો કટકો વાગ્યો છે." રામો બોલી ઉઠયોઃ-"માજી! તમે ભાઈને વઢો તેથી મ્હેં એ પ્રમાણે કહ્યું હતું."

બેઠકખાનામાં બેઠેલા ગૃહસ્થો એકાગ્રચિત્તે આ હકીકત સાંભળતા હતા. બે મિનિટ સુધી સૌએ નિસ્તબ્ધ રહીને ફરીથી વાર્તાચિત શુરૂ કરી. કોઇ કહેવા લાગ્યું:-"હવે બિલકુલ સંદેહ રહ્યો નહિ." કોઈ કહેવા લાગ્યું:-"હું તો પ્રથમથીજ કહેતો હતો કે એ મુળજીભાઈજ છે." શાસ્ત્રી મહાશયે કરૂણાપ્રસાદ તરફ દૃષ્ટિ કરી કહ્યું:-"કેમ કરૂણાપ્રસાદ! તમે ચૂપ કેમ થઇ ગયા?

કરૂણાપ્રસાદઃ-હું કબૂલ કરૂં છું કે, મ્હારી ભયંકર ભૂલ થઇ છે. તમે બધા અનુભવી તેમજ વિચારવાન્ રહ્યા-અનેક પ્રકારો જોયા હશે તેમજ અનેક સાંભળ્યા પણ હશે.

વિશ્વેશ્વરપ્રસાદઃ—જો કોઇને કાંઈ સલાહ લેવી હોય છે તો તે શાસ્ત્રી મહાશય પાસેજ જાય છે; શા માટે જાય છે? બીજા કોઇ પાસે કેમ જતા નથી?

આ પ્રશ્નનો કોઇએ કાંઇ ઉત્તર આપ્યો નહિ. માત્ર શાસ્ત્રી મહાશયે પ્રસન્નતાથી પોતાનું મસ્તક હલાવ્યું. ત્યાર પછી મુળજીભાઇને કોણે કર્યાં જોયો હતો, શું શું કરતાં જોયો હતો, શું બોલતાં સાંભળ્યો હતો તે પોતાના સ્મૃતિસાગરનું મન્થન કરીને એક પછી એક કહેવા લાગ્યા. ક્રમે એક પ્રહર રાત્રિ વીતી ગઈ એટલે એકે એકે સૌ કોઇ પોતપોતાના ઘર તરફ વિદાય થયા.

આજે રસ્તાપર હજી સુધી અનેક લોકો જતા આવતા હતા. વારંવાર સ્ત્રીઓનું મંડળ પણ આવતું નજરે પડતું હતું. એ સ્ત્રીઓ જમીનદાર મહાશયના અંતઃપુરમાંથી પાછી ફરતી હતી.

શાસ્ત્રી મહાશય ઘેર જઈને ભોજન કરવા બેઠા. તેમની પત્ની થોડે દૂર બેસીને પતિદેવને પંખો હલાવી વાયુ ઢોળવા લાગી. પંખો હલાવતાં હલાવતાં તેણે કહ્યું:—" જમીનદાર મહાશયને ત્યાંથી તમને નિમંત્રણ કરવાને માણુસ આવ્યું હતું. "

શાસ્ત્રીજીઃ—કેમ શાનું નિમંત્રણ?

પત્નીઃ—કાલે ત્યાં સત્યનારાયણની કથા હોવાથી ઘરનાં સૌ માણસને નિમંત્રણ છે.

શાસ્ત્રીજીઃ—આપણાથી નિમંત્રણ સચવાશે નહિ. એ માટે સત્યનારાયણ દેવ ક્ષમા કરે એટલે બસ!

પત્નીએ આશ્ચર્ય પામીને પૂછ્યું:—" એમ કેમ?"

શાસ્ત્રીજીએ આમ તેમ દ્રષ્ટિ કરી ધીમેથી કહ્યું:—"કોઈ એક કપટી—સોનેરી ટોળીનો ઉસ્તાદ મેમ્બર મુળજીભાઇનું સ્વરૂપ ધારણ કરીને આવ્યો છે. શી જાતનો છે તેનું પણ કાંઇ ઠેકાણું નથી; તેથી આપણે ત્યાં જઇને જમી આપણી જાતિ વટલાવવી?"

પત્નિઃ—પરંતુ સૌ એમ કહે છે કે એ ખરો મુળજીભાઈ છે.

શાસ્ત્રીજીએ વિરક્ત થઇને કહ્યું:—"તને જ્યારે એવીજ ખાત્રી હોય કે એ ખરો મુળજીભાઇ છે તો તું ત્હારે બેલાશક જજે. નિર્મળાવહુના પત્રાળાનો પ્રસાદ પામી આવજે. તને સાવિત્રીવ્રત કર્યાનું ફળ મળશે.

પત્નીઃ—કેમ, નિર્મળાગૌરી શું સાવિત્રી નથી.? એ સાક્ષાત સાવીત્રી સમાન છે. નહિ તો સોળ વર્ષથી ગુમ થયેલા પતિને તે પુનઃ ક્યાંથી મેળવી શકે?

શાસ્ત્રીજીઃ—હા, આજથીજ તેણે સાવીત્રીનું આસન મેળવ્યું ખરૂં! સત્યવાન્ પણ ઘણો સારો મળી આવ્યો છે!

પત્નીઃ—તમારૂં મન આવું સંદિગ્ધ કેમ રહે છે? હજી છ માસ સુધી તેની સાથે નિર્મળાગૌરીની મુલાકાત સુદ્ધાં નહિ થાય.

શાસ્ત્રીજીઃ—કેમ, મુલાકાત શા માટે નહિ થાય?

પત્નીઃ—એ સંબંધી તમે કાંઇ સાંભળ્યું નથી?

શાસ્ત્રીજીઃ—ના.

પત્ની કહેવા લાગીઃ—"હમણાં મ્હારી એક સહિયર જમીનદાર મહાશયને ત્યાં જઇ આવી. તે મ્હને કહી ગઇ કે, બહારના બેઠકખાનાની ઉપરના ભાગમાં મુળજીભાઈની પથારી થાય છે. મુળજીભાઇએ એક વ્રત લીધું છે. એ વ્રત સાત વર્ષ સુધી પાળવું પડે છે. તેને સાડા ૭ વર્ષ થઈ ગયાં છે–હજી છ માસ બાકી છે. એ વ્રત ઉજવતાં સુધી તેઓ સંન્યાસીના જેવી સ્થિતિમાંજ રહેશે. યોગમાયાએ તેમનાં ભગવાં વસ્ત્રો કઢાવવા માટે ઘણું આક્રંદ કર્યું હતું, તથા કહ્યું હતું કેઃ–" ભાઇ! સોળ વર્ષથી તપશ્ચર્યા કરી અપાર દુઃખ વેઠયું છે તેથી હવે હું તને દુઃખ વેઠવા દઇશ નહિ!" આના ઉત્તરમાં મુળજીભાઇએ કહ્યું હતું કેઃ—"મા! આ વ્રત પૂર્ણ થતાં મ્હારૂં એકસોવીસ વર્ષનું આયુષ્ય થશે! આટલા લાંબા સમય સુધી જે દુઃખ ભોગવ્યું છે તેનું સુખદાયક ફળ માત્ર છ માસના દુઃખ માટે હું ગૂમાવું?" આથી યોગમાયા માતાજી તે પ્રમાણે કબૂલ થયાં છે. હજી છ માસ સુધી મુળજીભાઈ ભગવાં વસ્ત્રો પહેરશે, સાદો ખોરાક જમશે તેમજ સ્ત્રી સાથેનો વ્યવહાર બંધ રાખશે.

શાસ્ત્રીજીએ આ વચનોપર પોતાનો કાંઈ પણ મત દર્શાવ્યો નહિ. તેઓ ચુપચુપ જમી લઇને ઉઠયા, તથા મનમાં ને મનમાં વિચારવા લાગ્યાઃ–" ત્યારે શું તે ખરેખરો મુળજીભાઇ હશે? કોણ જાણે, મ્હને તો કાંઈ સમજાતું નથી!"

## પ્રકરણ ૨૪ મું.

### પ્રથમ દર્શન!

ભોજન કરી પરવાર્યાં પછી કૃષ્ણુલાલે યોગમાયાને કહ્યું:-"માતાજી! ત્યારે હું હવે સૂઇ રહેવા જઉં?"

યોગમાયા:-ભાઇ! મ્હારે તને એક વાત કહેવાની છે. તું સાંભળીશ કે?

કૃષ્ણુલાલ:-શી વાત, માજી?

યોગમાયા:-વહુને એક વખત મળ તો ખરો. મળવામાં તો કાંઈ દોષ નથીને?

કૃષ્ણુલાલ ધર્મ સંકટમાં ફસાયો તેણે જે વ્રત કર્યાનું બ્હાનું બતાવ્યું હતું તેનું કારણુ બીજું કાંઈ નહિ પરંતુ નિર્મળાગૌરીની સાથે મુલાકાત નહિ કરવી એ હતું. એ સ્થાને તેને કાંઇક સંકોચ જણાતો હતો. જોકે પોતે મુળજીભાઈ બન્યો છે: માટે મુળજીભાઇ પ્રમાણે પોતાને વર્તવાની જરૂર છે એમ તે સમજતો હતો; પરંતુ કોઇ પણ રીતે થોડા દિવસ પસાર થઇ જાય તો સારૂં એમ વિચારી તેણે આ બ્હાનું દર્શાવ્યું હતું. શિયાળાને દિવસે શીતળ જળથી સ્નાન કરવા માટે ગયેલો માણુસ જળ પાસે બેસીને જે પ્રમાણે વિલંબ કરે તે પ્રમાણેજ કૃષ્ણુલાલના ભાવ હતા. તેને શાન્ત જોઇ યોગમાયાએ કહ્યુ:-" ભાઇ! મ્હારી વહુ પરમ પવિત્ર છે. એ સાક્ષાત સતી સાવિત્રી સમાન છે. તેનું મ્હોં જોતાંજ મ્હારૂં હૃદય ભરાઈ આવે છે. જો તું આજે તેને મળીશ નહિ તો તેનો જીવ દુભાશે. સમજ્યો, ભાઇ?"

કૃષ્ણુલાલ:-માજી! જ્યાં સુધી વ્રત ઉદ્યાપન નથી થયું ત્યાં સુધી તેમ કરવું ઉચિત છે કે?

યોગમાયા:-ભાઈ! એમાં બિલકુલ દોષ નથી. તુંજ કહેતો હતોને કે, સ્ત્રીને અડકી શકાય નહિ. જો આમ છે તો તે તને અડકશે નહિ; માત્ર વાતચિત કરવામાં શી હરકત છે?

યોગમાયાનો અત્યાગ્રહ જોઈ કૃષ્ણુલાલ તેને સંમત થયો; વળી નિર્મળાગૌરીને જોવાનું કૌતુહલ પણુ તેને હતું!

યોગમાયા:-ભાઇ! ત્યારે હું વહુને અહિંજ મોકલુંછું—તું અહિં બેસજે. આ પ્રમાણે કહીને યોગમાયા ઉઠી ચાલી ગઇ.



સ્હામે પડેલા સોફા તરફ આંગળી કરી કૃષ્ણલાલે કહ્યું:—"બેસ."

પૃષ્ઠ. ૧૨૩.

લક્ષ્મી આર્ટ, મુંબઇ.

જે ઓરડામાં કૃષ્ણુલાલ બેઠો હતો તે ઓરડો આજેજ તેને માટે સુસજ્જિત કરવામાં આવ્યો હતો. નિર્મળાગૌરીના બેઠકના ઓરડામાંથી કેટલીક છબીઓ, પુસ્તકો તથા થોડું ફરનીચર આ ઓરડામાં રાખ્યું હતું.

યોગમાયા ચાલી ગઈ એટલે કૃષ્ણુલાલે લૅમ્પની લાઇટને સતેજ કરી. થોડા સમયમાંજ અલંકારોનો મધુર સ્વર સાંભળવામાં આવતાંજ કૃષ્ણુલાલે દ્વાર તરફ દ્રષ્ટિ કરી. દ્વારમાં થઇને એક યુવતી ઓરડામાં પ્રવેશ કરતી હતી. દ્વારમાંથી ઓરડામાં પગ મૂકતાંની સાથેજ તે પાષાણુની પ્રતિમા પ્રમાણે સ્થિર થઇને દૃષ્ટિ નીચી કરી ઉભી રહી.

કૃષ્ણુલાલ એક કીંમતી ખુરસીપર બેઠો હતો. તેણે ઉભા થઇને કહ્યું:– " આવ. "

નિર્મળાગૌરી ધીમે પગલે આગળ આવી. કૃષ્ણુલાલ પાસે આવીને તેને પ્રણામ કરવા માટે તે કમરમાંથી નીચી વળી.

કૃષ્ણુલાલ સમજી ગયો કે તે પ્રણામ કરવાની ઇચ્છાથી નીચી વળી છે. વ્યાકુળતાથી તે બોલી ઉઠયો:–" ના–ના, પ્રણામ કરીશ નહિ–હજી મ્હારૂં અશૌચ કાયમ છે. "

નિર્મળાગૌરી એક પ્રકારના વિચારમાં પડી ગઇ. તેને એમ કહેવાની ઇચ્છા થઈ આવી કે, " મ્હારી પાસે તમે કોઇ પણ સ્થિતિમાં અશુચિ નથી!" પરંતુ આ વાકય તે ઉચ્ચારી શકી નહિ. કૃષ્ણુલાલના મુખ તરફ દ્રષ્ટિપાત્ કરીને તેણે માત્ર એટલુંજ કહ્યું કે:– " ભલે, જેવી આપની આજ્ઞા. "

કૃષ્ણુલાલે તેનો કંઠસ્વર સાંભળ્યો. તેનાં અશ્રુજળથી ભીંજાઇ ગયેલાં નેત્રો જોયાં. તેના મસ્તકના કેશથી માંડીને પગના નખ સુધીમાં જાણે કે એક વિદ્યુત્ તરંગ વહી ગયો.

નિર્મળાગૌરી ઉઠી ઉભી થઇ. સ્હામે પડેલા સોફા તરફ આંગળી કરી કૃષ્ણુલાલે કહ્યું:–" બેસ. " આ પ્રમાણે કહી તે પુનઃ ખુરસી પર બેઠો.

નિર્મળાગૌરી સોફા પર બેઠી એટલે કૃષ્ણુલાલે તેને પૂછ્યું;– " કેમ છે? " મૃદુસ્વરે ઉત્તર મળ્યો:–" ઠીક છે. "

વળી પાછાં બે મિનિટ સુધી બન્ને શાન્ત રહ્યાં. કૃષ્ણુલાલે પુનઃ પૂછ્યું:—" હું ત્હારા સ્મરણમાં આવું છું ? "

નિર્મળાગૌરીએ નીચું મ્હોં રાખીનેજ ઉત્તર આપ્યો:— " આવો છો. "

પાછાં બન્ને જણાં શાન્ત રહ્યાં. શાન્ત રાત્રિ હતી—કોઈ પણ સ્થળેથી કોઇ પણ પ્રકારનો શબ્દ સંભળાતો નહોતો. આ સમયે ઘડીઆળમાં ' ટંગ ટંગ ' કરતા અગીઆર વાગ્યા.

ઘડીઆળના ટકોરા વાગી રહ્યા પછી કૃષ્ણુલાલે પૂછ્યું:—"સઘળી હકીકત ત્હેં સાંભળી છે ને ? "

નિર્મળાગૌરીએ પૂર્વ પ્રમાણે ઉત્તર આપ્યો :-"હા, સાંભળી છે."

" હજી છ માસ મ્હારે આવી સ્થિતિમાંજ રહેવું પડશે—" નિરાશાસૂચક કંઠસ્વરનો પરિચય કરાવતાં કૃષ્ણુલાલે કહ્યું.

નિર્મળાગૌરીના ઓષ્ઠયુગલ સહજ હાલ્યા ! જાણે કે તે કાંઇ બોલવાની ઇચ્છા રાખે છે—પરંતુ તે એક અક્ષરનો સુદ્ધાં ઉચ્ચાર કરી શકી નહિ. તે પૂર્વવત્ નીચું જોઇ રહી.

કૃષ્ણુલાલે પૂછ્યું:—" તું દુઃખી તો નહિ થાય ને ? "

આ સમયે નિર્મળાગૌરીએ પોતાનું મ્હોં ઉંચું કર્યું. સ્મિત હાસ્ય કરી કૃષ્ણુલાલ પ્રતિ દ્રષ્ટિ કરી તેણે સ્હામો પ્રશ્ન કર્યો:—" હું શા માટે દુઃખી થાઉં ? "

નિર્મળાગૌરીનાં નેત્રો આ સમયે બીજી વખતે કૃષ્ણુલાલનાં નેત્રો પર સ્થાપિત થયાં. પ્રથમ સમયે નેત્રો અશ્રુપાતથી પવિત્ર હતાં ત્યારે આ સમયે હાસ્યજ્યોતિથી પ્રકાશિત હતાં. કૃષ્ણુલાલનું મસ્તક ફરવા લાગ્યું. નિર્મળાગૌરીએ કૃષ્ણુલાલને શાન્ત જોઈ અતિ કોમળ કંઠે કહ્યું:—" જો માત્ર દિવસમાં એક વખત આપને જોઇશ તો હું બિલકુલ દુઃખી થઇશ નહિ. "

કૃષ્ણુલાલે જોયું કે, નિર્મળાગૌરીનું મુખમંડળ જાણે કે સ્નેહ સરળતાથી તેમજ પવિત્રતાથી ઝળહળી રહ્યું છે. રમણીના મુખમંડળ પર આવી અપૂર્વ જ્યોતિ પૂર્વે કદાપિ તેના જોવામાં આવી નહોતી. સ્ત્રીજાતિમાં આટલી બધી કોમળતા તથા આવી અપૂર્વ સ્નેહભક્તિ તેણે આજે પ્રથમજ જોઇ.

હવે શી વાત કાઢવી એ સંબંધી કૃષ્ણુલાલ વ્યાકુળતાથી વિચાર

ર્યાં કરતો હતો; પરંતુ તે કાંઇ વિચારી શક્યો નહિ. તેના મનમાં એમજ થવા લાગ્યું કે, હવે રજા મળે તો બચી જાઉં ! પરંતુ એને વિદાય કરવા માટે તેને શું કહેવું ? આ સમયે નિર્મળાગૌરીએ મૃદુ સ્વરે કહ્યું:—" તમે ઘણા થાકેલા જણાઓ છો. રાત્રિ ઘણી વીતી ગઇ છે, માટે જઇને સુઇ જાઓ."

કૃષ્ણુલાલ બચ્યો. "હા જઉંછું, કાલે પાછો મળીશ." આમ કહી તે ઉઠ્યો અને સુઇ રહેવાને સ્થળે ગયો. બહારના બેઠકખાના ઉપરના મેડાપર એકાંતમાં તે સુકોમળ શય્યામાં સૂઇ રહ્યો. ઘણા સમય સુધી તેને નિદ્રા આવી નહિ. માત્ર નિર્મળાગૌરીના મુખનું તે ક્ષણે ક્ષણે સ્મરણ કરવા લાગ્યો.

---

## પ્રકરણ ૨૫ મું.

### પુણ્યાત્માનો નમુનો !

કૃષ્ણુલાલ જ્યારે જાગ્રત થયો ત્યારે સૂર્યોદય થયો હતો. ત્રણે દિશાની દિવાલમાં બન્ને બારીઓ મળી એકંદરે છ બારીઓ હતી. સઘળી બારીઓ ખુલ્લી હતી. શય્યામાં પડયો પડયો કૃષ્ણુલાલ બારીમાંથી થઇને બહાર દૃષ્ટિ દોડાવવા લાગ્યો. આંબો જાંબુડો વગેરે વિવિધ પ્રકારનાં વૃક્ષોનાં પાંદડાં વાયુથી હાલી રહ્યાં હતાં. આંબા ઉપર અસંખ્ય કેરીઓ ઝુલી રહી હતી. ઘણી ખરી હજી લીલા રંગનીજ કેરીઓ હતી, માત્ર નજીવી પીળાશ જણાતી હતી. કૃષ્ણુલાલ પડયો પડયો ઉદ્યાનમાંના વૃક્ષોને જોવા લાગ્યો તથા વિચારવા લાગ્યો કે, "આ સઘળી મ્હારી મિલકત છે. આ સઘળીનો માલિક માત્ર હું એકલોજ છું."

જે ઓરડામાં કૃષ્ણુલાલ સુઇ રહ્યો હતો તે ઓરડો તેણે ગઇ રાત્રે બરાબર નિહાળ્યો નહોતો. આ સમયે તેણે જોયું કે, એ ઓરડો કીંમતી સરસામાનથી સુસજ્જિત હતો. કેટલક દૂર એક ગોળાકાર ટેબલ પડયું હતું. તેનો ઉપરનો ભાગ આરસ પત્થરથી જડી લીધેલો હતો. તેના નીચેના મધ્યભાગમાંથી એક નક્શી કાર્ય કરેલો પાયો વાંકો વળી જમીન સુધી પહોંચ્યો હતો; તેમજ તેજ પાયો જમીન સુધી અડતાં અડતાંમાં ત્રણ શાખામાં વિભક્ત થયો હતો. એ ટેબલ સીસ-

મના લાકડાનું બનેલું હતું. ચારે તરફની દિવાલના ઉપરના ભાગમાં રેશમી કપડાની ઝાલર ઝૂલી રહી હતી. એક મ્હોટો આયનો દિવાલના મધ્યભાગમાં જડેલો હતો. આ આયનો એટલો મ્હોટો હતો કે કૃષ્ણુલાલનું તેના પલંગસહ તેમાં પ્રતિબિંબ પડતું હતું. એ આયનાની ફ્રેમ ચાંદીની બનાવવામાં આવી હતી. કેટલીક છબીઓ યથાસ્થાને ટાંગવામાં આવી હતી. એ સઘળી વિલાયતી છબીઓ હતી.

આ સઘળો સરસામાન કૃષ્ણુલાલ જોવા લાગ્યો, તથા મનમાં ને મનમાં વિચારવા લાગ્યો:-" આ સઘળાનો માલિક માત્ર હું એક-લોજ છું."

કૃષ્ણુલાલે પલંગમાંથી ઉઠી ઓરડાનું પ્રવેશદ્વાર ઉઘાડયું એટલે બે નોકરોએ એકદમ ઉભા થઇ જઇને તેને પ્રણામ કર્યાં. એક નોકર કૃષ્ણુલાલને હાથ મ્હોં ધોવાની ઓરડીમાં લઇ ગયો. બીજો નોકર શય્યાગૃહમાં પહેરો ભરવાને ઉભો રહ્યો.

થોડા સમય પછી કૃષ્ણુલાલ શય્યાગૃહમાં પાછો ફર્યો તો તેણે જોયું કે, કારભારી ત્યાં બેઠા બેઠા તેની રાહ જોઇ રહ્યા હતા. કૃષ્ણુ-લાલને જોઇ તેમણે કહ્યું:—" ભાઇ ! ચાલો નર્મદાસ્નાન કરી આવીએ. હજામ આવ્યો છે; ક્ષૌર કરાવી લ્યો."

નોકરે બહાર છજામાં એક ખુરસી ગોઠવી. કૃષ્ણુલાલે નરસુંદરના હાથમાં આત્મસમર્પણ કર્યું.

સ્નાન કરીને પાછા ફરતાં આઠ વાગી ગયા. કૃષ્ણુલાલને અંતઃ-પુરમાં મૂકીને કારભારી તેમના બેઠકખાનામાં જવા તૈયાર થયા. કૃષ્ણુલાલે કહ્યું:—" કાકા ! જાઓ છો ક્યાં ?—અહિં પૂજા કરી લઇ જમી પરવારીનેજ જાઓ."

કારભારીએ કહ્યું:—" ના ભાઇ ! અત્યારે મ્હારે કેટલાંક તાકીદનાં કામ કરવાનાં છે. હું ઘેર જઇને પૂજા કરીશ. તમે જમી પરવારશો તે પહેલાં તો હું પાછો આવીશ."

કૃષ્ણુલાલે કહ્યું:—" ઠીક; પરંતુ આજે સ્હાંજે આપને અહિંજ જમવું પડશે, કાકા !"

" વારૂં, જમીશ "—કહી કારભારી ચાલ્યા ગયા.

કૃષ્ણુલાલ પૂજા કરવાની ઓરડીમાં જઇ તેને માટે તૈયાર રાખ-વામાં આવેલા આસન પર બેઠો. યોગમાયા થોડે દૂર બેસીને ચંદન ઘસતી હતી.

યોગમાયાને પોતાની પાસે હાજર જોઇને કૃષ્ણુલાલ ગભરાયો. તે બ્રાહ્મણનો પુત્ર હતો.—ગાયત્રી ભૂલી ગયો નહોતો—પરંતુ સંધ્યાનો મંત્ર તેને બિલકુલ આવડતો નહોતો. જ્યારે તેને જનોઇ દેવામાં આવી ત્યારે એક વર્ષ સુધી નિયમિત ભાવે તેણે સંધ્યા કરી હતી–પરંતુ તે પછી તેણે એક પણ દિવસે સંધ્યા કરી નહોતી. ક્યારે જળ લઇને મસ્તકપર છાંટવું જોઇએ, ક્યારે નાસિકા દબાવવી જોઇએ, ક્યારે નેત્રો મીંચી ધ્યાનમગ્ન થવું જોઇએ, ક્યારે જનોઇ બન્ને હાથમાં પકડી રાખવી જોઇએ–એમાંનું કાંઈ પણ તેના સ્મરણમાં નહોતું. જો યોગમાયાની હાજરીમાં સંધ્યા કરવાનો ઢોંગ કરવામાં આવશે તો કદાચ પોતાનું પોકળ પ્રકાશમાં આવશે એવા વિચારથી કૃષ્ણુલાલે જનોઇને હાથ અડકાડી રાખીને ૧૦૮ વખત ગાયત્રી મંત્રનો જપ કર્યો, અને ત્યાર પછી તે ઉઠી જવાની તૈયારી કરવા લાગ્યો.

યોગમાયાએ પૂછ્યું:—" કેમ ભાઇ ! પરવાર્યો કે ? "

કૃષ્ણુલાલ:—હા માજી.

યોગમાયા:—ત્યારે ચાલ, હું ત્હારા ભોજનની વ્યવસ્થા કરૂં.

જમી પરવારીને કૃષ્ણુલાલ પોતાના બેસવાના ઓરડામાં જઇને ધુમ્રપાન કરવા લાગ્યો. તેના મનમાં એવી આશા હતી કે, કદાચ નિર્મળાગૌરીની મુલાકાત થશે. આથી તે વચ્ચે વચ્ચે ઉત્સુકતાથી દ્વાર તરફ દ્રષ્ટિ કરતો હતો; પરંતુ નિર્મળાગૌરી આવી નહિ–આવ્યો માત્ર એક નોકર. નોકરે આવીને કહ્યું:—" મ્હોટા ભાઇ ! કારભારીજી આપને તેમના બેઠકખાનામાં બોલાવે છે. બહાર અનેક લોકો આપની મુલાકાત કરવાને આવ્યા છે. એક વખત બહાર પધારો તો ઠીક. "

કૃષ્ણુલાલે ગંભીરતાથી કહ્યું:—" ઠીક, જા જઇને કહે કે થોડા વખતમાંજ આવું છું. "

આજે ઘણા લોકો મુલાકાત કરવા આવશે એવું અનુમાન કૃષ્ણુલાલે પ્રથમથીજ કર્યું હતું. તેમની સાથે કેવો વ્યવહાર ચલાવવો તેનો પણ તેણે પ્રથમથી વિચાર કરી રાખ્યો હતો. આજ તેને માટે અતિ ભયંકર પરીક્ષા હતી. આ સ્થળેજ પ્રબળ આશંકા હતી–ગામના જે જે લોકો મુલાકાત કરવા આવ્યા છે–તેમાંના કેટલાક એવા પણ હોવા જોઇએ કે, જેમની સાથે મુળજીભાઇની થોડા ઘણા પ્રમાણુમાં માયા–પ્રીતિ હોવી જોઇએ; પરંતુ કૃષ્ણુલાલ એ બધા રહસ્યને જાણી

શક્યો નહોતો; કેમકે મુળજીભાઈના જીવનચરિત્રમાં એ સંબંધીની વિશેષ માહિતી નહોતી.

ઇશ્વરનું સ્મરણ કરી, કૃષ્ણલાલ જ્યાં બધા લોકો એકત્ર થયા હતા ત્યાં જઇને બેઠો. અત્યંત સાવધાનતાથી તે વાતચિત કરવા લાગ્યો. કારભારી વચ્ચે વચ્ચે કેટલાક લોકોની ઓળખાણ આપવા લાગ્યા. જીવનચરિત્રમાંથી જ્યાં આગળ થોડી ઘણી સહાયતા મળે તેમ હતી ત્યાં આગળ તેનો સદુપયોગ કરવાને કૃષ્ણલાલ ભૂલતો નહિ. તેના સૌભાગ્યે ગામની સ્કુલનો મહેતાજી પણ આવ્યો હતો. એ માણસ નૂતન હતો; તેથી કૃષ્ણલાલે ઘણીખરી વાતચિત તેની સાથેજ કરવા માંડી. હમણાં નિશાળની સ્થિતિ કેવી છે, વિદ્યાર્થીઓ કેટલા છે, વાર્ષિક પરીક્ષાનું પરિણામ કેવું આવ્યું હતું વગેરે વિષયોને અનુસરતી વાત તે કરતો હતો. એક દિવસ નિશાળની વિઝીટ લેવાની મહેતાજીએ કૃષ્ણલાલને પ્રાર્થના કરી. કૃષ્ણલાલે પ્રસન્નતાસૂચક ભાવે એ પ્રાર્થનાને માન્ય કરી. આવી રીતે અડધો કલાક વીતી ગયો. વિશેષ સમય વીતી ગયેલો જાણી કેટલાક ગૃહસ્થો એકે એકે ઉઠયા. કૃષ્ણલાલે પણ છુટકારાનો એક શ્વાસ ઘણે ધીમેથી મૂક્યો.

સૌ કોઇના વિદાય થઇ ગયા પછી કારભારીએ કહ્યું:—"ભાઈ! પિતાશ્રીના ગત થયાને આજકાલ કરતાં લગભગ બે વર્ષ થઇ ગયાં-છે. આ બે વર્ષમાં જે કાંઇ કર્યું છે, તે મ્હેંજ કર્યું છે. જોનાર-સાંભળનાર માણસ તો કોઈ નહોતું. હું વૃદ્ધ માણસ છું કોણ જાણે કે કદાચ ભૂલચુક પણ થઈ હોય; માટે આ બે વર્ષનો હિસાબ તમે તપાસી લ્યો તો સારૂં."

કૃષ્ણલાલે કહ્યું:—"કાકા! આપના કાગળપત્રો તથા આપના હાથનો હિસાબ હું શું જોવાનો હતો અને શું સમજવાનો હતો? અત્યાર સુધી આપ જે કરો છો તે થયા કરે છે, તથા ભવિષ્યમાં આપ જે કરશો તેજ થયા કરશે."

કારભારી:—હું તો આજકાલ કરતાં ત્રીસ વર્ષથી કરૂં છુંજ ને? તે છતાં હિસાબી કાર્યમાં તો બે આંખોને બદલે ચાર આંખો ફરે એમાં કલ્યાણ છે.!

કૃષ્ણલાલ:—કાકા! હિસાબી કાર્યમાં આપ મ્હને જેટલો હોશિયાર ધારો છો તેટલો હોશિયાર હું નથી—અને ધારો કે કદાચ

હોશિયાર હોત તો પણ શું ? જો કદાચ આપનાથી કાંઇ ભૂલચુક થઇ હશે તો કોઇ દિવસે આપની ભૂલ આપનીજ નજરે પડશે.

કારભારી:—ભાઇ ! આંખોનું તેજ કાંઇ હંમેશાં સમાન રહે-છે કે ? મ્હારી લગભગ સાઠ વર્ષની ઉમર થવા આવી છે ! તમે એક વખત લક્ષ્યપૂર્વક બધું તપાસી લીધું હોત તો હું કાંઇક નિશ્ચિંત થાત. દ્રવ્ય એ બહુ સારી વસ્તુ નથી !

કૃષ્ણુલાલ:—એ સારી વસ્તુ નથી માટે તો હું આ સંસારની તેમજ દ્રવ્યની માયા છોડી દઇ ચાલ્યો ગયો હતો; પરંતુ હું આપને ભૂલી શક્યો નહિ; વળી હવે જ્યારે હું પાછો સંસારબંધનમાં બંધાયો છું ત્યારે હાથ પગમાં એક દિવસે રૂપાની બેડીઓ પહેરવીજ પડશે; પરંતુ મ્હને શા માટે જલદીથી એ બેડીના બંધનમાં બાંધવાની ઇચ્છા રાખો છો ?

જો કે મ્હોડેથી કૃષ્ણુલાલે આ વાક્યો ઉચ્ચાર્યાં ખરાં—પરંતુ વિષય-સંપત્તિ કેટલી છે—રોકડ રકમ કેટલી છે એ વગેરે જાણુવાને તે ઘણો ઉત્સુક હતો.

કારભારીએ કહ્યું:—" ભલે ત્યારે, હમણાં તમારી હિસાબ કિતાબ તપાસી લેવાની ઇચ્છા ન હોય તો પિતાશ્રીનું શ્રાદ્ધ થઇ ગયા પછી તપાસી લેજો. ત્યાર પછી પ્રથમ કાર્ય કલેકટર પાસે નામ અને જડજ સાહેબ પાસે સર્ટિફિકેટ માટે દરખાસ્ત કરવાનું છે. કંપનીના જે કાગળો છે તેને માટે ચિંતા રાખવાની કાંઈ જરૂર નથી. માત્ર મુંબાઇ બેંકમાં જે રૂપિયા જમા છે તે સર્ટિફિકેટ નહિ હોય તો તમારા નામ પર જમા થશે નહિ."

કૃષ્ણુલાલે બની શકે તેટલી ગંભીરતા ધારણુ કરીને પૂછયું:— "મુંબાઇ બેંકમાં કેટલા રૂપિયા છે ?"

કારભારી:—ત્રીસહજારની ઉપર.

કૃષ્ણુલાલ:—અને કંપનીના કાગળ ?

કારભારી:—લગભગ ત્રણુ લાખ.

આવી મ્હોટી રકમોની વાત સાંભળી માસિક ૨૦ રૂપિયાનો પગાર મેળવતા રેલ્વે નોકર કૃષ્ણુલાલનું મસ્તક ભમી ગયું. તે મનમાં ને મનમાં બોલવા લાગ્યો:—" એકંદરે સવાત્રણુ લાખના આશરાની રકમ થઈ ! "

કૃષ્ણલાલ મનમાં ને મનમાં વિચારવા લાગ્યો:–" એ નગદ રૂપિયા મ્હારે હસ્તગત થશે–એટલે પછી હું બીજું કાંઈ ઇચ્છતો નથી. જમીનદારીનું કાર્ય ઘણી ગરબડ અને શ્રમ ભરેલું છે. આપણે કાંઈ એવી મહેનત કરવાની જરૂર નથી!" આમ વિચારી તેણે ધીમે સ્વરે કહ્યું:—" કાકા! જો કે હું ગૃહસ્થાશ્રમમાં પાછો આવ્યો છું ખરો–પરંતુ આ બધી ખટપટ કરવાનું કામ મ્હને રૂચિકર થઇ પડશે નહિ. મ્હારો જે સમય આ બધી ખટપટ કરવામાં જાય તેમ છે તે સમય જો હું પૂજા, આન્હિક, શાસ્ત્રપાઠ અને તીર્થાટન કરવામાં ગાળીશ તો વિશેષ સુખી રહી શકીશ."

કારભારીએ કહ્યું:—" એમ તે બને કે, ભાઇ? તમારી વિષય-સંપત્તિનું તમે રક્ષણ ન કરો–તેની દેખરેખ તમે ન રાખો તો બીજું કોણ રાખે? હું વૃદ્ધ થયો છું. હવે હું કેટલા દિવસ જીવવાનો છું? જો આ સમયે ન્હાનાભાઇ જીવતા હોત તો તેમને સઘળું બતાવી દઇને આપણે બન્ને તીર્થયાત્રા કરવા નીકળી પડત." આ વાક્યો બોલતાં બોલતાં કારભારીનું ગળું ભરાઈ આવ્યું. તેમનો કંઠસ્વર સહજ કંપવા લાગ્યો.

કારભારીને ચિંતાતુર બની ગયેલા જોઇ કૃષ્ણલાલ પણ ચિંતાતુર મ્હોં કરીને બેસી રહ્યો. કેટલાક સમય સુધી નીચી નજરે બેસી રહ્યા પછી તેણે કહ્યું:—" કાકા! આપ ધર્મકર્મ કરો તથા પરલોક સુધારવાનું કાર્ય કરો તેમાં અડચણ કરૂં એવો હું પાપી નથી; તો પણ એટલું હું આપને કહું છું કે, મ્હારો જીવ પણ એ બાજુ તરફ વિશેષ આકર્ષાય છે. વિષય–સંપતિ તરફ આકર્ષાતો નથી.

કારભારીએ કહ્યું:—"ઠીક ભાઈ! તમારી પણ ઉંમર થાય એટલે તમે એવાં પુણ્યકાર્યો બેલાશક કરજો. હમણાં તો ગૃહસ્થાશ્રમ ધર્મનું પાલન કરો. ઈશ્વર બે ચાર બાળકો આપે તેમને મનુષ્ય બનાવો. ત્યાર પછી તેઓ યોગ્ય નિવડે એટલે તમે પણ તમારો પરલોક સુધરે એવાં કાર્યો કરજો."

" ઈશ્વર બે ચાર બાળકો આપે." એ શબ્દો સાંભળવામાં આવતાં, ગઈ રાત્રે જોયેલું નિર્મળાગૌરીનું અશ્રુપૂર્ણ મુખમંડળ કૃષ્ણલાલના સ્મરણમાં આવ્યું. તેને બીજી વખત જોવાની આશા રાખીને કૃષ્ણલાલ અંતઃપુરમાં તેની રાહ જોતો હતો; પરંતુ તેની આશા પૂર્ણ

થઈ નહોતી. આહાર કર્યાં પછી એ મુખ પાછું પુનઃ નજરે પડશે એવી નુતન આશા તેના અંતરમાં આંદોલિત થવા લાગી.

સ્હાંજે યથા સમયે નોકરે આવી ભોજન તૈયાર થયાના સમાચાર કહ્યા. તરતજ કારભારીને સાથે લઇને કૃષ્ણુલાલે અંતઃપુરમાં પ્રવેશ કર્યો.

## પ્રકરણ ૨૬ મું.

## મુંબાઇ જવાનો વિચાર.

ભોજન કરી રહ્યા પછી કૃષ્ણુલાલ કારભારીને સાથે લઇને પોતાના બેઠકખાનામાં ગયો. રામો હુક્કો ભરીને આપી ગયો. એક મ્હોટી આરામ ખુરસીમાં આડા પડીને કારભારી ધુમ્રપાન કરવા લાગ્યા—કૃષ્ણુલાલ એક સોફાપર બેઠો બેઠો તેમની સાથે વાતચિત કરતો હતો. પાસેજ એક ટેબલપર ચાંદીની તાસકમાં કેટલાંક પાન તૈયાર કરીને મૂકી રાખવામાં આવ્યાં હતા. વાતચિત કરતાં કરતાં કૃષ્ણુલાલ તેમાંથી એક એક પાન લઇને મ્હોમાં મૂકતો હતો.

જમીનદારી સંબંધીની વાત વધારે થઇ. કારભારીએ કહ્યું:— " મુંબાઇ જઇને નામ બદલાવવાને માટે દરખાસ્ત કર્યા પછી કલેકટર સાહેબની સાથે એક વખત મુલાકાત કરવી પડશે. "

કૃષ્ણુલાલઃ—મ્હારે કેવા પોષાકમાં તેમની સાથે મુલાકાત કરવી?

કારભારીએ કહ્યું:—"હું પણુ તેજ વિચારૂં છું. ભગવાં વસ્ત્રો એવે ઠેકાણે સારાં લાગે નહિ. "

કૃષ્ણુલાલઃ—જયારે મઠમાં હતો ત્યારે સાહેબ સુબાની મુલાકાત કરવાનો પ્રસંગ આવે તોંપણુ આ ભગવાં વસ્રો પહેરીનેજ કરતો.

કારભારીઃ—ભગવાં વસ્ત્રોમાં શું શું પહેરતા હતા. ?

કૃષ્ણુલાલઃ—ભગવા ધોતીયાની ઉપર ભગવી રેશમી કફની; માથાપર ભગવા રંગનો રેશમી ફેંટો અને પગમાં ભગવા રંગનાં મોજાં અને બદામી રંગના જોડા.

કારભારીઃ—એ સઘળાં વસ્રો તમે અહિં લાવ્યા છો ?

કૃષ્ણુલાલઃ—ના.

કારભારી:—ત્યારે તો મુંબાઇથીજ તૈયાર ખરીદી લઈશું. થોડો ઘણો બીજો સરસામાન પણ ખરીદ કરવો પડશે.

કૃષ્ણલાલ:—હા એક વખત મુંબાઇ જવાની તો જરૂર છેજ. સિલ્લકે કેટલા રૂપિયા છે? એક મોટોરકાર પણ ખરીદી લાવવાની ઇચ્છા છે.

કારભારી:—મોટોરકાર? એની તો ઘણી કીંમત બેસે છે.

કારભારીનો સ્વર સાંભળી કૃષ્ણલાલ સમજી ગયો કે પોતે મોટોરકાર ખરીદે એ સંબંધમાં કારભારી નારાજ છે; તેથી તેણે ચાલાકીથી કહ્યું:-"ના ના હમણાં ભારે કીંમતની ખરીદવી નથી. વળી આવા ગામડા ગામમાં પંદર વીસ હજાર રૂપિયાની મોટોરકાર પણ બગડી ગયા સિવાય રહે નહિ. હમણાં તો પાંચેક હજાર રૂપિયાની કિંમતની ખરીદી લાવીશું."

કારભારીએ કહ્યું:-"ત્યારે એટલા રૂપિયા તો સિલ્લકે છે. ક્યારે જવા વિચાર છે તે કહો એટલે હું પણ મ્હારાં કાર્યોનો એ પ્રમાણે બંદોબસ્ત કરી નાખું."

કૃષ્ણલાલે વિચાર્યું:-"કારભારીને વળી આ શું સૂઝયું કે તેઓ મ્હારી સાથે આવાવાની ઇચ્છા રાખે છે? જો એમ હોય તો ના ભોગજ મળે! મુંબાઈમાં થોડા ઘણા ઓળખીતા માણસો મળી જાય એવો સંભવ છે. કોઇ જો કદાચ મ્હને જોતાંજ "કેમ કૃષ્ણુ-લાલ!" કહીને બધું કારસ્થાન જાહિર કરી નાખે તો?" આમ વિચારી તેણે કહ્યું:-"ક્યારે જવુંછે તેનો હજી સુધી મ્હેં કાંઇ નિર્ણય કર્યો નથી. કદાચ કાલે પણ જઉં!" કૃષ્ણલાલ એમ ધારતો હતો કે, જો પોતે જલદીથી જવાની વાત કરશે તો કારભારી તેમનું કામકાજ આટોપી પોતાની સાથે આવી શકશે નહિ.

કારભારીએ કહ્યું:—"જો કાલેજ જવાનો વિચાર હોય તો મ્હને વિશેષ અડચણ પડશે નહિ. પાછા આવ્યા પછી પણ કામ કાજ કરીશ તો ચાલી શકશે. પાંચ સાત દિવસ કરતાં વિશેષ વિલંબ થશે કે?"

કૃષ્ણલાલે થોડા સમય સુધી વિચાર કરવાનો ઢોંગ કરીને અંતે કહ્યું:—"હા બહાર નીકળ્યા પછી દિવસોનો હિસાબ કેવી રીતે રહી શકે? દશ બાર દિવસ પણ થઈ જાય. કૃષ્ણપક્ષની ચતુર્થીને દિવસે

પિતાશ્રીનું શ્રાદ્ધ છે એ સંબંધીની પણ સઘળી વ્યવસ્થા કરવી પડશે ને ? આપ પિતાશ્રીના શ્રાદ્ધ સુધી અહિં રહો નહિ તો કદાચ અંતે હરકત વેઠવી પડે."

કારભારી સમજી ગયા કે, પોતાને સાથે લઈ જવાને કૃષ્ણલાલ નારાજ છે. તેઓ મનમાં ને મનમાં આશ્ચર્ય પામ્યા. કૃષ્ણલાલે પોતાનો એક સદાચારપરાયણ બ્રહ્મચારી તરીકે પરિચય આપ્યો હતો; તેથી કારભારી કૃષ્ણલાલના વચનોનું સત્ય રહસ્ય સમજી શક્યા નહિ; પરંતુ શું કરે ? ઉપાય નહોતો. આજે સ્હવારેજ યોગમાયાએ તેમને વિશેષ સાવધાન કરતાં કહ્યું હતું કે:—"એક પ્રકાર સંબંધી ઘણા સાવચેત રહેજો—હમણાં થોડા દિવસ સુધી ભાઇને એકલા કોઇ પણ સ્થળે જવા દેશો નહિ જો કદાચ ભરૂચ—સુરત કે મુંબાઇ જવાની ઈચ્છા દર્શાવે તો તમે પણ સાથે જજો. મનની ગતિ કયારે કઇ તરફ દોડે છે તે પ્રથમથી કહી શકાતું નથી. ફરીથી તે પલાયન ન કરી જાય એ માટે આપણે અતિ સાવધાન રહેવાની જરૂર છે !" આથી ફરીને કારભારીને પણ ચતુરાઈ વાપરવી પડી. તેમણે કહ્યું:— "તમે ઠીક યાદ કરાવ્યું. કૃષ્ણપક્ષની ચતુર્થીને દિવસે શ્રાદ્ધ છે—એ મ્હને અત્યારે સ્મરણમાં નહોતું. જે કાંઇ સરસામાન લાવવાનો છે તેમાંનો ઘણો ખરો મુંબાઇથીજ લાવવો છે; માત્ર સીધું ભરૂચથી લાવવાનું છે. દાનદક્ષિણાને આપવાનાં કપડાં, મેવો, મીઠાઇ વગેરે મુંબાઇથીજ લાવવામાં આવે છે."

કૃષ્ણલાલે વિચાર્યું કે, કારભારી સાથે આવ્યા વિના રહેનાર નથી !—ગમે તેમ હોય—વખત આવ્યે સૌ થઈ રહેશે. અત્યાર સુધીમાં નિર્મળા જમી રહી હશે—જમ્યા પછી તે કદાચ પોતાની પાસ આવશે. આમ વિચારી એક ક્ષણ શાન્ત રહી પછીથી તેણે પોતાનાં નેત્રો મીંચ્યાં.

કારભારીએ આ પ્રકાર જોયો. તેમણે કહ્યું:—"હમણાં તો તમે વિશ્રામ લ્યો—હું ઉઠું છું; અહિંજ પલંગ બિછાવવાનું કહી દઉં કે ?"

કૃષ્ણલાલ:—હા, કહી દો.

કારભારી "રામલા—ઓ રામલા—" બોલતા બોલતા બહાર નીકળ્યા.

—•—

## પ્રકરણ ૨૭ મું.

### ભૂલશો નહિ !

કૃષ્ણલાલની આકાંક્ષા પૂર્ણ થઈ. થોડા સમયમાંજ શરમાળ નિર્મળાગૌરી તેની પાસે આવી પહોંચી. તેણે આસ્માની રંગની એક સાડી પહેરી હતી, તથા એક તસતસતી ચોળીમાં તેણે પોતાના નિતંબોને છુપાવ્યા હતા. તેના હાથમાં સોનાની બબ્બે બંગડીઓ હતી. કંઠમાં એક મોતીની માળા હતી. પગમાં ફેન્સી સાંકળા પહેર્યા હતાં. આ સિવાય બીજો એક પણ અલંકાર તેણે પહેર્યો નહોતો.

નિર્મળાગૌરીને જોઇ કૃષ્ણલાલે પૂછયું:—"કેમ, અત્યાર સુધી કયાં હતી ?"

નિર્મળાગૌરી—દેવમંદિરના ઓરડામાં હતી.

આટલો ઉત્તર આપી નિર્મળા શાંતિથી ઉભી રહી.

કૃષ્ણલાલઃ—બેસ.

નિર્મળાગૌરીએ શરમાઈ જઈ ખુલ્લા દ્વાર તરફ દ્રષ્ટિ કરી. કૃષ્ણલાલે તેના મનનો ભાવ સમજી જઇ, ઉઠીને દ્વારપરનો પડદો તાણી દીધો. પછીથી તેણે એક ખુરસીપર બેસીને સ્હામે પડેલા સોફા તરફ આંગળી કરી કહ્યું:—"બેસ"

નિર્મળાગૌરીએ સોફાપર બેસીને ત્રુટક સ્વરે પૂછયું:—"તમે મુંબાઇ જવાના છો કે શું ?"

કૃષ્ણલાલઃ—હા વિચાર તો છે.

થોડા સમય સુધી શાન્ત રહી નિર્મળાગૌરીએ કહ્યું:—"હમણાં શા માટે જાઓ છો ?" નિર્મળાનો કંઠસ્વર ઘણોજ નમ્ર થઈ ગયો હતો.

કૃષ્ણલાલે ગુન્હેગારની માફક કહ્યું:—"કેટલુંક કામકાજ છે."

આ સમયે નિર્મળાગૌરીએ તેનું મ્હોં ઉચું કર્યું. અશ્રુથી ભરાઈ ગયેલાં દયાજનક નેત્રો તેણે કૃષ્ણલાલનાં નેત્રોપર સ્થાપિત કરી કહ્યું:—"તમે મુંબાઇ જવાના છો એ વાત સાંભળી માતાજી શોક કરે છે."

કૃષ્ણલાલે આતુરતાથી પૂછયું:—"માતાજી શોક કરે છે ! શા માટે ?" નિર્મળાગૌરીએ ઉત્તર આપ્યો:—"તમે હમણાં શા માટે જાઓ છો ! કારભારી કાકા જાય છે. તમારે જે કાંઇ જોઇતું

હોય તેની નોંધ તેમને કરી આપો એટલે તેઓ ખરીદી લાવશે. ”

કૃષ્ણલાલે ધીમે સ્વરે કહ્યું:—“ કેટલાક કપડાં તૈયાર કરાવવાનાં છે. જાતે ગયા સિવાય–”

નિર્મળાગૌરીએ કહ્યું:—“ કપડાંને માટે તમારે જવાની શી જરૂર છે ? કારભારી કાકા મુંબાઇમાં સૌથી મ્હોટામાં મ્હોટી દુકાનો એથી કાપડ ખરીદી એકાદ પ્રખ્યાત દરજીને સાથે લેતા આવશે. તમે અહિંજ દરજીને માપ આપી તમને પસંદ પડે એવાં કપડાં સીવડાવી લેજો. ”

કૃષ્ણલાલે થોડા સમય સુધી શાંત રહ્યા પછી કહ્યું:—“ ઠીક ત્યારે, તેમજ કરીશ. માતાજીને જો દુઃખ થતું હોય તો હું જઇશ નહિ.” આ પ્રમાણે કહી, એક પાન લઇને કૃષ્ણલાલે પોતાના મ્હોમાં મૂક્યું. પછીથી તાસક નિર્મળાગૌરી તરફ સરકાવીને તેણે કહ્યું:— “ પાન ખા. ”

નિર્મળાગૌરીએ પોતાનો કંપતો હાથ લંબાવીને એક પાન લીધું. તે પાન એ હાથમાંજ ઝાલી રહી–ખાધું નહિ.

કૃષ્ણલાલે પૂછ્યું:—“ તું જમી ? માતાજી જમ્યાં ? ”

નિર્મળાગૌરી:—ના, અમે જમવા બેસતાં હતાં એવામાં કારભારી કાકાને મ્હોડે તમારી મુંબાઈ જવાની વાત સાંભળી માતાજી રૂદન કરવા લાગ્યાં.

કૃષ્ણલાલે સ્મિત હાસ્ય કરી કહ્યું:—“ તેથીજ માતાજીએ તને મ્હારી પાસે મોકલી છે, કેમ ? ”

નિર્મળાગૌરીએ મસ્તક હલાવી હકારમાં ઉત્તર આપ્યો.

કૃષ્ણલાલ:—નહિ તો તું હમણાં આવત નહિ કેમ ?

આ પ્રમાણે કહીને કૃષ્ણલાલ મૃદુ હાસ્ય કરવા લાગ્યો. નિર્મળાગૌરીએ આ પ્રશ્નનો કાંઇ ઉત્તર આપ્યો નહિ. તેના અધરપર સહેજ લજ્જાપૂર્ણ હાસ્ય પ્રકાશી નીકળ્યું.

આ સમયે બહારથી રામલાએ પૂછ્યું:—“ નિર્મળા બ્હેન ! મ્હારા મ્હોટા ભાઇની પથારી આજે ક્યાં કરવી છે ? ”

“ ઉભો રહે, હું આવું છું ” આમ કહીને નિર્મળાગૌરીએ કૃષ્ણ-

લાલને પૂછ્યું:-"માતાજીના ઓરડામાં તમારૂં બિછાનું બિછાવવાનું કહું કે અહિંજ બિછાવવાનું કહું?"

કૃષ્ણલાલ:-અહિંજ બિછાવવાનું કહે. હું અહિંજ સૂઈ રહીશ. આ ઓરડામાં પલંગાદિ કાંઈ નહોતું.

નિર્મળાગૌરીએ દ્વાર પાસે જઇને કહ્યું:-"રામા! આ ઓરડામાંજ તેઓ સુઇ રહેશે. એક હલકો પલંગ લઇ આવી અહિંઆંજ તેમનું બિછાનું બિછાવ."

રામો ચાલ્યો ગયો. નિર્મળાગૌરી પાછી આવીને સોફા ઉપર બેઠી. બીજી કેટલીક વાતચિત થયા પછી કૃષ્ણલાલે કહ્યું:-"ફરીથી ત્હારૂં દર્શન ક્યારે થશે?"

"કેમ, શું કામ છે?"

"તને જોવાને જીવ તલપ્યા કરે છે, માટે"

નિર્મળાગૌરીએ સ્મિત હાસ્ય કરી કહ્યું:—"જાઓ જાઓ!"

"ત્યારે મ્હારા શબ્દોપર તને વિશ્વાસ નથી?"

"ના"

"અવિશ્વાસનું કાંઇ કારણ?"

નિર્મળાગૌરી શાંત રહી. કૃષ્ણલાલે પોતાના પ્રશ્નનો ઉત્તર સાંભળવાની હઠ લીધી. અંતે નિર્મળાગૌરીએ કહ્યું:—"મ્હને છોડીને તો તમે મુંબાઇ જતા રહેતા હતા!"

કૃષ્ણલાલ:—હું તો માત્ર બે દિવસને માટે જતો હતો.

નિર્મળાગૌરી:—જો મ્હારૂં દર્શન કરવાને જીવ તલપ્યા કરતો હોય તો બે દિવસને માટે પણ કેમ જાઓ?

આ સમયે રામાએ બહાર ઉભે ઉભે કહ્યું:-"નિર્મળા બ્હેન! પલંગ લઈ આવ્યો છું."

કૃષ્ણલાલ:—નિર્મળા! દેવિ! તું જા, જમી લે. વખત ઘણો થઈ ગયો છે. હું લગભગ બે કલાક પછી જાગ્રત થઇશ. ત્યાં સુધીમાં તાપ પણ નરમ થઈ જશે. એ સમયે તું આવીને અંતઃપુર તરફના બાગમાં મ્હને ફરવા લઇ જઇશ કે?

"બાગમાં ફરવા જઇશું?"

"હા-તું આવીશ એટલે જઈશું"

નિર્મળાગૌરીનું મ્હો શરમથી લાલચોળ થઈ ગયું. તેણે કહ્યું:-

"બન્ને જણાં સાથે જઇશું ? ના ના, કોઇ જુએ તો ? !"

"ત્યારે હું આગળ જઇશ અને તું પાછળથી આવજે; પછી કાંઇ હરકત છે ?"

"ના ના એમ પણ ન બને !"

કૃષ્ણલાલે દુઃખિત થઇને કહ્યું:—"ત્યારે તું નહિ આવે ?"

નિર્મળાગૌરીએ કહ્યું:—"ના, તમે એકલા આવજો. હું આગળથીજ ત્યાં જઇને બેસી રહીશ."

"જરૂર ?"

"જરૂર."

"જો ભૂલીશ નહિ હોં !"

"તમે પણ ભૂલશો નહિ." કહીને નિર્મળાગૌરી સ્મિત હાસ્ય કરી ચાલી ગઇ. તેના ગયા પછી રામાએ એક દાસી સાથે આવીને કૃષ્ણલાલ માટે પલંગ બિછાવ્યો.

---

## પ્રકરણ ૨૮ મું.

---

### નર્મદાની ગુપ્ત-કથા.

સંધ્યા સમયે કૃષ્ણલાલની સાથે બાગમાં નિર્મળાગૌરીની મુલાકાત થઈ ખરી; પરંતુ એ મુલાકાત માત્ર પાંચજ મિનિટને માટે થઇ. કૃષ્ણલાલ નિર્મળાગૌરીને શોધતો શોધતો તેની પાસે જઇ પહોંચ્યો એટલે નિર્મળાગૌરી શરમથી જડ જેવી બની ગઈ. જો કદાચ કોઈ આવી ચઢશે તો ? એવી આશંકાથી તેની દ્રષ્ટિ ચંચળ અને વ્યાકુળ બની ગઈ. સ્થિતિ વિચારી જઇને કૃષ્ણલાલે તેને મુક્તિ આપી. નિર્મળાગૌરી વૃક્ષોની પાછળ છુપાતી છુપાતી અંતઃપુરમાં ચાલી ગઇ. કૃષ્ણલાલ બાગની શોભા જોતો જોતો આમ તેમ ફરવા લાગ્યો.

સંધ્યા સમયને માત્ર થોડાજ સમયનો વિલંબ હતો એવામાં અંતઃપુરનાં પાછલા દ્વારમાં થઇને નર્મદા અને સીતા બહાર નીકળી નર્મદાના ઘાટ તરફ જવા લાગ્યાં. સીતા શુરૂઆતમાં નર્મદા સાથે વિશેષ સહવાસ રાખતી નહોતી. તે સમયે નર્મદા તેના દુઃખભારથી ઘણી

દુઃખિયારી હતી. સીતા પણ નિર્મળાગૌરીનું મન સંતુષ્ટ રાખવાનો પ્રયત્ન કરતી હતી; પરંતુ જ્યારથી નિર્મળાગૌરીએ સીતાની તરફ અપ્રસન્નતા દર્શાવવા માંડી ત્યારથી ધણે ધીમે ધીમે સીતા પણ નર્મદા તરફ આકૃષ્ટ થતી હતી. હમણાં થોડા દિવસથી તો નર્મદા અને સીતા નિર્મળાગૌરીનો સહવાસ વિશેષ સમયને માટે મેળવી શક્યાં નહોતાં–તેથી સીતા અને નર્મદાની વચ્ચેનો સંબંધ વિશેષ દૃઢ થયો હતો. સીતા ઘણી બુદ્ધિમતી હતી–તે સારી રીતે સમજી શકી હતી કે, નર્મદાનું જીવન એક પ્રકારના ગૂઢ રહસ્યથી ઢંકાઇ રહેલું છે. એ રહસ્યનો ભેદ કરવાને હમણાં હમણાં સીતા અનેક પ્રકારના યત્ન કરતી હતી; પરંતુ અદ્યાપિ તે કૃતકાર્ય થઈ નહોતી.

સૂર્ય ભગવાન્ અસ્તાચળમાં ઉતરી પડયા હતા. નર્મદાના શીતળ જળરાશીમાં સ્નાન કરી બન્ને યુવતીઓ ઘાટપર આવીને બેઠી, તથા વાતચિત કરવા લાગી.

નર્મદાઃ—નિર્મળા બ્હેન ઘણાં ખુશી થયાં છે, કેમ નહિ ?

સીતાઃ—ભાગ્યચક્રના આવા આનંદજનક પરિવર્ત્તનથી કોણ ખુશી ન થાય ? તું ન થાય કે ?

આ પ્રશ્ન નર્મદાને પસંદ પડયો નહિ. સીતા પણ સમજી ગઇ કે, તેનો પ્રશ્ન નર્મદાને ઠીક લાગ્યો નથી; તેથી તેણે વાત ફેરવી નાખવાના ઉદ્દેશથી કહ્યું:—" પરંતુ મુળજીભાઇને જ્યારે વ્રત હતું–છ માસ સુધી વ્રતને આધીન રહેવાનું હતું–ત્યારે પછી આટલી બધી ઉતાવળથી આવવાની શી જરૂર હતી ? છ માસ પછીજ આવવું 'તું. આ એક પ્રકારનો અન્યાય નથી કે ? "

નર્મદાઃ—એમાં અન્યાય શાનો ? ઘેર વૃદ્ધ માતા જો એ છ માસમાંજ ન કરે નારાયણ ને સ્વર્ગસ્થ થાય તો પુત્રનું દર્શન પણ કરી શકે નહિ.

સીતાઃ—માતાજીનો વિચાર કરીને હું કહેતી નથી–મ્હને તો નિર્મળા બ્હેનનો વિચાર થયા કરે છે.

નર્મદાઃ—છ માસ વહેલા ઘેર આવ્યા એ નિર્મળાગૌરીને માટે સારૂં થયું છે એમ ન કહેવાય કે ? સ્વામી–સેવા કરવાની મળે–સ્વામીનું દર્શન કરવાનું મળે એ સ્ત્રીજાતિને માટે ઓછા સૌભાગ્યની વાત છે કે ?

સીતાએ કહ્યું:—"પરંતુ જો કદાચ એ ખરેખરા મુળજીભાઇ ન હોય તો ?"

નર્મદા આ શંકા ભરેલો પ્રશ્ન સાંભળી કંપી ઉઠી. તેણે કહ્યું:—"ના ના સીતા ! તું આવા શબ્દો ઉચ્ચારીશ નહિ. જો એ મુળજીભાઈ ન હોત તો ઘરનાં માણસો અત્યાર સુધીમાં તેમના-પર સંદેહ ન કરત કે ? વળી જો એ મુળજીભાઇ પોતે ન હોત તો તેઓ આવું વ્રત ન કરતા હોત, સમજી ?"

સીતા:—એ કપટી નથી એમ માત્ર એકલા વ્રતપરથી માની શકાય નહિ. વળી કપટી માણુસો પોતાનું કારસ્થાન ઉઘાડું ન થઈ જાય એ માટે ઘણા સાવચેત રહે છે, અને અનેક પ્રકારના ઢોંગ કરે છે.

નર્મદા:--ના ના, સીતા ! તું ભૂલે છે. આપણાં નિર્મળા બ્હેન સાક્ષાત સાવિત્રી સમાન છે. તેમનાપર ભગવાન્ કદાપિ નિષ્ઠુરતા કરે નહિ.

આટલી વાતચિત કરી બન્ને જણીઓ ઘાટપરથી ઉઠી ધીમે ધીમે બાગમાં થઇને અંતઃપુર તરફ જવા લાગી. નર્મદા આગળ ચાલતી હતી અને સીતા તેની પાછળ ચાલતી હતી.

થોડે દૂર જતાંજ નર્મદા એકાએક સ્તંભિત બની જઇને ઉભી રહી. સીતાએ આગળ જઇને જોયું તો થોડે દૂર કૃષ્ણલાલ ઉભો રહ્યો હતો. તેને જોતાંની સાથેજ સીતા પાછી ફરી ગઇ અને બીજે રસ્તે જવા લાગી. સીતાએ નર્મદાના મ્હોં સામું જોયું તો તેનું મ્હોં ફીકકું પડી ગયું હતું. તેના હાથ પગ કંપતા હતા. સીતાના તરફ દૃષ્ટિ કરી તેણે રૂંધાઇ ગયેલા સ્વરે પૂછ્યું:-"પેલું કોણ છે ?"

નર્મદાની એકાએક આવી વિચિત્ર સ્થિતિ જોઇને સીતાને ઘણું આશ્ચર્ય લાગ્યું. તેણે ઉત્તર આપ્યો:-"એ તો નિર્મળા બ્હેનના પતિ મુળજીભાઈ છે."

જો કે સીતાએ આવો નિશ્ચયસૂચક ઉત્તર આપ્યો; પરંતુ તેના અંતરનો સંદેહ ઘણો વધી ગયો; પરંતુ તેણે એ સંદિગ્ધભાવ નર્મ-દાને જણાવા દીધો નહિ. બન્ને જણીઓ ધીમે ધીમે એક જૂદે રસ્તેથી અંતઃપુરમાં ચાલી ગઈ, અને પોતપોતાના ઓરડામાં જઇને બેઠી. સીતા તેના ઓરડામાં બેઠી બેઠી આકાશ પાતાળના વિચારો

કરવા લાગી; પરંતુ તે કોઇ પણ પ્રકારનો નિશ્ચય કરી શકી નહિ. સીતાને એમ લાગ્યું કે નર્મદા અને મુળજીભાઈ તરીકે આવનાર યુવક વચ્ચે પ્રથમ કોઈ પણ પ્રકારનો સંબંધ હોવો જોઇએ, તથા બન્ને કારસ્થાન રચીને અહીં આવેલાં હોવાં જોઇએ.

રાત્રે નવ વાગ્યાના સુમારે કૃષ્ણલાલ જમવા બેઠો હતો. સ્હામે એક મ્હોટો લેમ્પ સળગી રહ્યો હતો. પાસેના અંધકારમય ઓરડામાં ઉભી રહીને નર્મદા ચુપકીદાથી કૃષ્ણલાલ તરફ જોઇ રહી હતી. એવા સમયે એકાએક પાછળથી સીતાએ આવી પહોંચીને તેનાં નેત્રો દબાવ્યાં.

નર્મદાએ કહ્યું:—"કોણ સીતા બ્હેન કે?"

સીતાએ નર્મદાનાં નેત્રોપરથી હાથ લઈ લીધો અને કહ્યું:- "એ તરફ શું જોઇ રહી હતી? તું એમને ઓળખે છે કે શું?"

નર્મદા:—જો પાછી ત્હેં ઠઠ્ઠા મશ્કરી કરવા માંડી કે? હું એમને ઓળખું છું, એમ ત્હેં શા ઉપરથી ધાર્યું?

સીતા:—મ્હેં ધાર્યું નથી–એમને મુખેજ સાંભળ્યું છે!

"એમણે કોની આગળ મ્હારી વાત કરી હતી?"

"નિર્મળા બ્હેનની આગળ."

નર્મદાએ આશ્ચર્ય પામીને પૂછ્યું:—"એમણે નિર્મળા બ્હેનને શું કહ્યું હતું?"

"કહ્યું હતું કે, હું એ સ્ત્રીને એક સમયે પિછાનતો હતો."

નર્મદાએ દ્રઢતાથી કહ્યું:—"સીતા! તું અસત્ય બોલે છે."

સીતા:—ત્યારે ખરી હકીકત તુંજ કહી દેને!

નર્મદા કાંઇ બોલ્યા ચાલ્યા સિવાય જલદીથી ત્યાંથી જતી રહી. પોતાના શયનાલયમાં જઈ, પથારીમાં સુઇ રહી તે રડી રડીને ઉશિકું ભીંજવવા લાગી!

એ દિવસે સીતાએ મધ્યરાત્રિને સમયે કેશવલાલ ઉર્ફે રતિ–વલ્લભને એક વસ્તૃત પત્ર લખ્યો, તથા લગભગ એક વાગતાં તેણે દીપક બુઝાવી શય્યાનો આશ્રય લીધો.



# પ્રકરણ ૨૯ મું.

## સીતાની સલાહ.

અમદાવાદ શહેરના રાયપુર લત્તાને જો મુંબઈના ડંકનરોડ સાથે સરખાવવામાં આવે તો તે વ્યાજબી છે. ડંકનરોડપર જે પ્રમાણે અસંખ્ય લોકો, સુરાપાન, વ્યભિચાર વગેરે નીચ કાર્યોમાં મસ્ત રહે છે તેજ પ્રમાણે અમદાવાદના રાયપુર જીલ્લામાં પણ આવાં નીચ કાર્યો ખાનગી રીતે થાય છે. ઉદીચ્ય બ્રાહ્મણ, વાણિયા, નાગર વગેરે ઉચ્ચજાતિના યુવકોજ આવાં નીચ કાર્યો કરવામાં અગ્રેસર હોય છે. આખા અમદાવાદ શહેરમાં રાયપુર જીલ્લોજ લુચ્ચાઇ, વ્યભિચાર, સુરાપાન, તોફાન વગેરે કાર્યોમાં સવિશેષ કુશળ છે. આ જીલ્લામાં એક બે મજલાના મકાનમાં આપણો પૂર્વપરિચિત કેશવલાલ ઉર્ફે રતિ–વલ્લભ આવીને રહ્યો હતો. ત્યાં આગળ તેને એક બે મિત્રો પણ એવા મળી ગયા હતા કે, જેઓ કેશવલાલની સાથેજ હમ્મેશા સંધ્યા સમયે ફરવા જતા હતા, અને લાલપાણીની મિજલસ ઉડાવતા હતા. ગાંજો સુદ્ધાં બાકી રહી જતો નહોતો. સખ્ત ઉનાળાને દિવસે પણ એ મિત્રમંડળમાં લાલપાણીની મિજલસ થતી હતી, અને આવા દુર્વ્યસનમાં કેશવલાલની કમાણીનો ધુમાડો થતો હતો.

બપોરના બાર વાગવાનો સુમાર થયો હતો. હજી સુધી મુંબાઇ તરફની પોષ્ટ આવી નહોતી. કેશવલાલ પોતાના ભાડાના મકાનમાં બીજે મજલે બેઠો બેઠો એક સિગાર ફુંકતો હતો અને આતુરતાથી પોષ્ટની રાહ જોતો હતો. થોડા સમયમાંજ પોષ્ટમેન આવી પહોંચ્યો તથા બે પત્ર અને બે વર્તમાનપત્ર મૂકી ચાલ્યો ગયો. કેશવલાલે એક પત્ર ખોલી વાંચી જોયો. ત્યાર પછી તેણે બીજો પત્ર વાંચવા માંડયો. બીજો પત્ર પ્રથમના પત્ર જેટલો વિસ્તૃત નહોતો. તેમાં માત્ર નીચેની હકીકત લખેલી હતી.

" પ્રિય રતિ–વલ્લભ !

આજે આપનો પત્ર પ્રાપ્ત થયો છે. મ્હેં જેવો સંદેહ કર્યો હતો તેવોજ સંદેહ આપે કર્યો છે જાણી આનંદ થયો છે. મ્હને આપે જે હકીકત પૂછી છે એ હકીકત સંબંધી હજી સુધી મ્હેં કાંઈ વિશેષ

માહિતી મેળવી નથી; બે ત્રણ દિવસમાં કારભારીજી મુંબાઈ જનાર છે. બીજું આપ મ્હને હજી પણ થોડા સમય સુધી અહીં રહેવાનું જણાવો છો; પરંતુ નિર્મળાગૌરીનો હવે મારા પ્રત્યે પૂર્વના જેવો પ્રેમ નથી. તેને 'સહચર' પ્રાપ્ત થયો છે એટલે હવે સહચરીની જરૂર રહી નથી! હજી પણ હું પુનઃ તમને જણાવું છું કે, મુળજીભાઇ તરીકે અહિં આવનાર યુવક ખરો મુળજીભાઇ નથી; વળી નર્મદાના ધાટપર તણાઇ આવેલી નર્મદા પણ તેનો પરિચય કોઇને આપતી નથી; માટે એ પણ કપટીઓના કારસ્થાનમાં શામિલ હોવી જોઇએ એવી મ્હારી ચોક્કસ ધારણા છે. જો કે તમારી વિધવા–વિવાહ કરવાની મહત્વાકાંક્ષા હવે પૂર્ણ થશે નહિ; પરંતુ આ દગાબાજ દુનિયામાં જો આપણે કપટીઓનું કારસ્થાન ખુલ્લું પાડી શકીશું તો પછી આપણે અપાર દ્રવ્ય મેળવી આપણું અવશેષ જીવન આનંદમાં પસાર કરી શકીશું. જો આ કારસ્થાનનો ભેદ પામી જઇ તમે આ બનાવટી મુળજીભાઇ પાસે આવીને એમ કહો કે "ભાઇસાહેબ! તમારી ચતુરાઇ મ્હારા જાણવામાં આવી ગઇ છે–મ્હારી પાસે સાક્ષીઓ સુદ્ધાં તૈયાર છે. હવે તો એક લાખ રૂપિયા આપો તોજ તમારૂં કારસ્થાન છુપું રાખું!" આમ કહો એટલે મુળજીભાઇનો રૂપિયા આપ્યા સિવાય છુટકો નહિ થાય. માટે એમનું કારસ્થાન જાણવા માટે બને એટલો યત્ન કરજો. પૈસા ખરચવા પડે તો બેલાશક ખરચજો. આપનો વિયોગ–વિરહવેદના હવે સહન કરી શકતી નથી. રાત્રિદિવસ–સ્વપ્નમાં જાગતાં–ઉઠતાં–બેસતાં માત્ર તમારી મનમોહન મૂર્તિ સ્મરણમાં આવે છે. અરેરે! મ્હારી યૌવનવાડી તમારા જેવા ભોક્તાના અભાવે સુકાઈ જાય છે. યૌવનરૂપી ગુલાબ તમારા જેવા દેવતાના ઉપયોગમાં નહિ આવતાં, ઉજડ જંગલમાં તેની સુગંધિ નિરૂપાયે ફેલાય છે. એક વખત દર્શન અવશ્ય કરાવી જજો. રૂબરૂ કેટલીક વાતચિત કરીશું.

લી. આપની ચરણસેવિકા,
સીતાના સ્નેહવંદન."

કેશવલાલ પત્ર વાંચી રહ્યો. સિગાર હાથમાં ને હાથમાં બુઝાઇ ગઇ હતી. તેના અંતરમાં આકાશ પાતાળના વિચારો ઉપજતા હતા. તેની પણ ખાત્રી થઈ હતી કે, "મુળજીભાઇ તે ખરો મુળજીભાઇ નહિ; પરંતુ કોઇ બનાવટી છે; પણ તેનો ખરો પત્તો ક્યાંથી

મેળવવો ? હવે તો ડિટેક્ટિવ થયા સિવાય શોધ લાગવી મુશ્કેલ છે. સીતાએ લખ્યું છે તો એક વખત હું ઠિકરિયા જઈ આવીને બની શકે તેટલી વિશેષ માહિતી મેળવ્યા પછી કપટીઓનું કારસ્થાન જાણી જવાનો પ્રયત્ન કરૂં."

આ પ્રમાણે વિચાર કરી કેશવલાલ ઉઠયો, અને એક તાકું ઉઘાડી તેમાંથી તેણે બ્રૅન્ડીની એક બૉટલ અને એક સોડાની બૉટલ બહાર કાઢી. પછીથી એક ગ્લાસમાં બ્રૅન્ડી રેડી તેમાં સોડાનું મિશ્રણ કરી તે ગટગટાવી ગયો. ત્યાર બાદ બુઝાઇ ગયેલી સિગારને પુનઃ સળગાવી ધુમાડો કાઢવા લાગ્યો. તેનું વિચારમગ્ન ચિત્ત કાંઇક સ્થિર થયું; પરંતુ તે સમજી શકયો નહિ કે એ સ્થિરતા માત્ર અલ્પ સમયને માટેજ હતી. આ વાકયના સમર્થનમાં વિખ્યાત કવિ હાફેજે કહ્યું છે કે જગત્માં બે પ્રકારના નીશા મુખ્ય ગણાય છે. એક તો સુરા અને બીજી સુંદરી; પરંતુ સુરા કરતાં સુંદરી શ્રેષ્ઠ છે; કેમકે સુરાનો નીશો ક્ષણસ્થાયી છે અને સુંદરીનો નીશો જીવનપર્યંત કાયમ રહે છે. બીજે દિવસેજ કેશવલાલે ઠિકરયા જવાનો નિશ્ચય કર્યો, અને ત્યાં જવાની તે તૈયારી કરવા લાગ્યો.

---

## પ્રકરણ ૩૦ મું.

---

### પાપીનું મન.

કેશવલાલ જ્યારે ઠિકરિયા જઇ પહોંચ્યો ત્યારે સંધ્યા સમય થવા આવ્યો હતો. જ્યારે તે પ્રથમ ઠિકરિયા આવ્યો હતો અને જે બેઠકખાનામાં તેને મુકામ આપવામાં આવ્યો હતો, તેજ ઠેકાણે આ વખતે તેણે પોતાનો સરસામાન રાખ્યો. એક નોકર તેને માટે હાથપગ ધોવાનું પાણી મૂકી ગયો. અંતઃપુરમાંથી તેના ભોજનનો થાળ પણ આવ્યો. ભોજન કરી લઇ બેઠકખાનામાં એક બેંચ ઉપર કેશવલાલ બેસી રહ્યો. એક વખત સીતાને મળવાની તેને ઉત્કટ ઇચ્છા હતી; પરંતુ કોણ જઇને અંતઃપુરમાં સમાચાર કહે ? કોણ તેને મળવાનો બંદોબસ્ત કરી આપે ? કારભારી ઘેર ગયા હતા. એકલો બેસી બેસીને કેશવલાલ કંટાળી ગયો. તે બેંચ પરથી ઉઠી બહાર ઓટલાપર આમ તેમ ફરવા લાગ્યો, આજે શુકલપક્ષની ચતુ

દીશી હતી—પરંતુ આકાશમાં થોડાં ઘણાં વાદળાઓ હોવાથી જયોત્સ્ના મ્લાન જણાતી હતી. કેશવલાલની એક વખત આમ્રમાર્ગ પર ફરી આવવાની ઇચ્છા થઇ; પરંતુ રસ્તાની આસપાસ જંગલ હોવાથી સર્પના ભયને લીધે એ રાત્રિના સમયે ફરવા જવાનું સાહસ કરી શકયો નહિ. થોડા સમય સુધી ઓટલાપર ફરીને અંતે થાકી ગયા પછી તે પાછો બેંચ ઉપર જઇને બેઠો. બેઠો બેઠો તે પોતાના મન સાથે અનેક પ્રકારના વિચારો કરવા લાગ્યો. નર્મદાનું નર્મદા નદીમાં તણાઇ આવવું, બાગમાં એકાએક મુળજીભાઇની નજરે પડતાં તેના ભાવનું પરિવર્તન થવું, એ રાત્રે જમવા બેઠેલા મુળજીભાઇ તરફ નર્મદાનું ટગર ટગર જોઇ રહેવું, પછી સીતા સાથેની તેની થયેલી વાતચિત વગેરે પ્રકારો સીતાના પત્રમાંથી કેશવલાલ જાણી શકયો હતો. આ સર્વ પ્રકારનો વારંવાર વિચાર કરી તેણે પોતાના મન સાથે એવો નિશ્ચય કર્યો હતો કે, નર્મદાનું નર્મદા નદીના ઘાટપર તણાઇ આવવું એ દૈવાધીન ઘટના નથી—બનાવટી મુળજીભાઇ અને તેણે મળીને અવશ્ય કાંઇ કારસ્થાન રચેલું છે! જો કે બનાવટી મુળજીભાઇનો ખરો પત્તો તેમજ તેનું ખરૂં નામ ઠામ મેળવવામાં ઘણી મુશ્કેલી પડે તેમ છે; પરંતુ અભાગિની નર્મદા કોણ છે, એ જાણી શકાય તો પછી બનાવટી મુળજીભાઇનો સત્ય પરિચય પણ પ્રાપ્ત થયા સિવાય રહેશે નહિ. એક વખત સીતાની મુલાકાત લેવાનો સુયોગ નહિ મળ્યાથી કેશવલાલ આકુળવ્યાકુળ બની ગયો.

કેશવલાલ જે ઓરડામાં બેઠો હતો તે ઓરડાથી થોડે દૂર જમીનદાર મહાશયના નોકરોને કામકાજ કરવાનો વિશાળ ઓરડો હતો. કેશવલાલે એ ઠેકાણે બે ચાર માણસોને બેસી રહેલા જોયા. તેણે વિચાર્યું:—"આ સ્થાને એકલો બેસીને શું કરૂં? ચાલ, હું પેલા માણસોની પાસે જઇને તેમની સાથે વાતચિત કરૂં."

આવી રીતે સંધ્યા પસાર થઇ. રાત્રે દશ વાગ્યાના સુમારે બીજા બધા પુરૂષવર્ગની સાથે આહાર કરીને કેશવલાલ પોતાને સ્થાને આવીને બેઠો. નોકર ચાકરોની પ્રવૃતિ જોઇને તે સમજી ગયો કે તેઓ મેડાપર મુળજીભાઇની શય્યા તૈયાર કરવાની ખટપટ કરે છે.

થોડા સમય પછી તેણે એક નોકરને હાથમાં ફાનસ લઇને તથા

તેની પાછળ એક યુવકને અંતઃપુરમાંથી બહાર આવતા જોયા. નોકરો ધીમેથી એક બીજાને કહેવા લાગ્યાઃ—" સાવધાન, મ્હોટા ભાઈ આવે છે. "

કૃષ્ણલાલને પોતાની તરફ આવતો જોઇને કેશવલાલ ઉઠીને ઉભો થયો, તથા તેણે નીચા નમીને તેને પ્રણામ કર્યા.

કૃષ્ણલાલે પૂછ્યુંઃ—" તમે કોણ છો ? "

નોકરે ફાનસ સહજ ઉંચું ધર્યું. કૃષ્ણલાલે જોયું કે, આ વ્યક્તિ અપૂર્વ રૂપવાન્ છે.

કેશવલાલે પોતાનું નામ કહ્યું. કૃષ્ણલાલ વિસ્મયજનક દૃષ્ટિથી તેના તરફ જોઇ રહ્યો. કેશવલાલે કહ્યુંઃ—" અહિં જે સીતા નામની સ્ત્રી છે તે મ્હારી ભગિની થાય છે. હું તેને મળવાને માટે આવેલો છું. કારભારીજી મ્હને સારી રીતે પિછાને છે. "

કૃષ્ણલાલે નોકરો તરફ નજર કરીને કહ્યુંઃ—" એમનું બિછાનું બિછાવી તૈયાર કર્યું છે કે ? "

નોકરોએ ઉતર આપ્યોઃ—"જી હા. "

" કયાં ? "

" નર્મદાના ઘાટપર જવાના માર્ગે બાગમાં જે એક એકાંત બંગલી છે ત્યાં. પ્રથમ જ્યારે તેઓ અત્રે પધાર્યા હતા ત્યારે પણ ત્યાં સૂતા હતા. "

કૃષ્ણલાલે કહ્યુંઃ—" હા, હું જાણુંછું. ત્યાં આપને કોઇ પણ પ્રકારની અડચણ તો નથી પડતી ને ? " કેશવલાલને ઉત્તર દેવાનો અવસર આપતાં પૂર્વે તો કૃષ્ણલાલે એક નોકરને કેશવલાલ સાથે જવાની આજ્ઞા કરી, તથા કહ્યુંઃ—" ચાલો, હું પણ આવુંછું. જોઉં તો ખરો કે તેમના બિછાનાની વ્યવસ્થા કેવી કરી છે. "

કૃષ્ણલાલ આવું વર્તન ચલાવશે એવી કેશવલાલને કલ્પના સુદ્ધાં નહોતી. તે તો માત્ર એમજ ધારતો હતો કે તે માત્ર સ્હામા નમસ્કાર કરી દાદરપર ચઢી સૂવા જશે. જેની વાર્ષિક આવક હજારો રૂપિયાની છે એવું માણસ એક સાધારણ માણસની આટલી બધી સંભાળ રાખે એ પ્રકાર કેશવલાલને આશ્ચર્ય ઉપજાવે એવો લાગ્યો. તે મૂઢની માફક કૃષ્ણલાલની પાછળ પાછળ ચાલવા લાગ્યો અને બાગમાં આવેલી બંગલીમાં જઇ પહોંચ્યો.

કૃષ્ણુલાલે બંગલીની ચારે દિશાએ લક્ષ્યપૂર્વક નજર ફેરવી બિછાના તરફ જોઇને કહ્યું:–" ચાદર મેલી કેમ છે? બીજી ધોયલી ચાદર નહોતી કે શું?"

નોકરે કહ્યું:–" આવતી કાલે બદલી નાખીશ."

કૃષ્ણુલાલ:–પાણીનો લોટો નથી ભર્યો કે? ઉનાળાના દિવસ છે. રાત્રે જો તૃષા લાગે તો પાણી કયાંથી લાવે? જા, એક લોટામાં સ્વચ્છ જળ ભરી લાવ તથા સાથે એક પ્યાલો પણ લેતો આવજે. વળી પલંગ સહજ બારી તરફ ખસેડયો હોત તો હવા સારી રીતે આવી શકત, ગરમી ધણી છે.

નોકરે તરતજ પલંગ સહજ ખસેડી બારી આગળ લીધો. પલંગથી બે ત્રણ હાથને છેટે લોઢાના સળીઆવાળી એક ખુલ્લી બારી હતી. કૃષ્ણુલાલે કેશવલાલ તરફ દ્રષ્ટિ કરીને કહ્યું:—" હવે વિશ્રામ લ્યો, રાત્રિ ઘણી વીતી ગઇ છે–" કહીને કૃષ્ણુલાલ ચાલ્યો ગયો.

કૃષ્ણુલાલના ચાલ્યા ગયા પછી ઘણુ સમય સુધી કેશવલાલ પલંગ પર બેઠો બેઠો વિચાર કરવા લાગ્યો. તેણે વિચાર્યું:–" મુળજીભાઇએ આવો વ્યવહાર કેમ ચલાવ્યો હશે? તેમના અંતરમાં કાંઇ પાપ તો નહિ હોય? તેઓ મ્હારો વિચાર કળી ગયા છે કે શું? તેમણે મ્હારો પરિચય પ્રાપ્ત કરવાને માટે કાંઇ વિશેષ પૂછપરછ પણ કરી નથી. પ્રથમ જ્યારે હું આવ્યો ત્યારે આ બંગલીમાં સૂઇ રહ્યો હતો, એ હકીકત સુદ્ધાં તેઓ જાણે છે. આવા મહાન્ શ્રીમંતને ત્યાં અનેક લોકોનો અવર જવર ચાલુ રહે છે. કયે ઠેકાણે કયું માણસ સૂઇ રહે છે એની ખબર પણ એ રાખે એ શું અસ્વાભાવિક નથી? વળી જો તેઓ સંદેહને વશ થઈ મ્હારે માટે આટલા સાવધાન રહેતા હશે તો મ્હને સહેલાઇથી છોડનાર નથી! તેઓ ધારે તો છુપી રીતે મ્હારા પ્રાણનો સંહાર પણ કરી શકે તેમ છે!"

કેશવલાલે ખુલ્લી બારીમાંથી જોયું તો વાદળાં વિખરાઇ ગયાં હતાં. જ્યોત્સ્ના પ્રકાશી નીકળી હતી. ઉદ્યાનમાંનાં વૃક્ષોનાં પાંદડાં વાયુના જોરથી હાલી રહ્યાં હતાં. ખખડાટ કરી રહ્યાં હતાં. 'ઝીમ ઝીમ' કરતો અવાજ કેશવલાલના સાંભળવામાં આવતો હતો. આથી કરીને તેના અંતરમાં ભય ઉપજ્યો. તેણે વિચાર્યું–" જો કદાચ હું નિદ્રાધીન થઇ જઉં અને બનાવટી મુળજીભાઇનો કોઈ નોકર આવીને

આ બારીમાંથી તીક્ષ્ણ ધારવાળો ભાલો મ્હારા મસ્તકમાં ખોશી દઈ મ્હારો જાન લઈ નાખે તો ?" આવો ભયંકર વિચાર થઇ આવતાંજ કેશવલાલ થરથર કંપી ઉઠયો.

આ ગંભીર રાત્રે પાપિષ્ઠ કેશવલાલના મનનો સંદેહ ધીમે ધીમે વધવા લાગ્યો. તેને લાગ્યું કે:-"કદાચ સીતાએ તો મ્હારી વિરૂદ્ધ ષડયંત્ર નહિ રચ્યું હોયને ? જો કે એમ બનવું સર્વથા અસંભવ છે; પરંતુ એમ બન્યું હોય તો કેશવલાલભાઇ ! તમારા દહાડા આજે પૂરા થઇ ચુકયા ! મ્હને સૂવાની કોઇ પણ પ્રકારની અડચણ છે કે કેમ ? એ જોવાને કાંઇ અનાવટી મુળજીભાઇ આવ્યા નહોતા. તેમણે પલંગ બારી પાસે શા માટે ખસેડાવ્યો તેનું કારણ હું હવેજ સમજ્યો. પલંગ બારી પાસે હોય તો ભાલો સીધો મ્હારા મસ્તકમાં પ્રવેશ કરી શકે એજ એમની ગુપ્ત ઇચ્છા હોવી જોઈએ !"

બેઠો બેઠો કેશવલાલ વળી પાછો વિચારવા લાગ્યો:—"હવે શું કરવું ? બારણાં ઉઘાડીને ધીમેથી ગુપચુપ ગચ્છતિ કરી જઉં ? પરંતુ જો કદાચ તેમનો મ્હારૂં ખૂન કરવાનો વિચાર હશે તો ખૂની આટલામાંજ છુપી રીતે પહેરો ભર્યા કરતો હશે. જો હું ગચ્છંતિ કરી જતો તેની નજરે પડું તો તે મ્હારા માથામાં ડાંગ મારી મ્હારૂં માથું ફોડી નાખ્યા સિવાય રહે નહિ. પલાયન કરવાનો સુયોગ તો આવતી કાલે સંધ્યા સમયે મળે તેમ છે."

આટલા વિચાર કરીને અંતે તેણે બારી બંધ કરી દીધી; પરંતુ તેને એકદમ નિદ્રા આવી નહિ. જેઠ માસનો દિવસ હતો. બારી બંધ થઇ વાયુ રોકાયો એટલે કેશવલાલનું શરીર પસીનાથી ભીંજાઇ જવા લાગ્યું. તેનો જીવ આકુળ વ્યાકુળ બની ગયો. પલંગપર એક પંખો પડયો હતો તે લઇને એ હવા ખાવા લાગ્યો. આવી રીતે ત્રણ વાગતાં સુધી તેને નિદ્રા આવી નહિ.

ત્રણ વાગ્યા પછી તે નિદ્રાધીન થઇ ગયો; પરંતુ થોડા સમયને માટેજ. એક મહા ભયંકર સ્વપ્ન જોઇ તે જાગી ઉઠયો. એ સમયે મરઘડાંઓનો 'કુકડે કૂક—કુકડે કૂક' નો ધ્વનિ સંભળાતો હતો. બારીનાં છિદ્રોમાંથી પ્રભાતકાળનો પ્રકાશ બંગલીમાં પ્રવેશ્યો હતો. પક્ષીઓનો મધુર કલરવ કાને સંભળાતો હતો. નર્મદા નદીના પ્રવાહનો 'ઝરઝર ખરખર' શબ્દ માનવ હૃદયમાં એક પ્રકારનો અમૃતરસ રેડતો હતો.

## પ્રકરણ ૩૧ મું.

### " શાહબાશ સીતા ! શાહબાશ ! "

લગભગ સાત વાગ્યે કારભારી આવ્યા. કેશવલાલે તેમની પાસે પોતાની ભગિનીને મળવાની ઇચ્છા જણાવી. કારભારીએ કહ્યું:–" ઠીક છે, હું બંદોબસ્ત કરી આપું છું."

કલાકેક પછી અંતઃપુરમાંથી એક દાસી બહાર આવી. તે કેશવલાલને પોતાની સાથે લઈ ગઇ. એક ઓરડામાં પ્રવેશ કરતાંજ કેશવલાલે જોયું કે, એ ઓરડામાં એક ખુરસી પર સીતા સહાસ્યવદને બેસી રહી છે. તેણે કેશવલાલને જોયો કે તરતજ ખુરસીપરથી ઉભી થઇને કહ્યું:–" આવો ભાઇ !"

આ સમગે દાસી ત્યાંથી ચાલી ગઇ. કેશવલાલ સીતા પાસે ગયો અને સીતા જે ખુરસીપર પ્રથમ બેઠી હતી તે ખુરસીપર બેસીને તેણે કહ્યું:–" ગૃહસ્થના ઘરમાં રહીને નાટકીકળા ભૂલી ગઈ કે શું ? ત્હારી નાટકની એકિટંગ–હાવભાવ–વગેરે ક્યાં જતું રહ્યું ?"

સીતાએ સહજ હસીને કહ્યું:–" આમ કેમ બોલો છો ?"

કેશવલાલ:–હું ત્હારો વડિલ બંધુ છું !–ગુરૂજન છું–પૂજનીય વ્યક્તિ છું–અનેક દિવસને અંતરે ત્હારી પાસે આવ્યો છું તો પણ તું મ્હને પ્રણામ કરતી નથી ?

સીતાઃ—હવે પ્રણામની વાત જવા દો અને મ્હને કહો કે મ્હારે અહિં ક્યાં સુધી રહેવું પડશે ? હું તો હવે છેક કંટાળી ગઈ છું.

કેશવલાલઃ—કેમ, અહિં તને દુઃખ પડે છે કે શું ?

સીતાએ ખુલ્લી બારી તરફ એક વખત દૃષ્ટિ કરી નાટકી હાવભાવ સાથે કહ્યું:–" સ્વાધીનતાશૂન્ય જીવન કોને પસંદ હોય ? પરતંત્રતાના દુઃખનો ખ્યાલ તમારા જેવા સ્વતંત્ર પુરૂષોના કઠોર અંતઃકરણમાં ક્યાંથી આવી શકે ?"

કેશવલાલે ચમકીને દ્વાર તરફ જોઇને કહ્યું:—" બરાબર છે, હજી સુધી તું અભિનયકળા ભૂલી ગઈ નથી. હજી પણ તું દુનિયાને દીવાની કરી શકે તેમ છે !"

સીતાએ લાંબી સલામ ભરીને કહ્યું:-" ઉસ્તાદજી! યહ સબ આપકાહી પ્રતાપ હૈ."

પરસ્પરના સ્વાસ્થ્ય સંબંધી બે ચાર પ્રશ્નોત્તર થયા પછી કેશવલાલ શાંત રહીને કાંઈ વિચારવા લાગ્યો.

સીતાઃ-શું વિચારો છો?

કેશવલાલઃ-કાંઇ નહિ. નિર્મળાગૌરીના શા સમાચાર છે તે કહે.

સીતાઃ-એ તો મશગુલ બની ગઇ છે.

કેશવલાલઃ-કેવી રીતે?

સીતાઃ-નવયૌવના નવીન પ્રેમમાં ઘેલી બની જાય તેવી રીતે.

કેશવલાલઃ-તો પણ મ્હેં એમ સાંભળ્યું છે કે એમનો બન્નેનો વિશેષ સંબંધ થયો નથી.

સીતાઃ-રાત્રે નથી થતો તો દિવસે થાય છે! બે ત્રણ દિવસથી સંધ્યાકાળથી રાત્રિપર્યંત હું તેમને બન્નેને બાગમાં ફરતાં જોઉં છું.

કેશવલાલઃ-એમાં શો દોષ છે?

સીતાઃ—ના, દોષ તો કાંઇ નથી. આપની મ્હોટામાં મ્હોટી આશા નિષ્ફળ-વ્યર્થ થઈ છે.

કેશવલાલઃ-એ વાત મૂકી દઇને કામની વાત કર. એ માણસ કોણ છે તેનો કાંઇ પત્તો લાગ્યો?

સીતાઃ-કેવી રીતે લાગે? હું કાંઈ ડિટેક્ટિવ છું?

કેશવલાલઃ-પહેલાં એ કયાં રહેતો હતો એ ત્હેં સાંભળ્યું છે કે?

સીતાઃ-કાશીના એક મઠમાં રહેતો હતો.

કેશવલાલઃ—એ મઠનું નામ શું છે? એ મઠ કયાં આવેલો છે?

સીતાઃ-એ હું કેવી રીતે જાણી શકું?

કેશવલાલઃ-નિર્મળાગૌરી પાસે તું આટલા સમયથી રહે છે છતાં એ વાત જાણી શકી નહિ? વળી એ એક મઠમાં રહેતો હતો એમ ત્હેં કેવી રીતે જાણ્યું?

સીતાઃ-કાશીથા તેણે કારભારીજીના નામપર જે કાગળ લખ્યો હતો તેમાં એમ લખેલું હતું.

કેશવલાલઃ-એ કાગળમાં મઠનું નામ કામ લખેલું હતું?

સીતાઃ-મ્હેં કાંઈ એ પત્ર સાંભળ્યો નથી. યોગમાયાએજ વાતમાં ને વાતમાં એક દિવસે આટલી હકીકત કહી હતી.

કેશવલાલઃ-એ પત્ર ક્યાં છે? કારભારી યોગમાયાને આપી ગયા છે કે શું?

સીતાઃ-તે હું જાણુતી નથી.

કેશવલાલઃ--યોગમાયા ક્યાં સુઇ રહે છે? તેમની પેટી ક્યાં રહે છે?

સીતાઃ-કેમ, મ્હારે રોહિણી થવું પડશે કે શું?

કેશવલાલઃ--યત્ન કર્યા સિવાય છુટકો નથી.

સીતાઃ-યત્ન કરવા જતાં કદાચ પકડાઇ જવાશે તો? મ્હને પોલિસને સ્વાધીન કરશે તો?

કેશવલાલઃ-ભય પામવાનું કારણુ નથી. સાહસ કર્યા સિવાય ફત્તેહમંદ થવાતું નથી. વારૂ, આ નર્મદા સંબંધી તું એમ ચોક્કસ ધારે છે કે, તે પ્રથમથીજ બનાવટી મુળજીભાઇને ઓળખતી હતી?

સીતાઃ-હા, એમાં મ્હને કાંઇ શક નથી.

કેશવલાલઃ-ત્યાર તો એ બન્ને જણાં કારસ્થાન રચીને અત્રે આવ્યાં છે. એક મ્હોટો સોનેરી ટોળીનો લુચ્ચો માણુસ આવું સાહસિક કાર્ય કરવાને એકલો આવે નહિ. અંતઃપુરમાં તેને એક ડિટેકિટવની જરૂર રહેજ—નર્મદાજ તેનો ડિટેકિટવ છે!

સીતાઃ-જો તેમજ હોય તો તે દિવસે બાગમાં મુળજીભાઇને પ્રથમ જોતાંની સાથેજ નર્મદા ચમકી ઉઠે કેમ? અભાવનીય હોય તેજ જોઇને માણુસ ચમકી ઉઠે છે.

કેશવલાલઃ-પ્રથમ હું પણુ એમજ વિચારતો હતો; પરંતુ અંતે હું એક નિશ્ચય કરી શકયો છું.

સીતાઃ-શો, કહો જોઈએ?

કેશવલાલઃ-એ બન્નેએ જ્યારે કારસ્થાન રચ્યું હશે ત્યારે એવો નિર્ણુય નહિ થયો હોય કે, એ લુચ્ચો સંન્યાસી થઇને આવશે. એવોજ નિર્ણુય થયો હશે કે, તે સાધારણુ વેષમાંજ આવશે અને કહેશે કે, હું સંન્યાસી હતો—સંન્યાસ ત્યાગ કરીને પાછો ઘેર આવ્યો છું. તેમનો આવો નિર્ણય થયા પછીજ નર્મદા નૌકામાં બેસી અહિંના ઘાટ પર આવીને મુડદાની માફક પડી રહી હતી. તે પછી બે મહિને બનાવટી મુળજીભાઇ આવ્યો છે. નર્મદાથી જૂદા પડયા પછી તેને સંન્યાસીના વેષમાંજ અત્રે આવવાનું ઉચિત જણાયું હશે. વળી તેણે

પોતાના પર કોઈને સંદેહ ન આવે એ માટે છ માસ સુધી જપ, તપ, પૂજા વગેરે કરી સાધુવેષમાંજ ઘરમાં રહેવાનો ઢોંગ કર્યો છે. નર્મદા તેને સંન્યાસીના સ્વરૂપમાં જોઇનેજ ચમકી ઉઠી હશે!

થોડા સમય સુધી શાન્ત રહ્યા પછી સીતાએ કહ્યું:-"કેશવ-લાલભાઇ! મ્હને પણ હવે એમજ લાગે છે."

કેશવલાલ:—તું જો વાતમાં ને વાતમાં નર્મદાનો કાંઇ પરિચય પ્રાપ્ત કરી શકે—

સીતા વચ્ચેજ બોલી ઉઠી:—'તો આપનું કાર્ય સિદ્ધ થાય, કેમ?'

કેશવલાલ:—નિશ્ચય. એ કપટીઓમાંથી જો એકનો પણ ખરો ઇતિહાસ જાણી શકાય તો બીજાની પણ સઘળી હકીકત સહેલાઇથી જાણી શકાય.

સીતાએ ઉત્તેજિત સ્વરે કહ્યું:-"તો તો હું આપને એક પ્રકારની સહાયતા કરી શકું તેમ છું."

કેશવલાલ:—શી સહાયતા કરી શકે તેમ છે? જલદી કહે.

સીતા:—નર્મદાના પિતાનું ગામ ક્યાં છે તે હું જાણું છું.

કેશવલાલ:—ક્યાં છે? ત્હેં કેવી રીતે જાણ્યું?

સીતા:-એક દિવસે વાતમાં ને વાતમાં તે બોલી ગઇ હતી, કે તેના પિતા કોયલી ગામમાં છે.

કેશવલાલ:—પરંતુ ત્યાં કદાચ તેનું સાસરૂં હશે તો?

સીતા:-ના-ના, બાલ્યાવસ્થાની વાત ચાલતી હતી એ વખતે તેનાથી બોલાઈ જવાયું હતું.

કેશવલાલ:-ગમે તે હોય. પિયર હોય કે સાસરૂં હોય તેથી કાંઇ હરકત નથી. કોયલી ક્યાં આવ્યું તે તું જાણે છે?

સીતા:-હા, વડોદરા પ્રાંતમાં છાણી તાલુકો છે, અને કોયલી ગામ છાણી તાલુકાનું છે.

કેશવલાલ સહાસ્ય મુખે બોલી ઉઠયો:-"શાહબાશ સીતા! શાહબાશ! હવે મ્હને અંધકારમાં રસ્તો સૂઝયો."

સીતા:-હવે તમે શું કરશો?

કેશવલાલ:—હું આજેને આજે કોયલી તરફ ચાલ્યો જઇશ.

સીતા:—પરંતુ યાદ રાખજો કે નર્મદા તેનું ખરૂં નામ નહિ હોય!

કેશવલાલ:—એ સંબંધી ત્હારે મ્હને કાંઇ કહેવું નહિ પડે.

એ ગામની એક સ્ત્રી ચૈત્ર માસ પૂર્વે હતી–ચૈત્ર માસ પછી ગામમાં નથી-એટલી માહિતીપરથી બીજી બધી માહિતી મળી શકશે.

સીતાએ કાંઈ વિચાર કરીને કહ્યું:—"ધારો કે કદાચ તેણે ચાર પાંચ વર્ષથી ગામનો ત્યાગ કર્યો હોય અને તે કોઈ બીજે ઠેકાણેથી બારોબાર અહિં આવી ચડી હોય તો?"

કેશવલાલ:–એમ હશે તો થોડી ઘણી મુસ્કેલી પડશે ખરી. વારૂ, એ જે ગવન પહેરીને તણાઈ આવી હતી એ ગવન ક્યાં છે?

સીતાઃ—તેનું તમારે શું કામ છે?

કેશવલાલ:–તું મ્હને એ ગવન લાવી આપી શકીશ?

સીતાઃ—એ ગવન મ્હેં ગઈ કાલેજ નર્મદાના ઓરડામાં જોયું હતું.

કેશવલાલ:–ત્યારે કોઈ બનાવટી કારણ દર્શાવીને એ ગવન તું ન લાવી શકે કે?

સીતાઃ—પરંતુ ગવનને શું કરશો એ કહો તો ખરા?

કેશવલાલ:—કોયલી ગામના ધોબીને એ ગવન બતાવવાથી એ કોનું ગવન છે તે કદાચ કહી શકશે. ગવન તો મ્હારે જોઈએજ.

સીતાઃ—હું નિષ્ઠાવતી હિંદુ વિધવા કયું કારણ દર્શાવીને એ રંગબેરંગી ગવન લાવી શકું?!

કેશવલાલ:—ત્યારે તું માત્ર મ્હને બતાવ તો ખરી કે એ ગવન કેવું છે?

સીતાએ કહ્યું:—"હા બતાવું ખરી."

આ પ્રમાણે કહી સીતા ચાલી ગઈ. અલ્પ સમયમાંજ તે એક ગવન પોતાના વસ્ત્રમાં છુપાવીને લઈ આવી.

કેશવલાલે સીતા પાસેથી એ ગવન પોતાના હાથમાં લઈ લક્ષ્યપૂર્વક તપાસ્યું. પછીથી ખિસ્સામાંથી ચપ્પુ બહાર કાઢી તેણે એક ખુણેથી થોડો કડકો કાપી લઈ પોતાના ખિસ્સામાં મૂકયો.

સીતા બોલી ઉઠી:—"આ શું કર્યું?"

કેશવલાલે કાંઈ પણ ઉત્તર આપ્યા સિવાય કપાયલા ભાગ આગળથી થોડી થોડી સુતરની રૂંવાટી બહાર ખેંચી કાઢી કે જેથી કોઈએ હેતુપૂર્વક કડકો કાપ્યો છે એમ જાહિર થઈ જાય નહિ. પછીથી કેશવલાલે સીતાને કહ્યું:—"હવે કદાચ આ કપાયલો ભાગ નર્મ-

દાના જોવામાં આવશે તો પણ તેને કોઇનાપર સંદેહ આવશે નહિ. જા, તું ગવન પાછું જ્યાં હતું ત્યાં મૂકી આવ. હું રજા લઉછું. આજે સંધ્યા સમયે હું રવાના થનાર છું. "

સીતા:—આજેજ જશો ?

કેશવલાલ:—હા, આજેજ.

સીતા:—મ્હારે હવે અહિં કેટલા દિવસ સુધી રહેવું પડશે ?

" તું બિલકુલ ચિંતા કરીશ નહિ. જો માત્ર બે માસમાંજ આ બનાવટી તેમજ કપટી મુળજીભાઇનું કારસ્થાન દગાબાજ દુનિયા સમક્ષ હું જાહિર ન કરૂં તો મ્હારૂં નામ રતિ–વલ્લભ નહિ. "

આ પ્રમાણે કહી ખિસ્સામાંથી કેટલીક નોટો બહાર કાઢી તેણે કહ્યું:–" સીતા ! આ લે ત્હારો બે મહિનાનો પગાર. હવે માત્ર બે માસ સુધી તું રાહ જો. ત્યાં સુધીમાં આપણું કાર્ય સિદ્ધ થઈ જશે.

તે દિવસે સંધ્યા સમયે કેશવલાલ વડોદરા પ્રાંતમાં આવેલા કોયલી ગામે જવા માટે ડિકરિયાથી નીકળી પડયો.

---

## પ્રકરણ ૩૨ મું.

### કોયલીમાં રતિ–વલ્લભ.

કોયલી ગામની પોષ્ટઑફિસ ગામના મધ્ય ભાગમાં આવેલી હતી. એ સમયે એક વાગ્યો હતો. આકાશમાં વાદળાંઓ ઘેરાઇ ગયાં હતાં. વાયુ બંધ હતો. સખ્ત તાપથી જીવ વ્યાકુળ બની જતો હતો. પોષ્ટ આવવાનો સમય થયો હતો. ઑફિસની બહાર ઓટલા-પર બેસી પોષ્ટ માસ્તર પોષ્ટની આવવાની રાહ જોઈ રહ્યા હતા. છાણી ગામ થઇને પોષ્ટ આવતી હતી. પોષ્ટ માસ્તરે ઑફિસની અંદરના ઘડીઆળમાં જોયું તો એક ને દશ મિનિટ થઇ તો પણ પોષ્ટનો પત્તો નહોતો. પંદર મિનિટ થઇ તો પણ પત્તો નહોતો. પોષ્ટ માસ્તર ખુરસીમાં બેઠા બેઠા આતુરતાથી પોષ્ટની રાહ જોઈ રહ્યા હતા, તથા વચ્ચે વચ્ચે ઑફિસની ઘડીઆળમાં વખત જોતા હતા, અને ટેબલ ઉપરથી વી. પી. રજીષ્ટરની ચોપડી લઈ પવન ખાતા હતા.

તાપ ધીમે ધીમે વધી પડયો. દોઢ વાગ્યો હશે એવામાં છેલશંકર શુકલ પોષ્ટ ઑફિસમાં આવી પહોંચ્યા. આજે રવિવાર હોવાથી શનિવારનું સાંજ વર્તમાન આવનાર હતું. શુકલજીએ પોષ્ટ ઑફિસ પાસે આવી પહોંચતાંજ પોષ્ટ માસ્તરને પૂછ્યુંઃ—"કેમ માસ્તર સાહેબ! ટપાલ આવી કે ?"

પોષ્ટ માસ્તરે કહ્યુંઃ—" આવો, શુકલજી! અરે એ સિપાહી! અંદરથી શુકલજી મહાશયને માટે એક ખુરસી બહાર લાવ."

શુકલજીએ ખુરસી આવતાંજ તેનાપર બિરાજીને કહ્યુંઃ—" હજી સુધી ટપાલ આવી હોય એમ લાગતું નથી. આજે આટલો બધો વિલંબ કેમ ?"

પોષ્ટ માસ્તરઃ—કોણ જાણે, આજે કદાચ રેલ્વે ટ્રેન લેઇટ આવી હશે.

ત્યાર પછી શુકલજીએ પહેરણના ખિસ્સામાંથી થોડી તમાકુ અને પાંદડા બહાર કાઢી બે બીડી તૈયાર કરી. એક બીડી પોષ્ટ માસ્તરને આપી, બીજી તેમણે સળગાવી. ઉભય ધુમ્રપાન કરવા લાગ્યા.

શુકલજીએ ધુમ્રપાન કરતાં કરતાં પોષ્ટ માસ્તરને પૂછ્યુંઃ—"કેમ માસ્તર સાહેબ! ગયા શનિવારનું સાંજ વર્તમાન આપે વાંચ્યું છે કે"

પોષ્ટ માસ્તરઃ—ના જી.

શુકલજીઃ—આજકાલ લડાઈ ઘણી ભયંકર બનતી જાય છે. ઉભય પક્ષની અવસ્થા ઘણી સંગીન છે. જર્મનોના જુલ્મનો પાર નથી. તેઓ અનીતિનો આશ્રય લઇ કદાપિ તેમનો હેતુ સફળ કરી શકનાર નથી. મ્હને તો એવી ખાત્રી છે કે અંતે મિત્રરાજ્યોનોજ વિજય થશે. આપ શું ધારો છો ?

પોષ્ટ માસ્તરઃ—મ્હારો મત પણ એવોજ છે.

ત્યાર પછી શુકલજીએ એક મનીઑર્ડરનું ફૉર્મ લઇ માત્ર બે મિનિટમાંજ યુધ્ધક્ષેત્રનો નકશો ચિતરી કાઢી, કેટલાંક મુખ્ય યુદ્ધસ્થાનોનાં નામ લખી કાઢી જર્મનોની શોચનીય સ્થિતિનું બ્યાન કરવા માંડયું. શુકલજીના સુવિસ્તૃત બ્યાનથી પોષ્ટ માસ્તર કંટાળતા હતા છતાં તેમનાથી શુકલજીને કાંઈ કહેવાતું નહિ.

થોડીજ વારમાં પોષ્ટમેન આવી પહોંચ્યો. પોષ્ટમેનની સાથે બીજા બે માણસો હતા. એક માણસ કાયલી ગામનોજ રહેવાસી

હતો ત્યારે બીજો અપરિચિત હતો. આ અપરિચિત માણસે નેત્રો-પર સોનેરી ફ્રેમનાં ચશ્માં પહેર્યાં હતા. ફ્રેંચ ફેશનની મૂછ કતરાવી હતી. તેની કાન્તિ સુગૌર હતી. શુકલજી એ અપરિચિત માણસ તરફ ટગર ટગર જોઇ રહ્યા. કહેવાની જરૂર નથી કે એ અપરિચિત માણસ અન્ય કોઇ નહિ પરંતુ કેશવલાલ ઉર્ફે રતિ-વલ્લભ હતો. તેના હાથમાં એક ગ્લૅડસ્ટન બૅગ હતી.

શુકલજીએ પૂછ્યું--" મહાશય! આપનું નામ શું છે?"

કેશવલાલ:—મ્હારૂં નામ કેશવલાલ છે.

શુકલજી:—ક્યાંથી આવોછો? ક્યાંના રહેવાસી છો?

કેશવલાલ:--હું અમદાવાદ-નિવાસી છું, અને ભરૂચ તરફથી આવું છું.

શુકલજી:--હમણાં ક્યાં જશો?

કેશવલાલ:—હાલ બે ચાર દિવસ આપના ગામમાંજ રહેવાનો વિચાર છે.

શુકલજી:--કોને ત્યાં ઉતરશો?

કેશવલાલ:--આ ગામમાં હું કોઇને ઓળખતો નથી.

શુકલજી:--ત્યારે શા હેતુથી આપ અત્રે પધાર્યા છો?

કેશવલાલ:—હું એક પુસ્તક છપાવવાની ખટપટમાં છું. તેની અર્પણપત્રિકા આપવા માટે હું કોઈ સુયોગ્ય ગૃહસ્થને શોધું છું.

શુકલજી:—મહાશય! એને માટે આટલી બધી હરકત વેઠો છો? તમે શા વિષય પર પુસ્તક લખ્યું છે?

કેશવલાલ:--એક 'વીર બાળિકા' નામની સુયોગ્ય બંગાળી નવલ-કથાનું મ્હેં ભાષાંતર કર્યું છે.

શુકલજી:—ત્યારે તમે તો મહાવિદ્વાન્ જણાઓ છો! ખરૂંજ કહ્યું છે કે, જ્યાં ન પહોંચે રવી ત્યાં પહોંચે તમારા જેવા કવિ.

કેશવલાલે શુકલજીને પોતાનાં સ્તુતિ વાક્યોનો કાંઇ પણ ઉત્તર આપ્યા સિવાય પોષ્ટ માસ્તર તરફ દ્રષ્ટિ કરી. પોષ્ટ માસ્તર એકાગ્ર ચિત્તે પોષ્ટના કાગળોની કોથળી ખોલતા હતા.

શુકલજીએ પૂછ્યું:--કેશવલાલભાઇ! આપની નવલકથા ક્યારે પ્રસિદ્ધ થશે?

કેશવલાલ:—આશ્વિન સુદ પડવાને દિવસે.

શુકલજી:—ત્યારે તો તમને માઠું ન લાગે તો મ્હારે તમને એક વાત કહેવી જોઇએ.

કેશવલાલ:—બેલાશક કહો.

શુકલજી:—આશ્વિન સુદ પડવાને દિવસે તો અગસ્ત્ય યાત્રા છે ને?

કેશવલાલે સ્મિત હાસ્ય કરીને કહ્યું:—"એટલા માટે તો એજ દિવસે પ્રસિદ્ધ કરવાની છે."

શુકલજીએ વિચારમાં પડી જઇને કહ્યું:—"એમ કેમ?"

કેશવલાલ:—અગસ્ત્ય યાત્રાને દિવસે જે પ્રસિદ્ધ થાય છે તે પાછું ફરતું નથી, એમ શાસ્ત્રમા લખેલું છે ને?

શુકલજી:—હા.

કેશવલાલ:—ત્યારે જુઓ, મ્હારી નવલકથા અગસ્ત્ય યાત્રાને દિવસે બહાર પડે તો સપાટાબંધ વેચાઈ જાય. પાંચ સાત વર્ષ સુધી બુકસેલરોનાં પાટીયાં પર ઉધેઈનો ભોગ થઇ પડીને પાછી ચોપડીઓ મ્હારે ત્યાં ન આવે એવી મ્હારી કામના છે.

આ પ્રમાણે કહી કેશવલાલ શુકલજી તરફ જોઈ રહી મૃદુ મૃદુ હાસ્ય કરવા લાગ્યો.

કેશવલાલ સાથેની વાતચિતથી શુકલજી ઘણા રાજી થયા. થોડા સમય સુધી શાંત રહ્યા પછી કેશવલાલે શુકલજીને પૂછયું:—"અહિં એકકે મકાન ભાડે મળશે કે?"

શુકલજી:—મકાન? મહાશય! આ કંઈ અમદાવાદ કે મુંબાઈ શહેર નથી! અહિં એકે મકાન ભાડે મળી શકે તેમ નથી.

પોષ્ટ માસ્તરે કાગળો તપાસી રહ્યા પછી શુકલજીને સંબોધીને કહ્યું:—"શુકલજી! આજે તો જીવનલાલભાઇનું સાંજ વર્તમાન આવ્યું નહિ."

શુકલજી બોલી ઉઠયા:—હેં! નજ આવ્યું? એમ કેમ?!

પોષ્ટ માસ્તર:—ના, માત્ર ત્રિકમલાલનું 'ટાઇમ્સ' આવ્યું છે.

શુકલજી મહાશયને ઈંગ્રેજી આવડતું નહોતું તેથી ટાઇમ્સનો એક પણ અક્ષર ઉકેલી શકવા તેઓ અસમર્થ હતા. તેમણે એક ગાઢ નિશ્વાસ મૂકી દીધો.

આ સમયે કેશવલાલે કહ્યું:—"કેમ શુકલજી! તમારે સાંજ વર્તમાન વાંચવું છે?"

શુકલજીઃ—હા, આપની પાસે છે ?

કેશવલાલઃ—હા, છે. સાંજ વર્તમાન છે, ગુજરાતી છે અને પ્રજાબંધુ છે. આવતી વખતે એ બધાં વર્ત્તમાનપત્રો મ્હેં વડોદરાના સ્ટેશનેથી ખરીદી લીધાં હતાં.

શુકલજીના આનંદનો પાર રહ્યો નહિ. તેમણે જાણે કે અસાધારણ કૃતાર્થ થઈને કહ્યુંઃ—"ત્યારે લાવો લાવો, ક્યાં છે ? લડાઇના સમાચાર વાંચ્યા સિવાય મ્હારો જીવ બેચેન બની ગયો છે !"

કેશવલાલઃ—ત્યારે તો તમે પ્રથમ 'પ્રજાબંધુ' વર્તમાન પત્ર વાંચો એમાં લડાઇનો અઠવાડીક સાર ઘણો સારો આવે છે, તથા તે પછી બીજી તાજી ખબરો માટે સાંજ વર્તમાન વાંચો.

આમ કહીને કેશવલાલે પોતાની બૅગ ઉઘાડીને તેમાંથી ત્રણ ચાર વર્તમાનપત્રો બહાર કાઢી શુકલજીના હાથમાં મૂકયાં. શુકલજીના મ્હોંપર હાસ્ય નાચી રહ્યું. તેઓ બોલી ઉઠયાઃ—" જુઓ પોષ્ટ માસ્તર સાહેબ ! જ્યારે માલિક આપે છે ત્યારે છાપરૂં પણ તોડી નાખીને આપે છે, તે આનુંજ નામ ! એકને બદલે ત્રણ ચાર વર્ત્તમાનપત્ર. ! હં, પણ કેશવલાલભાઇ ! આ વર્ત્તમાનપત્રો મ્હને ઘેર લઇ જવા દેશો કે ? હું વાંચી રહીને તરત તમને પાછાં પહોંચાડીશ. તમે ક્યાં ઉતરશો ?"

કેશવલાલ—ક્યાં ઉતરવું તેનોજ હું વિચાર કરૂં છું. તમે તો કહોછોને કે ભાડે મકાન નહિ મળે.

શુકલજીઃ—ભાઇ ! તમે ઘણા સજ્જન તેમજ વિદ્વાન્ માણુસ છો, તેથી હું તમને મ્હારે ત્યાંજ લઇ જાત; પરંતુ મ્હારે ત્યાં બે ચાર સગાં વ્હાલાં આવેલાં હોવાથી તમને ફાવી શકશે નહિ; પરંતુ અહિંથી થોડે દૂર આ ગામની નિશાળ છે. હું સ્કૂલ કમીટીનો એક મેમ્બર છું. ગયે વર્ષે ડેપ્યુટીને ભલામણ કરી એક છોકરાને પાસ કરાવ્યો હતો. એ કાર્ય બદલ મ્હને પાંચ રૂપિયા ઇનામ તરીકે મળ્યા હતા. હમણાં નિશાળમાં ત્રણ ચાર દિવસની રજાઓ હોવાથી હું તમારી રહેવાની વ્યવસ્થા ત્યાંજ કરી આપું છું, તથા આ ગરીબ બ્રાહ્મણને ત્યાંથી આપના ભોજનનો યથાશક્તિ સુયોગ્ય બંદોબસ્ત થશે. આપના નામ પરથી આપ વાણિયા જણાઓ છો, એટલે અમારૂં તમને ખપી શકશે. હું બ્રાહ્મણ છું તેની ખાત્રી માટે જુઓ, મ્હારી આ જનોઇ !

આમ કહીને શુકલજીએ, પહેરણનાં બટન ખોલી નાખી અંદરથી જનોઇને બહાર કાઢી કેશવલાલને બતાવી. શુકલજીને નમસ્કાર કરી કેશવલાલે કહ્યું:–"ત્યારે આપના કહેવા પ્રમાણે હું નિશાળમાંજ મુકામ કરીશ; પરંતુ ભોજન માટે આપને કષ્ટ આપવું–"

શુકલજી બોલી ઉઠયા:—"એમાં કષ્ટ શાનું છે ? પરંતુ આ ગામડા ગામની રસોઇ આપે વિદુરજીની ભાજી તરીકે સ્વીકારી લેવી, એવી મ્હારી સવિનય વિનંતિ છે."

કેશવલાલ:—શુકલજી ! શારીરિક સ્થિતિની ઉન્નતિ કરવાના ઇરાદાથી હું ઘણોખરો સમય ગામડાઓમાંજ ફરવામાં પસાર કરૂં છું; તેથી મ્હને આપને ત્યાંની રસોઇ અરૂચિકર નહિ થઈ પડે. એ માટે તમે નિશ્ચિંત રહેજો. વળી શહેરમાં રહીને હું કાંઇ પકવાન્ન જમતો નથી. મ્હારી આર્થિક સ્થિતિ ઉત્તમ હોય તો પછી હું ચોપડી શા માટે છપાવું ! કમનશીબ પેટને લીધેજ આટલી ઉપાધી વેઠવી પડે છે.

શુકલજી:—ઠીક ત્યારે ચાલો–નિશાળમાં હું આપને હમણાંજ એક ઓરડી ખાલી કરી આપું છું. બે ત્રણ બેન્ચો સાથે ગોઠવી તેનાપર પાટિયું મૂકશો એટલે પલંગના જેવું સૂવાનું આસન પણ તૈયાર થઇ જશે ! નિશાળ પાસે ત્યાંનો સીપાહી પણ રહે છે. જે બ્રાહ્મણ છે; તેથી તેની દ્વારા હું તમને ભોજન તેમજ પાણી વગેરે પહોંચાડીશ. અહિંની ધર્મશાળામાંજ નિશાળ બેસે છે તેથી ત્યાં તમને જગ્યાની અગવડતા રહેશે નહિં.

આ પ્રમાણે કહી એક નોકરને બોલાવી બેગ તેના હાથમાં આપી શુકલજી કેશવલાલને નિશાળના મકાન તરફ લઇ જવા લાગ્યા.

નિશાળે જઇ સઘળી વ્યવસ્થા કરી આપ્યા પછી શુકલજીએ કેશલલાલને કહ્યું:—"ત્યારે હું હવે ઘેર જઉં છું–અને ખીચડી તથા શાક તૈયાર કરાવું છું."

કેશવલાલ:—ના ના, અત્યારે મ્હને જમવાની રૂચી નથી; રાત્રે નિરાંતે જમીશ.

શુકલજી:—જેવી આપની ઇચ્છા. સંધ્યા સમયે એક હાથમાં ફાનસ લઇને મારો ચિરંજીવી આવશે. એ સમયે આપ એની સાથે મ્હારે ત્યાં પધારજો, હું જઉં છું.

કેશવલાલઃ--આપને ઘણું કષ્ટ આપ્યું છે. જો સેવકનું એક બીજું કાર્ય કરો તો--

શુકલજીઃ--શું કાર્ય ?

કેશવલાલઃ--મ્હારી બૅગમાં કેટલાંક મેલાં કપડાં છે. ઘેરથી નીકળતી વખતે ધોબી સાલો આવી પહોંચ્યો નહિ. અહિં કોઇ સારો ધોબી છે ?

શુકલજીઃ--આ ગામમાં માત્ર એકજ ધોબી છે. તે સારાં કપડાં ધુએછે કે કેમ તે તો આપ ધોવડાવો અને અભિપ્રાય દર્શાવો ત્યારે માલૂમ પડે.

કેશવલાલઃ--ત્યારે જતાં જતાં આપ તેને અત્રે મોકલશો ?

શુકલજીઃ--હા, તે માટે બેફિકર રહો.

આમ કહી શુકલજી ચાલ્યા ગયા. કેશવલાલે નિશાળના સીપાહીને એક પાવલી આપી ચ્હા બનાવી લાવવાનું કહ્યું. નાસ્તા માટે તેની બૅગમાં કેટલીક ખાદ્ય સામગ્રી તૈયાર હતી.

## પ્રકરણ ૩૩ મું.

### ફોજદારની મુલાકાત.

ત્રણ દિવસો પસાર થઇ ગયા--આ ત્રણ દિવસમાં કેશવલાલે અસાધારણ ઉત્સાહથી પોતાની નવલકથા સંબંધીના હૅન્ડબીલો ફેલાવ્યાં. ગરીબ, શ્રીમંત, ન્હાના મ્હોટા અનેક માણસોની સાથે તે મળ્યો છે. હજી સુધી તે જમીનદાર હરિલાલ+ પંડયાની મુલાકાત લઇ શકયો નહોતો--તેમનું શરીર બિમાર હતું. આમ છતાં કેશવલાલે આ ત્રણ દિવસો નિશ્પયોગી કાઢયા નહોતા. તેણે આ ટૂંક સમયમાં બે વાતનો પત્તો મેળવ્યો હતો. એક તો એ કે, ગયા માઘ માસથી જમીનદાર મહાશયના ન્હાના ભાઈ મોહનલાલનો પત્તો નહોતો, તેમજ જીવનલાલની પુત્રી લીલાવતી પણ મોહનલાલ જે દિવસે ગૂમ થયો તે દિવસે ગૂમ થઈ ગઇ હતી. બીજું જે દિવસે તેઓ ગૂમ થયાં તેની આગલી રાત્રે કોયલી ગામમાં રહેતી જીભઈની માને મોહન-

+ આ નવલકથાના પૃષ્ઠ ૧૮-૧૯ માં જ્યાં હરિલાલ નામ છપાયું છે ત્યાં મોહનલાલ વાંચવું.

લાલ સાથે કોયલીની ભાગોળે એકાદ માણસે જોઇ હતી. મોહનલાલના આકાર પ્રકાર તેમજ ઉંમર સંબંધી પણ કેશવલાલે યોગ્ય માહિતી મેળવી લીધી અંતે તેના અંતરમાં એક ધારણા ઉપજી, અને તે એજ કે નર્મદામાં તણાઇ આવેલી પેલી નર્મદા લીલાવતી સિવાય બીજી કોઈ હોવી જોઇએ નહિ, તેમજ મુળજીભાઇ તરીકે આવનાર યુવક મોહનલાલ સિવાય બીજો કોઇ હોવો જોઇએ નહિ. આ તો હજી સુધી માત્ર અનુમાન થયું હતું. હજી એવું વિશ્વાસપાત્ર પ્રમાણ કેશવલાલને મળી આવ્યું નહોતું. હજી કોયલી ગામના ધોબીને પેલા ગવનના ફાડી લીધેલા કડકા સંબંધી તથા જીભઇની માને આ રહસ્ય સંબંધી તે કાંઇ પૂછી શક્યો નહોતો.

ચોથે દિવસે બપોરે શુકલજીને ત્યાંથી જમી પરવારી પાપાત્મા કેશવલાલ બારોબાર પોષ્ટ ઑફિસમાં ગયો; કેમકે આજે પોષ્ટમાં તેની નવલકથા સંબંધીનાં બીજાં હૅન્ડબીલોનું બુકપોષ્ટ આવનાર હતું. પોષ્ટ માસ્તર પાન ચાવતા ચાવતા એક ખુરસી પર બેઠા હતા. પોષ્ટમેનને આવવાને હજી થોડા સમયનો વિલંબ હતો. કેશવલાલ પોષ્ટ માસ્તર પાસે બેસીને વાતચિત કરવા લાગ્યો. એટલામાં છાણી તાલુકાનો ફોજદાર ઘોડાપર બેસીને ત્યાં આવી ચઢયો.

"પધારો પધારો, ફોજદાર સાહેબ ! " એમ કહીને પોષ્ટ માસ્તરે ફોજદારને બોલાવ્યો અને પછી નોકરને એક ખુરસી લાવવાનું કહ્યું. ફોજદાર ઘોડાપરથી ઉતરી પોષ્ટ ઑફિસમાં આવ્યો. એક સિપાહી ઘોડાની લગામ પકડી ઉભો રહ્યો.

કેશવલાલે જોયું કે, ફોજદારની ઉંમર ઘણી ન્હાની હતી. ચોવીસ વર્ષથી વિશેષ હતી નહિ. સરકારી ખાકી પોષાકને લીધે સ્વરૂપ કાંઈક ભયંકર જણાતું હતું; બાકી ફોજદાર હસમુખો તેમજ સ્વરૂપવાન્ યુવક હતો.

પોષ્ટ માસ્તરે પૂછ્યું:—" અત્યારે કયાંથી પધારો છો ?"

ફોજદારે ઉત્તર આપ્યો:—" પાસેનાજ ગામમાં એક કેસની તપાસ કરવાની હતી, ત્યાં તપાસ કરીને આવ્યો છું."

આમ કહી ફોજદાર ખીસ્સામાંનો રૂમાલ બહાર કઢી મ્હોંપરનો પસીનો સાફ કરવા લાગ્યો.

પોષ્ટ માસ્તર:—ત્યારે તો હજી જમ્યા પણ નહિ હો ?

ફોજદારઃ—ના.

પોષ્ટ માસ્તરેઃ—ત્યારે અહિંજ હું રસોઇ કરાવું છું.

ફોજદારે નમ્ર હાસ્ય કરીને કહ્યું:—"ના ના, એ બધી ખટપટ કરવાની કાંઈ જરૂર નથી. માત્ર એક પ્યાલો જળ પાઓ."

પોષ્ટ માસ્તર તરતજ ઘરમાં જળ લેવા ગયા. પછીથી ફોજદારે કેશવલાલને સંબોધીને પૂછયું:—"મહાશય! આપનું નામ શું છે?"

કેશવલાલે કહ્યું:—"મ્હારૂં નામ કેશવલાલ છે."

ફોજદારઃ—હશે, પરંતુ હું નથી ધારતો કે આપ અહિંના રહેવાસી હો. મ્હેં આ ગામમાં આજે તમને પ્રથમજ જોયા છે.

કેશવલાલઃ—જી હા, હું ભરૂચનો રહેવાસી છું. અહિં માત્ર ચાર દિવસથીજ આવ્યો છું.

ફોજદારઃ—શા કારણે અત્રે આવવું થયું છે?

કેશવલાલઃ—હું એક નવલકથા ટૂંક સમયમાં પ્રસિદ્ધ કરનાર છું. તેની અર્પણપત્રિકા અહિંના જમીનદાર મહાશયને આપવાનો મ્હારો વિચાર છે; તેથી હું જમીનદાર મહાશયને મળવા માટે અત્રે આવ્યો છું; પરંતુ તેમની તબિયત સારી નહિ; હોવાથી હજી હું તેમને મળી શકયો નથી.

ફોજદારઃ—તમે પ્રકાશક છો કે ગ્રંથકાર?

કેશવલાલઃ—નાજી પ્રકાશક નથી. મ્હેં **'વીર બાળિકા સરયુ'** નામની નવલકથા લખી તૈયાર કરી છે. મ્હારી પાસેનાં હૅન્ડબીલો વહેંચાઈ ગયાં છે. આજની પોષ્ટમાં બીજાં હૅન્ડબીલો આવશે તેમાંથી હું આપને થોડાં આપીશ.

ફોજદારઃ—બેલાશક આપજો. હું તમને દશ પંદર ગ્રાહક જરૂર કરી આપીશ.

એટલામાં પોસ્ટ માસ્તર જળ લઇ આવ્યા. તેમણે ફોજદારના હાથમાં જળપાત્ર આપીને કહ્યું:—"કેમ, ફોજદાર સાહેબ! કેશવલાલ સાથે વાતચિત કરી? તેઓ એક ઉછરતા ગ્રંથકાર છે!"

ફોજદારે જળ પીધું એટલે કેશવલાલે ખિસ્સામાંથી પાનની ડબ્બી કાઢી એક પાન પોષ્ટ માસ્તરને આપી બીજું ફોજદારને આપવા માંડયું.

ફોજદારે કહ્યું:–"ના મહાશય ! હું પાન ખાતો નથી; માફ કરજો."

પોષ્ટ માસ્તરે હાવકું મ્હોં કરીને કહ્યું:–"કેશવલાલભાઇ ! ફોજદાર સાહેબ ખરૂં કહે છે; તેઓ આ પાન નથી ખાતા તેમજ ચેરી-મેરીનું પાન પણ ખાતા નથી !"

કેશવલાલે હાથમાંનું પાન પોતાના મ્હોંમાં મૂકી, પાનની ડબ્બી બંધ કરી ખિસ્સામાં મૂકી દીધી. એટલામાં પોષ્ટમેન પણ આવી પહોંચ્યો. કેશવલાલે વર્તમાનપત્રો માટે પત્ર લખી દીધેલો હોવાથી તેના નામપર ત્રણ ચાર વર્તમાનપત્રો તેમજ હૅન્ડબીલ્સનું બુક પોષ્ટ પણ આવ્યું હતું. બુકપોષ્ટ તોડી કેશવલાલે દશબાર હૅન્ડબીલ્સ ફોજદારને આપ્યાં. ફોજદારે લક્ષ્યપૂર્વક હૅન્ડબીલ વાંચી, એક અર્પણ-પત્રિકા આપવાના હેતુથી અમુક માણુસ ઠેઠ ભરૂચથી અહિં સુધી આવે એ અસંભવિત વિચારી, સંશયને આધીન થઈ કેશવલાલને તેની ઓળખાણ સંબંધી અનેક પ્રશ્ન પૂછયા. હજી ક્યાં સુધી રહેવું છે, અહિંથી કયાં જનાર છો વગેરે પ્રશ્નો પૂછવા ઉપરાંત પુસ્તક સંબંધી પણ કેટલાક પ્રશ્ન પૂછયા. અંતે ચતુર ફોજદારે કહ્યું:— "જો અવકાશ મળે તો એકાદ દિવસ છાણી ગામમાં આવી જજો. હું ત્યાં તમને મ્હારાથી બની શકશે તેટલાં ગ્રાહકો મેળવા આપી તમારા આ પ્રશંસનીય કાર્યમાં મ્હારાથી બનતી સહાયતા કરીશ."

આ પ્રમાણે કહી ફોજદાર કેશવલાલ તેમજ પોષ્ટ માસ્તર પાસેથી રજા લઈ ઘોડેસ્વાર થઇ છાણી ગામ તરફ ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૩૪ મું.

---

### જમીનદારની મુલાકાત.

ચાર દિવસ પછી એવા સમાચાર આવ્યા કે, હવે જમીનદાર મહાશયની તબિયત સારી છે. આજે સાંજે તેઓ કેશવલાલને મળશે. શુકલજી મહાશયે પ્રથમથી કેશવલાલને જમીનદાર મહાશય પાસે લઈ જવાનું આશ્વાસન આપ્યું હતું; પરંતુ વર્તમાનપત્રો મળી આવ્યાથી તેઓ યુદ્ધના સમાચાર વાંચવામાં એટલા બધા મશગુલ બની ગયા હતા કે, તેમને માથું ઉંચું કરવાનો પણ અવકાશ નહોતો;

તેથી સાંજના ચાર વાગે કેશવલાલ એકલોજ જમીનદાર મહાશયને મળવા માટે ચાલી નીકળ્યો. અત્યાર સુધી કેટલાક લોકોના મુખેથી સાંભળી કેશવલાલે જમીનદાર મહાશયનું ટૂંક જીવનચરિત્ર લખી રાખ્યું હતું. એ કાગળો પણ તેણે પોતાની સાથે લીધા.

એ માળના એક વિશાળ મકાનના પોતાના બેઠકખાનામાં બેઠા બેઠા જમીનદાર મહાશય હુક્કો પીતા હતા. બેઠકખાનાની દિવાલ ઉપર કેટલીક સુંદર છબીઓ ટાંગવામાં આવી હતી. કેશવલાલે વિના વિલંબે જમીનદારના બેઠકખાનામાં પ્રવેશ કર્યો.

જમીનદાર મહાશય હરિલાલે પૂછ્યું:–"આપનુંજ નામ કેશવલાલ છે કે ?"

કેશવલાલ:—જી હા.

હરિલાલ:–આવો પધારો. હમણાં થોડા દિવસથી હું બિમાર હતો. તેથી આપની સાથે મુલાકાત કરી શક્યો નથી. આપની કાંઈ સંભાળ સુધ્ધાં લઈ શક્યો નથી. મ્હેં સાંભળ્યું છે કે, તમે ધર્મશાળામાં મુકામ કર્યો છે. જો આપણે ત્યાં ઉતર્યા હોત તો પણ કાંઇ હરકત નહોતી. ધર્મશાળામાં આપને કોઇ પણ પ્રકારનું દુ:ખ ભોગવવું પડતું નથી ને ?

કેશવલાલ:—જી ના. કોઇપણ પ્રકારનું દુ:ખ ભોગવવું પડતું નથી.

આમ કહીને કેશવલાલે જમીનદાર મહાશયનાં સ્હામું જોયું.

હરિલાલ:—તમે ભજ્ય રહો છો કેમ ? મ્હેં આપની જાહિરખબર વાંચી છે. તમે તમારૂં પુસ્તક મ્હને અર્પણ કરી તેમાં મ્હારૂં જીવનવૃતાંત છાપવા ચ્હાઓ છો એ હકીકત હું તમારા પત્રપરથી જાણી શક્યો છું.

કેશવલાલે માથું નીચું નમાવી નમ્ર સ્વરે કહ્યું:—"જી હા, એ માટેજ હું આપની પાસે આવ્યો છું. હું દ્રવ્યલોભી નથી. આપ મ્હારા પ્રશંસનીય કાર્યમાં મ્હને જેટલું ઉત્તેજન આપશો તેટલું હું કોઈ પણ પ્રકારની અડચણ સિવાય પ્રસન્ન વદને સ્વીકારીશ."

હરિલાલ:—તમારી લાયકાત માટે મ્હારા મનમાં બેમત છેજ નહિ.

પછીથી જમીનદાર હરિલાલે પુસ્તક સંબંધીની કેટલીક હકીકત પૂછી. કેશવલાલ જે ટૂંક જીવનચરિત્ર લખી લાવ્યો હતો તે તેણે વાંચી સંભળાવ્યું. હરિલાલે વચ્ચે વચ્ચે જે સુધારો વધારો કરવાનું

જણાવ્યું તે તેણે કરી નાંખ્યો. એ ત્રણ વર્ષ ઉપરનો એક જુનો ફોટો ઘરમાં છે તે બીજે દિવસે પહોંચડાવવાનું પણ હરિલાલે જણાવ્યું. અંતે કેશવલાલે કહ્યું:–" આપના ન્હાના ભાઇ મોહનલાલની તો બિલકુલ હકીકત આપના આ જીવનચરિત્રમાં આવી નહિ. તેમની સાથે એક વખત મ્હારી મુલાકાત થશે કે ? "

હરિલાલે જાણે સહજ વિરક્ત થઇને કહ્યું:—"મોહનલાલ ? એ તો નથી !"

કેશવલાલ:—તેઓ કયાં છે ?

હરિલાલ:—મુંબાઈ.

કેશવલાલ:—મ્હારે કાર્ય પ્રસંગે થોડા દિવસ પછી મુંબાઇ જવાનું છે. જો કૃપા કરી આપ તેમનું ઠેકાણું લખાવો તો હું જરૂર તેમનાં દર્શનનો લાભ લઇશ.

હરિલાલ:—ઘણા દિવસ ઉપર એક પત્ર આવ્યો હતો. એ પત્રમાં ઠેકાણું લખેલું હતું; પરંતુ પત્ર કયાંય પડયો હશે ! મ્હારા ધારવા પ્રમાણે તેઓ બંગડી બજારમાં રહે છે.

કેશલલાલ:—ઠીક, હું બનતા સુધી જરૂર તેમનાં દર્શનનો લાભ લઇશ. આમ કહીને બીજે દિવસે ફોટો મોકલી આપવાનું ફરીથી જણાવી કેશવલાલ જમીનદાર મહાશય પાસેથી વિદાય લઇ ચાલ્યો ગયો.

ધર્મશાળામાં પાછો આવીને કેશવલાલ અસંખ્ય વિચારો કરવા લાગ્યો:—"શું મોહનલાલ મુંબાઈમાં રહે છે ? જો તે વાત ખરી હોય તો મ્હારી ધારણા ખોટી થાય ! તો પછી બનાવટી મુળજીભાઇ કોણ હોઇ શકે તેમજ નર્મદા પણ કોણ હોઇ શકે ? બનાવટી મુળજીભાઇ જો મોહનલાલ ન હોય તો નર્મદા લીલાવતી પણ હોઇ શકે નહિ. વળી જો નર્મદા લીલાવતી હોય તો મુળજીભાઇ બનેલો યુવક મોહનલાલ સિવાય બીજો કોણ હોઇ શકે ? " આજકાલ કેશવલાલ જે વિચારો કરતો હતો તે સઘળા વિચારો ઉલટાઇ ગયા.

સંધ્યા સમય થવા આવ્યો હતો તેથી કેશવલાલે ધર્મશાળાના નોકરને બોલાવી તેને દૂધ લઇ આવવા મોકલી તે મદ્યપાન કરવા બેઠા. આજે મદ્યપાન કરવામાં તેણે હદ ઓળંગી, અને એક ઉપર એક એમ અનેક મદ્યપાત્રો તેણે પેટમાં પધરાવી દીધાં. તેના વિચારમગ્ન જીવમાં મદ્યપાનથી એક પ્રકારની ક્ષણિક શાન્તિ–સ્ફુર્તિ આવી.

## પ્રકરણ ૩૫ મું.

### દુનિયા ઝુકતી હય, ઝુકાનેવાલા ચાહિયે !

મધ્ય રાત્રિને સમયે કેશવલાલને એવો વિચાર આવ્યો કે, તેણે એક મ્હોટી ભૂલ કરી છે. તેણે વિચાર્યું:—"નર્મદાનું પિત્રાલય કે શ્વસુરાલય કોયલીમાં છે એટલાજ આધારપર હું અહિં આવ્યો છું. કદાચ બીજું કોયલી ગામ હશે તો ? એક નામનાં કેટલીક વખત બે ત્રણ ગામ પણ હોય છે ખરાં."

બીજે દિવસે સ્હવારે શય્યાત્યાગ કરીને કેશવલાલ કોયલી ગામના ધોબીને બોલાવી લાવવા ધર્મશાળાના નોકરને મોકલી જીભાઇની માને કેવી રીતે મળવું અને તેને શા શા પ્રશ્નો પૂછવા તેનો વિચાર કરવા લાગ્યો.

એટલામાં છાણી ગામથી ફોજદારનો એક સિપાહી એક પત્ર લઇ કેશવલાલ પાસે આવી પહોંચ્યો. ફોજદારે એ પત્રમાં લખ્યું હતું કે—"જાહિરખબર વાંચી ઘણાં માણસો પુસ્તક ખરીદવાની ઇચ્છા દર્શાવે છે. જો તમે બે ત્રણ દિવસ અહિં આવીને રહી જાઓ તો તમને સારો ફાયદો થાય તેમ છે."

આ પત્ર વાંચી કેશવલાલે એક પત્ર લખી તેમાં ફોજદારનો આભાર માન્યો અને બે ત્રણ દિવસમાં પોતે છાણી આવશે એમ જણાવ્યું. સિપાહી પ્રત્યુત્તર લઇને ચાલ્યો ગયો.

ધોબીને ત્યાંથી ધર્મશાળાના નોકરે પાછા આવીને કહ્યું:—"આપનાં કપડાં હજી ધોવાઇને તૈયાર થયાં નથી. સ્હાંજે કપડાં લઇને ધોબી જાતેજ આપની પાસે આવી જશે."

આખો દિવસ પસાર થઇ ગયો. કેશવલાલ સ્હાંજે ચ્હા પીતો હતો એવામાં ધોબી તેની પાસે ધોએલાં કપડાં લઇ આવ્યો.

વસ્ત્રો ગણી લઇને કેશવલાલે કહ્યું:—"ધોબી ! આ કડકો જો જોઇએ. એના ઉપર જે ચિન્હ કર્યું છે તે ત્હેં કર્યું છે કે ?"

ગવનનો કડકો હાથમાં લઇને ધોબીએ લક્ષપૂર્વક ચિહ્ન તપાસ્યું. પછીથી તે સંદિગ્ધ ભાવથી કેશવલાલના મ્હોં તરફ જોવા લાગ્યો.

કેશવલાલે પૂછયું:—" આ ચિન્હ ત્હેં કર્યું છે કે ? એ કોનું ગવન છે એ હું જાણવા માગું છું."

એ કોના ગવનનો કડકો હતો તે ધોબી જાણી ગયો હતો. તે કડકો જીવનલાલની ગૂમ થયેલી પુત્રી લીલાવતીના ગવનનો હતો. લીલાવતી સંબંધી જે ગામગપાટા ચાલતા હતા એ પણ ધોબીના જાણવામાં હતા. આથી કરીને તે ગભરાઈ ગયો હતો. તેણે નમ્ર સ્વરે કહ્યું:—"આ ચિન્હ કોનું છે તે હું કેવી રીતે કહી શકું ? તમને આ કડકો ક્યાંથી મળી આવ્યો છે ?"

કેશવલાલે વિરક્ત બની જઇને કહ્યું:—" મ્હને ક્યાંથી મળ્યો છે તેનું ત્હારે શું કામ છે ? હું જે પૂછું તેનો ઉત્તર આપ."

ધોબી હાથ જોડી કરગરવા લાગ્યો:—'સાહેબ ! મ્હને માફ કરો— હું ગરીબ માણસ છું."

કેશવલાલ ક્રોધે ભરાયો. કઠોર સ્વરે તેણે કહ્યું:—" સાલા ! લુચ્ચાઇ કરે છે ? તું ગરીબ છે કે તાલેવંત તે તને કોણ પૂછે છે ? આ ચિન્હ ત્હેં કર્યું છે કે કેમ તેનો ઉત્તર આપને ?"

ધોબી ધ્રૂજી ઉઠયો. દયા ઉપજાવે એવા સ્વરે તેણે કહ્યું:— " સાહેબ ! શું થયું છે ?"

કેશવલાલ ક્રોધમાંજ બોલી ઉઠયો:—" ખૂન થયું છે ?"

ધોબીનું મ્હોં સફેદ કાગળ જેવું બની ગયું. તેણે કહ્યું:—"શું ખૂન થયું છે ? જીવનલાલભાઇની પુત્રીનું ખૂન થયું છે ? કોણે ખૂન કર્યું છે, સાહેબ ?

કેશવલાલના મનનો સઘળો સંદેહ દૂર થયો. તેણે કાંઇ વિચાર કરીને કહ્યું:—

" બીજું કોણ કરે ? અહિંના જમીનદારના ન્હાના ભાઇએજ ખૂન કર્યું છે. !"

ધોબી:—ન્હાના ભાઇ મોહનલાલે ? એ તો અમે જાણીએ છીએ ! ત્યારે સાહેબ ! હવે શું થશે ? શું આપ પોલિસ અમલદાર છો ?

કેશવલાલે ગંભીરતાથી કહ્યું:—" હા હું ડિટેક્ટિવ છું."

ધોબી વિશેષ ગભરાઈ ગયો. તેણે કેશવલાલને કરગરી પડીને કહ્યું:—" સાહેબ ! હું ગરીબ માણસ છું. મ્હારા ઉપર દયા રાખજો. હું

કાંઈ જાણતો નથી. મ્હને સાક્ષી બાક્ષીના ઝઘડામાં ના નાખશો. આપનાં કપડાંની ધોવડામણીના પૈસા મ્હારે જોઇતા નથી. એ પૈસા હું આપ સાહેબને પાન ખાવાને આપું છું. ડિટેક્ટિવ સાહેબ! મ્હારી વિનંતિ ભૂલી ન જશો. જો મ્હારા ઉપર દયા નહિ કરો તો હું એક ગરીબ માણસ વિના અપરાધે માર્યો જઇશ!"

કેશવલાલે હસીને કહ્યું:–"ઠીક છે, જા; પરંતુ ખબરદાર! આ સઘળી વાત કોઇને કહીશ નહિ."

ધોબીએ પોતાના બન્ને કાન પકડીને કહ્યું:—"હજુર! હું કોઇને એક અક્ષર પણ કહીશ નહિ.—જીભ કપાઇ જશે તો પણ કહીશ નહિ!"

આમ કહીને ધોબી ચાલ્યો ગયો.

બહાર નીકળીને ધોબી ગભરાતો ગભરાતો અસંખ્ય વિચારો કરતો ચાલ્યો જવા લાગ્યો. તે વારંવાર પાછળ ફરીને જોતો જોતો, કેટલાક આડાઅવળા રસ્તાઓ ફરીને જમીનદારના ઘર પાસે જઇ પહોંચ્યો. મકાનમાં પ્રવેશ કરતાંજ તેણે જોયું કે, જમીનદાર હરિલાલ જમવાની તૈયારી થયેલી હોવાથી હાથ પગ ધુએ છે.

ધોબી તેમની પાસે જઇને બેસી રડી પડયો. તેણે કહ્યું:— "મહારાજ! આપનું અન્ન ખાઇનેજ હું જીવું છું. તેથી આપને હું એક છુપી ખબર કહેવાને આવ્યો છું. આપણા ઉપર એક મ્હોટું સંકટ આવી પડયું છે."

હરિલાલે પૂછ્યું:—"કહે કહે, જલદી કહે કે શું થયું છે?"

ધોબીએ ગદ્‌ગદ કંઠે કહ્યું:—"મહારાજ! ખૂની મામલો છે. ગામમાં ટીકટીકી આવી છે!"

હરિલાલ:—ટીકટીકી શાની?

ધોબી:—ટીકટીકી પોલિસ.

આમ કહીને ધર્મશાળામાં કેશવલાલ સાથે ધોબીને જે વાતચિત થઈ હતી તે તેણે જમીનદાર હરિલાલને કહી સંભળાવી. અંતે તેણે હાથ જોડીને કરૂણ કંઠે કહ્યું:–"મ્હેં આપને આ ખબર આપી છે એ કોઇના જાણવામાં આવે નહિ એટલું ધ્યાનમાં રાખજો. હમ્મેશાં આપનું અનાજ ખાઇને જીવું છું તેથી આપને આ ખબર આપ્યા સિવાય મ્હારા જીવને શાન્તિ વળે તેમ નહોતું. ન્હાના ભાઇનો જીવ બચા-

વવાના જે કાંઈ ઉપાયો કરવા હોય તે જલદીથી કરજો. હવે હું જઉં છું."

ધોબી ચાલ્યો ગયો. હરિલાલનું ચિત્ત જમવાપરથી ઉઠી ગયું. પોષ્ટ ઑફિસમાં ફોજદાર સાથે કેશવલાલની મુલાકાત થઈ છે, તેમજ આજે ફોજદાર તરફથી એક પત્ર લઇને એક સિપાહી પણ આવ્યો હતો એ હકીકત તેમના સાંભળવામાં આવી હતી. કેશવલાલે હરિલાલનું મુંબાઇનું ઠેકાણું જાણવાની ઇચ્છા દર્શાવી હતી એ વાત પણ તેમને યાદ આવી. આથી કરીને ધોબીએ જે હકીકત કહી તેના ઉપર તેમને વિશ્વાસ બેઠો. તેમણે ઉપર જઇને પોતાના કુટુંબની સાથે થોડા સમય સુધી મસલત કરી. પછીથી બેઠકખાનામાં આવી તેમણે એક નોકરને મુનીમને બોલાવી લાવવા માટે દોડાવ્યો.

મુનીમ આવ્યો એટલે તેની સાથે પણ કંઈ મસલત કરી તેને રાત્રે નવ વાગ્યે બહાર મોકલ્યો. મુનીમે બહાર જઇ આવીને કહ્યું:— "એ તો ત્રણ હજાર રૂપિયામાં એક પાઈ પણ ઓછી લેવાની સાફ ના પાડે છે. એ કહે છે કે, "ખૂન થયાનાં અનેક પ્રમાણો મ્હારા હાથમાં છે. માત્ર જેનું ખૂન થયું છે એ સ્ત્રી કોણ હતી તે જાણવાનું બાકી રહ્યું હતું. એ હકીકત અત્રે આવ્યા પછી જાણવામાં આવી છે." હવે જેમ આપને યોગ્ય લાગે તેમ કરીએ."

હરિલાલે નિરૂપાયે ત્રણ હજાર રૂપિયાની એક કોથળી ભરીને મુનીમના હાથમાં આપી. મુનીમ એ રૂપિયા વિના વિલંબે કેશવલાલને આપી આવ્યો. કેશવલાલે મુનીમ સાથે જમીનદાર હરિલાલને હવે બેફિકર રહેવાનું જણાવ્યું.

કેશવલાલ સ્વગત વિચારવા લાગ્યો:—" આવીજ રીતે દગાબાજ દુનિયામાં દગો કરવો જોઇએ ! દુનિયા ઝુકતી હય, ઝુકાનેવાલા ચાહિયે !"

## પ્રકરણ ૩૬ મું.

### ફોજદારની સહાયતા.

મધ્યરાત્રિ સુધી કેશવલાલને નિદ્રા આવી નહિ તે સ્વગત વિચારવા લાગ્યો:—"જ્યારે આટલી બધી શોધ કરી છે ત્યારે હવે

આ શોધને પડતી મૂકવી ઉચિત નથી. એ બનાવટી મુળજીભાઈ કોણ છે તેનો પત્તો મેળવવોજ જોઇએ. પ્રથમ મ્હેં એમ ધાર્યું હતું કે, એ મોહનલાલ નથી પરંતુ એ શું સંભવિત છે? મુંબાઈથી એક પત્ર આવ્યો છે, તેમાં ઠેકાણું આપવામાં આવ્યું છે. માત્ર એટલાજ ઉપરથી એવા નિર્ણય ઉપર કેવી રીતે આવી શકું કે મોહનલાલ ઠિકરિયામાં બનાવટી મુળજીભાઇ થઇને આવ્યો નથી? જો કદાચ મુંબાઈમાંજ મોહનલાલ હશે તો પછી હું શું કરીશ? આ લીલાવતી અહિંથી કયાં ગઈ અને તેણે શું કર્યું એ સઘળી તપાસ કરીશ તોજ બનાવટી મુળજીભાઇનો ખરો પરિચય માલૂમ પડશે. લીલાવતીની સંપૂર્ણ શોધ અત્રેજ કરી શકાય તેમ છે. જીભઈની માને કેટલીક હકીકત પૂછી જોવાની જરૂર છે; પરંતુ એ ખરી હકીકત કહેશે કે? લીલાવતીનું ખૂન થયું છે અને એ ખૂની મામલાની તપાસ કરવા હું ડિટેકિટવ તરીકે અહિં આવ્યો છું એ હકીકત કાલેજ આખા ગામમાં જાહિર થઇ જશે; તેથી જીભઇની મા પાસેથી ખરી હકીકત જાણી શકાશે નહિ. જો હું પોલિસ અધિકારી હોત તો કોઈ પણ પ્રકારની હરકત પડત નહિ; પરંતુ લાચાર!”

શય્યામાંથી ઉઠીને કેશવલાલે દીપક સળગાવ્યો. ઓરડીમાં તે થોડા સમય સુધી આંટા મારવા લાગ્યો. તરતજ તેને ફોજદારના પત્રની હકીકત યાદ આવી. એ પત્ર ઉઘાડી પુનઃ વાંચી કેશવલાલ વિચારવા લાગ્યો:—“આ ફોજદાર જો મ્હને સહાયતા કરે તો હું મ્હારા કાર્યમાં ફત્તેહમંદ થયા સિવાય રહું નહિ. મ્હારી પાસે ઘણા રૂપિયા આવ્યા છે. રૂપિયાથી ફોજદારને વશ કરૂં તો પછી ચિંતા રહે નહિ; પરંતુ ફોજદાર પાન સુદ્ધાં ખાતા નથી! માટે બીજો ઉપાય અજમાવ્યા સિવાય છુટકો નથી. ફોજદાર હજી નવયુવક છે. હું જો એક ઉત્તમ શૃંગારિક વાર્ત્તા બનાવી તેમને વંચાવું—હું જાતેજ જાણે કે નાયક છું—આ રહસ્યનો ભેદ થતાંજ જાણે કે અમારૂં પ્રણય-મિલન થાય તેમ છે—તો જરૂર ફોજદારનું મન ભીંજાશે અને હાથકડી પોલિસ વગેરેની મ્હને સહાયતા આપશે. હવે વાર્ત્તા કેવી રીતે તૈયાર કરવી? આ સઘળા કારસ્થાનમાં થોડો ફેરફાર તેમજ વધારો કરીને વાર્ત્તા તૈયાર કરવામાંજ કલ્યાણ છે.”

લગભગ રાત્રે ત્રણ વાગ્યે કેશવલાલ નિદ્રાધીન થયો. બીજે

દિવસે લગભગ સાત વાગ્યે તે જાગી ઉઠયો. ચ્હા પી રહ્યા પછી તે પગે ચાલતો છાણી જવા નીકળી પડયો. છાણી ગામ ત્યાંથી માત્ર ત્રણ માઇલ દૂર હતું. સાડાઆઠ વાગ્યાના સુમારે તે ફોજદાર પાસે જઇ પહોંચ્યો. ફોજદાર એક નવીન માસિક પત્ર વાંચતો બેઠો હતો. કેશવલાલનો સત્કાર કરતાં તેણે કહ્યું:—"આવો બેસો. ચ્હા પીશો કે ?"

કેશવલાલ:—ના જી, હું ચ્હા પીનેજ નીકળ્યો હતો.

એ ચાર શિષ્ટાચારની વાતો થયા પછી ફોજદારે કહ્યું:—"તમે વહેલા આવી ચઢયા છો. તમારાં પુસ્તકો ખરીદવાની ઇચ્છા ધરાવનાર માણસો તો દશ વાગ્યા પહેલાં મળી શકશે નહિ."

કેશવલાલ:—ફોજદાર સાહેબ ! હું એક નવલકથા છપાવું છું એ માત્ર એક જૂઠું કારણ છે.

ફોજદારે અલ્પ સમય સુધી લક્ષ્યપૂર્વક કેશવલાલના મુખ તરફ જોઇને કહ્યું:—"હું પણ એ જાણું છું."

આ ઉત્તર સાંભળી કેશવલાલ વિસ્મિત તેમજ શંકિત થયો. તરતજ તેણે પૂછયું:—"શું આપ જાણો છો ? કેવી રીતે આપ જાણી શકયા ?"

ફોજદારે કહ્યું:—"પોષ્ટ ઑફિસમાં તમારી સાથે વાતચિત કરતાં મ્હને તમારા ઉપર સંશય આવ્યો હતો તેથી તે દિવસેજ મ્હેં તમારી જાહિરખબર જે ઠેકાણાની છે તે ઠેકાણે પોલિસ કમિશનરને મોકલી દીધી. તેમના તરફથી મ્હને તાર મળ્યો છે કે, તમે જે ચોપડીનું નામ જાહિર કર્યું છે તે ચોપડી ત્યાંના કોઈ પણ છાપખાનામાં છપાતી નથી."

કેશવલાલનું હૃદય જોશથી ધબકવા લાગ્યું; પરંતુ તેણે પોતાના એ ભાવને બની શકે ત્યાં સુધી છુપાવી રાખીને કહ્યું:—"બીજી શી હકીકત તમારા જાણવામાં આવી છે ?"

ફોજદાર:—એજ કે, તમે કોઇ બદમાશ માણસ નથી—બદમાશોના લિષ્ટમાં તમારૂં નામ નથી.

કેશવલાલનો ભય ઘણે અંશે દૂર થયો. તેણે કહ્યું:—"ફોજદાર સાહેબ ! તમને જ્યારે મ્હારા ઉપર સંશય આવ્યો હતો ત્યારે

મ્હારી ચોપડીનાં ગ્રાહકોને મેળવી આપવાનો યત્ન તમે શા માટે કર્યો? મ્હને અત્રે શા માટે બોલાવ્યો?"

ફોજદારઃ—જ્યારે મ્હેં તમને અત્રે આવવાનો પત્ર લખ્યો ત્યારે મ્હને તાર મળ્યો નહોતો. જો કદાચ તમારી વિરૂદ્ધ તાર આવે તો હું તમને પકડવાને માટે પાછો ક્યાં ફર્યા કરૂં એમ વિચારીનેજ તમને અત્રે આવવાનું મ્હેં ચતુરાઇનો ઉપયોગ કરી લખી જણાવ્યું હતું.

આમ કહીને ફોજદાર ખડખડ હસવા લાગ્યો; પરંતુ કેશવલાલ હસ્યો નહિ. નીચું મ્હોં કરી, મૌન ધારણ કરી તે બેસી રહ્યો. અંતે મૌનનો ભંગ કરી ફોજદારે કહ્યું:—"કેશવલાલભાઈ! તમે મ્હારા પર ક્રોધે ભરાઓ છો કે? જુઓ, અમે પોલિસના માણસો છીએ. સંદેહ કરવાનોજ અમારો ધંધો છે. મ્હેં માત્ર સરકાર તરફનું મ્હારૂં કર્ત્તવ્ય બજાવ્યું છે; તેથી તમે દુઃખિત શા માટે થાઓ છો?"

કેશવલાલે નીચું મ્હોં રાખીનેજ કહ્યું:—"તમે મ્હને ચોર કે બદમાશ વિચારી મ્હારા ઉપર સંદેહ લાવ્યા તે માટે હું દુઃખી થતો નથી. હું એક પ્રકારની આશા રાખીને આપની પાસે આવ્યો હતો. મ્હારી આશા નિરાશામાં ફેરવાઈ જવાનો સમય જોઇનેજ હું દુઃખી થઉં છું!"

ફોજદારે આશ્ચર્ય પામીને કહ્યું:—"શી આશા રાખીને મ્હારી પાસે આવ્યા છો?"

કેશવલાલઃ—કેટલીક બાબતોની શોધ કરવા માટે હું આ તરફ આવ્યો છું. એ બાબતોની શોધ ઉપર મ્હારી સમસ્ત જીંદગીના સુખ દુઃખનો આધાર રહેલો છે. આપ પોલિસ અધિકારી છો. આપ જો ધારો તો તે બાબતોની તપાસ કરી મ્હને સહાયતા કરી શકો તેમ છો.

ફોજદારઃ—તમારા વચનોનું રહસ્ય હું સમજી શકતો નથી. ઠીક કેશવલાલભાઇ!—જો તમારૂં ખરૂં નામ કેશવલાલજ હોય તો—તમે શા માટે આશાભંગ થયા છો તે મ્હને જણાવો. પછીથી હું તમને જણાવી શકું કે, મ્હારાથી તમને સહાયતા કરી શકાય તેમ છે કે નહિ.

કેશવલાલઃ–હું મ્હારૂં નામ કહું છું તે ખરૂં કહું છું કે નહિ એ માટે તમારા મનમાં હજી સંદેહ છે કે? આ તરફ હું સૌ કોઇથી

અજાણ્યો છું. કોને બોલાવીને હું સાબિત કરૂં કે મ્હારૂં નામ કેશવલાલ બાબુલાલ છે ? !

ફોજદારઃ—જો મ્હારાથી તમારાપર કોઇ પણ પ્રકારનો ઉપકાર થઈ શકે તેમ હોય તો તથા હું એ ઉપકાર કરવા જતાં મ્હારા ધર્મમાર્ગથી વિમુખ થઇ શકું તેમ ન હોય તો—હું અવશ્ય તેમ કરવા તૈયાર છું.

કેશવલાલઃ—આપ ધર્મમાર્ગ ઉપર રહીનેજ મ્હારાપર ઉપકાર કરી શકો તેમ છો. માત્ર મ્હારા એકલાની ઉપર નહિ; પરંતુ એક પ્રાચીન આબરૂદાર પરિવાર ઉપર પણ આપનો મહાન્ ઉપકાર થશે.

ફોજદારઃ—ત્યારે સઘળી હકીકત મ્હને વિસ્તારથી કહી સંભળાવો.

કેશવલાલઃ—એક પુરૂષ અને એક સ્ત્રી એક ઠેકાણે જઇને દગાબાજી કરવાની તૈયારીમાં છે. હું તેમની એ દગાબાજીમાં અડચણ કરવાની ઇચ્છા રાખું છું. એ સ્ત્રી કોણ છે તે હું આ તરફ આવીને જાણી શકયો છું—પરંતુ પુરૂષ કોણ છે એ સંબંધી હજી સુધી મ્હને કોઇ પણ પ્રકારની ચોક્કસ માહિતી મળી નથી.

ફોજદારઃ—એ બન્ને જણાં શી દગાબાજી કરવાનાં છે ?

કેશવલાલઃ—આ પ્રશ્નનો ઉત્તર હું હમણાં આપી શકું તેમ નથી; તે માટે માફ કરજો. છતાં એટલું જણાવું છું કે એ સ્થાન અહિંથી ઘણે દૂર આવેલું છે. આ જીલ્લામાં નથી—તેમજ ડિવીઝનમાં પણ નથી.

ફોજદારઃ—એ સ્ત્રી કોણ છે ?

કેશવલાલઃ—કોયલી ગામના જીવનલાલ પંડયાની પુત્રી લીલાવતી છે. હું કેવી રીતે તેને પિછાની શકયો છું તે પણ કહું છું.

આમ કહીને પેલા ગવનનો કડકો, તથા ધોબી સાથે થયેલી વાતચિતમાંથી કેટલીક હકીકત કેશવલાલે ફોજદારને કહી સંભળાવી.

ફોજદારે એ હકીકત સાંભળીને કહ્યું:—"તમે ઇંગ્રેજી ડિટેકિટવોની વાર્તાઓ ઘણી વાંચતાં હો એમ લાગે છે ! તમે એક બીજા શાર્લોક હોમ જણાઓ છો !"

કેશવલાલઃ—એ વિખ્યાત ડિટેકિટવના જેટલી શક્તિ મ્હારામાં હોત તો પછી મ્હારે બીજી શાની જરૂર રહેત ?

ફોજદારે હાથમાંના માસિકપત્રનાં પૃષ્ઠ ઉલટાવતાં ઉલટાવતાં કહ્યું:—"તમે કહ્યું કે, એ પુરૂષ કોણ છે તે અદ્યાપિ તમે જાણી શક્યા નથી. કોઈના ઉપર તમને સંશય છે કે ?"

કેશવલાલઃ—હા. જે રાત્રે લીલાવતી આ છાણી ગામમાં આવેલા તેને સાસરેથી ગૂમ થઈ, તે રાત્રેજ બાજવા ગામની પાસે કોયલીમાં રહેતી જીભઇની મા, કોયલી ગામના જમીનદાર હરિલાલના ન્હાના ભાઇ મોહનલાલ સાથે જતી જોવામાં આવી હતી. મોહનલાલ પણ તેજ દિવસનો ગૂમ થઈ ગયો છે. તેથી મ્હને એવો સંશય રહે છે કે, એ મોહનલાલની સાથેજ લીલાવતીએ ગૃહત્યાગ કર્યો છે—અને તેઓ બન્ને મળીને ઉપર જણાવ્યા પ્રમાણે દગાબાજી કરવાની તૈયારીમાં છે.

પછીથી ફોજદારે ટેબલમાંથી પોલિસ ડાયરીઓ બહાર કાઢી. કેશવલાલે પૂછ્યું:—"આ ડાયરીઓમાંથી શું જડશે ?"

ફોજદારે આ પ્રશ્નનો કાંઈ પણ ઉત્તર નહિ આપતાં કહ્યું:—"તમે એમને દગાબાજી કરતાં અટકાવવાનો યત્ન કરો છો તે માત્ર ધર્મભાવથી અગર તો પરોપકાર કરવાના હેતુથીજ કરોછો ને ?"

કેશવલાલઃ—બિલકુલ નહિ. એમાં તો મ્હારો મુખ્ય સ્વાર્થ સમાયલો છે.

આમ કહીને કેશવલાલે જે કલ્પિત નવલકથા કહેવાની શુરૂઆત કરી તે આ પ્રમાણે છે:—

"એક જમીનદારને માત્ર એકજ પુત્ર હતો. જગન્નાથની યાત્રાએ જતાં માબાપ પાસેથી પુત્ર ખોવાઇ ગયો. એ આજ પચીસ વર્ષ ઉપરનો પ્રકાર છે. પછીથી જમીનદારની સ્ત્રી મરી જતાં તેમણે બીજી વખત લગ્ન કર્યું. એ સ્ત્રીએ એક કન્યાને જન્મ આપ્યો. મ્હારા પિતા એ જમીનદારના કારભારી છે, તેથી મ્હારી અને એ કન્યાની વચ્ચે બાલ્યાવસ્થાથીજ પ્રીતિ થઇ હતી. ઘેર એક શિક્ષિકા રાખીને જમીનદાર મહાશય કન્યાને ઇંગ્રેજી અભ્યાસ કરાવતા હતા. હું તેને ગુજરાતી અભ્યાસ કરાવતો હતો. બે વર્ષથી જમીનદાર મહાશય સ્વર્ગસ્થ થયા છે. તેમણે એવું વીલ કર્યું છે કે, કન્યા પંદર વર્ષની થાય એટલે તેનો મ્હારી સાથે વિવાહ કરવો, તથા સઘળી સંપત્તિ અમારી બન્નેની થાય. આ સમય દરમ્યાન કારભારીએ કન્યા-

ના ટ્રસ્ટી તરીકે કન્યાનું રક્ષણ કરવું. કન્યાની ઉંમર હમણાં ચૌદ વર્ષની છે—એક વર્ષ પછી અમારૂં બન્નેનું શુભ લગ્ન થનાર છે; પરંતુ બે માસથી એક વ્યક્તિ આવીને એમ કહે છે કે, તેજ જગન્નાથજીમાં ખોવાલયો જમીનદાર મહાશયનો પુત્ર છે. ગામના બે ચાર લોકોને વશ કરી તે સઘળી વિષય-સંપત્તિ મેળવવાને માટે કોર્ટે ચઢવાની તૈયારી કરે છે. એ યુવકના આવતાં પહેલાં થોડા દિવસ પૂર્વે એક યુવતીએ પોતે નિરાધાર છે એમ જણાવી જમીનદાર મહાશયના અંતઃપુરમાં પ્રવેશ કર્યો છે; તેથી તેણે ત્યાંજ આશ્રય મેળવ્યો છે. આ યુવતી પેલા યુવકને ગુપ્ત પત્રો લખતાં પકડાઇ છે. એ યુવતી લીલાવતી છે એમ ધોબીએ કરેલા ખુલાસા ઉપરથી માલૂમ પડે છે; પરંતુ એ યુવક કોણ છે તે જાણવામાં આવે તોજ હેતુ સિદ્ધ થાય તેમ છે."

ફોજદાર આશ્ચર્યમાં પડી જઇને આ હકીકત સાંભળતો હતો. અંતે તેણે કહ્યું:-"મહાશય! આ તો બરાબર એક નવલકથાના જેવો પ્લૉટ છે! ઘણો આશ્ચર્યજનક બનાવ!"

કેશવલાલ સમજ્યો કે, પોતે પોતાની યુક્તિમાં ફાવ્યો છે!

પછીથી ફોજદારે પોલિસની ડાયરીનાં પૃષ્ઠ ઉલટાવતાં ઉલટાવતાં કહ્યું:—"તમે કોયલીમાંની કઈ સ્ત્રીનું નામ કહ્યું હતું?"

કેશવલાલ:—જીભઈની મા.

ફોજદારે એક પૃષ્ઠમાંની હકીકત કેશવલાલને બતાવીને કહ્યું:-"જુઓ તમારૂં કહેવું ખરૂં છે. બન્ને જણાં એકજ રાત્રે ગૂમ થયેલાં હોવાથી તેઓ સાથેજ નાશી ગયા હશે!"

કેશવલાલ:—હું પણ એમજ ધારૂં છું.

ફોજદારઃ—તમે બેફિકર રહો. હું ધર્મમાર્ગે રહી—સરકારને વફાદાર રહી—મ્હારાથી બનતી મદદ તમને જરૂર કરીશ.

---

## પ્રકરણ ૩૭ મું.

---

### બંધુ-ભગિનીનો પત્રવ્યવહાર.

"પ્રિય બ્હેન સીતા!

તને છેલ્લો પત્ર લખ્યો ત્યાર પછી ઘણી હકીકત મ્હારા

જાણવામાં આવી છે. અહિંના ફોજદાર સાહેબ મ્હારા સાચા સ્નેહી છે. તેમની સહાયતાથી જીભઇની માની તપાસ કરી તેની માર્ફત ઘણી હકીકત જાણી લીધી છે. એ રાંડ પહેલાં તો કાંઇ કહેતી નહોતી; પરંતુ સિપાહીએ જ્યારે તેના હાથમાં હાથકડી પહેરાવવા માંડી ત્યારેજ તેણે સઘળી હકીકત કહી. મોહનલાલે તેને પૈસાથી વશ કરી સંધ્યા સમયે છાણી મોકલી હતી. ત્યાં તેણે રાત્રે લીલાવતીને સુયોગ મળતા એકાંતમાં કહ્યું કે-'ત્હારી માતા બિમાર છે. અહીંથી ત્હારા જેઠ તને ઘેર આવવા નહિ દે એમ જાણી તેમણે ગાડી મોકલી છે. માણસો તેમજ ગાડી અહિંથી થોડે દૂર રસ્તામાં છે. રાત્રે દશ વાગ્યાથી હું ત્હારા ઘરની પાછળ ઉભી રહીશ. ઘરમાં સૌના ઉંઘી ગયાં પછી તું મ્હારી પાસે ચાલી આવજે. ત્હારી માતાની સાથે મુલાકાત કરાવી હું રાત્રે ને રાત્રેજ પાછી તને અહિં પહોંચાડીશ.' ભોળી બાળિકાએ રાંડના આવાં વચનોથી ભોળવાઇ જઇ રાત્રે ઘરમાં સૌ ઉંઘી ગયાં એટલે ગુપચૂપ બહાર નીકળી પડી. છાણીથી એક માઇલ દૂર ગાડી તેમજ કેટલાંક માણસો સાથે રાખીને મોહનલાલ છુપાઇ રહ્યો હતો. જેવી જીભઇની મા લીલાવતીને સાથે લઇને ત્યાં ગઈ એટલે મોહનલાલે લીલાવતીને બળાત્કારથી ગાડીમાં બેસાડી ગાડી હાંકી મારી. જીભઇની માએ કહ્યું છે કે, એ ગાડીવાનનું નામ રામલો છે. ફોજદારે રામલાને બોલાવી તપાસ કરી છે. ગાડીવાને એમ જણાવ્યું છે કે, તે એ બન્ને જણાંને ઠેઠ પાલેજ સુધી મૂકી આવ્યો હતો. પછીથી બન્ને કયાં ગયાં તેની માહિતી હજી મળી નથી. આવતી કાલે હું ફોજદાર સાહેબની સાથે પાલેજ જઇશ. ત્યાંથી બીજો પત્ર લખી વિશેષમાં જે કાંઇ હકીકત જાણવામાં આવશે તે લખી જણાવીશ.

લી.
નિરંતર શુભેચ્છક
**કેશવલાલ."**

૨

"સ્નેહમયી ભગિની **સીતા !**

પરમ દિવસે તને એક પત્ર લખ્યો છે તે તને મળ્યો હશે. ફોજદાર સાહેબ મ્હને પોતાની સાથે પાલેજ નહિ લઇ જતાં તેઓ એકલાજ ત્યાં જઇ આવ્યા છે. તેમણે પાછા આવીને જણાવ્યું છે કે, લીલાવતીને મોહનલાલ બળાત્કારથી પાલેજથી ભરૂચ સુધી લઇ ગયો

હતો. પછીથી એક દિવસે સંધ્યા સમયે તે લીલાવતીને સાથે લઇને નર્મદા નદીમાં નૌકામાં બેસી ફરવા ગયો હતો. નૌકા થોડે દૂર ગઇ એટલે તેણે લીલાવતીને પોતાની કામેચ્છા પૂર્ણ કરવાનો ઘણો આગ્રહ કર્યો હતો; પરંતુ લીલાવતીએ તેની ઇચ્છા પૂર્ણ થવા દીધી નહોતી. તેણે ગળે ફાંસો ખાઇ આત્મહત્યા કરવાનો યત્ન કર્યો હતો. પરંતુ મોહનલાલે તેના ગળાની દોરી ચપ્પુની સહાયતાથી કાપી નાખી તેને આત્મહત્યા કરતી અટકાવી હતી. પછીથી લીલાવતી બેશુદ્ધ બની ગઇ હતી. નૌકાને પાછી ફરતાં ઘણી રાત્રિ વીતી ગઇ હતી તેથી મોહનલાલ નિદ્રાધીન થઇ ગયો હતો. આત્મહત્યા કરવાને માટે આવો સુયોગ જોઇ લીલાવતી ધીમેથી નર્મદા નદીમાં પડી. જો કે તે પડી ત્યારે અવાજ થયો હતો; પરંતુ વાયુનું જોર વિશેષ હોવાથી માછી-ઓનું લક્ષ્ય એ તરફ ખેંચાયું નહોતું. આ ઉપરથી એવું અનુમાન થઈ શકે છે કે, નર્મદા નદીમાં પડેલી લીલાવતી તણાતી તણાતી ત્યાં આવેલી છે. આ બનાવ ફાગણ વદ ૧૪ને દિવસે બન્યો હતો. તેથી નર્મદા ત્યાં કયે દિવસે તણાઇ આવી હતી, એ હકીકત ચોક્કસ તપાસ કરીને લખી જણાવજે. તે ઉપરથી માલૂમ પડી આવશે કે, માછી-ઓએ જણાવેલી સ્ત્રી તેમજ યુવક લીલાવતી અને મોહનલાલ છે કે કેમ? બીજા કાંઇ નવીન વર્તમાન હોય તો અવશ્ય લખજે.

લી.

નિરંતર શુભેચ્છક

કેશવલાલ."

૩

"પ્રિય વડિલ બંધુ!

આપના બન્ને પત્રો મળ્યા. ઉતાવળને લીધે માત્ર એકજ વાક્યમાં ઉત્તર લખું છું કે, ફાગણ માસની અમાવાસ્યાને દિવસે પ્રભાતકાળેજ નર્મદા અહિંના ઘાટ પર તણાઈ આવી હતી.

લી.

સીતાના સ્નેહવંદન."

૪

"પ્રિય બહેન!

ત્હારો પત્ર મળ્યો. એક શોધમાં તો નિરાશ થયો છું. મ્હને સ્પષ્ટ માલૂમ પડી આવ્યું છે કે નર્મદા બનાવટી મુળજીભાઇની સાથે

અગાઉથી મસલત કરીને ત્યાં આવી નથી. એ સંબંધી જેટલી શોધ કરી તે સઘળી વ્યર્થ ગઇ છે. બનાવટી મુળજીભાઇ કોણ છે તેનો કશો નિર્ણય થઇ શક્યો નથી. મ્હેં અહિં ( મુંબાઈ ) આવીને મોહનલાલની શોધ કરી. તેની ઓરડી શોધી કાઢી તપાસ કરી તો એમ માલૂમ પડયું કે, મુંબાઇમાં એક દિવસે જ્યારે તે ફરવા ગયો હતો ત્યારે તે મૉટોર નીચે ચગદાઇ ગયો છે, અને હમણાં સરકારી દવાખાનામાં છે. ત્યાં મ્હેં અનેક વખતે જઇને તેની મુલાકાત લીધી છે. ગઈ કાલે તેનું મૃત્યુ થયું છે. મરતાં પહેલાં તેણે વકીલ બોલાવીને દવાખાનામાંજ એક મૃત્યુપત્ર કર્યું છે. તેમાં લખ્યું છે કે, તેણે લીલાવતીના સતીત્વ રત્નને લૂંટવાનો પ્રયત્ન કર્યો હતો, તે પાપને લીધેજ તેનું આવું શોચનીય રીતે મૃત્યુ થયું છે. વિશેષમાં તેણે લખાવ્યું છે કે, ઇશ્વરકૃપાથી તે તેના આ પાપકાર્યમાં નિરાશ થયો છે. તેની ઇચ્છા સફળ થઇ નથી-લીલાવતી સતી છે-સાધ્વી સ્ત્રી છે. પોતે સતી સાધ્વીના ઉપર ઘણો જુલ્મ ગુજારેલો હોવાથી તેણે પોતાની અડધી સંપત્તિ લીલાવતીને અર્પણ કરી છે. બાકીની અડધી તેણે પોતાના ભત્રિજાઓને સરખે ભાગે આપવાનું જણાવ્યું છે. હું પણ એ મૃત્યુપત્રમાં સાક્ષી થયો છું.

હું આવતી કાલે પ્રભાતકાળે કાશી જઇશ. ત્યાં અનેક સાધુ સંન્યાસીઓ રહે છે તેમને પૂછી હું શાંતિ-કુટિરનો પત્તો મેળવીશ. શાંતિ-કુટિરનો પત્તો લાગશે એટલે બનાવટી મુળજીભાઇનો પણ પત્તો લાગશેજ.

લી. સદૈવ શુભેચ્છક બંધુ
કેશવલાલ."

૫

"પ્રિય ભગિની !

મ્હારો આટલા દિવસનો પરિશ્રમ સફળ થયો છે. કાશીમાં તપાસ કરીને હું શાંતિ-કુટિરમાં ગયો હતો. ત્યાં જતાં મ્હારા જાણવામાં આવ્યું કે, શાંતિકુટિરનો પ્રથમનો મહારાજ ઢિકરિયાનો રહેવાસી મુળજીભાઇજ હતો. થોડા દિવસમાં પાછા ફરવાનું જણાવી તે યાત્રાએ નીકળી પડયો હતો; પરંતુ એક મહિના સુધી તે શાંતિ કુટિરમાં પાછો ફર્યો નહિ તેથી તેના ચેલાઓ તપાસ કરતા કરતા મુંબાઇ સુધી આવી પહોંચ્યા. પોલિસ, રેલ્વે ઑફિસ વગેરે સ્થળોએ તપાસ કરીને તેઓ

જાણી શકયા કે, એ સમયે બાલારોડ સ્ટેશન પર એક સંન્યાસીનો મૃતદેહ ઉતારવામાં આવ્યો હતો. એ સંન્યાસીની ટ્રંક રેલ્વે ઑફિસમાં જમા હતી. એ ટ્રંક જોઇને તેઓ સમજી શકયા હતા કે, એ ટ્રંક તેમના ગુરૂ મહારાજનીજ હતી.

આ સંબંધીની વિશેષ તપાસ કરવા હું બાલારોડ ગયો હતો. ત્યાં સંન્યાસીનો મૃતદેહ ઉતારવામાં આવ્યો હતો એ સમાચાર મ્હારા સાંભળવામાં આવ્યા છે. વિશેષમાં મુખ્ય હકીકત એ જાણવામાં આવી છે કે, એ રાત્રે છાણી ગામનો કૃષ્ણલાલ નામનો યુવક કે જે લીલાવતીનો પતિ થાય છે તે નોકરીપર હતો. સંન્યાસીનો મૃતદેહ સમસ્ત રાત્રિ તેની સંભાળમાંજ હતો. થોડા દિવસ પછી નોકરી પરથી પાણીચું મળ્યાથી તે કાશી ચાલ્યો ગયો હતો.

બાલારોડથી હું છાણી ગયો હતો. ત્યાં કૃષ્ણલાલનો વડિલ બંધુ રહે છે. તેને હજી સુધી કૃષ્ણલાલના કશા સમાચાર મળ્યા નથી. કૃષ્ણલાલ જીવે છે કે મૃત્યુ પામ્યો છે તે પણ એ જાણતો નથી. આથી હવે સ્પષ્ટ માલુમ પડે છે કે, એ કૃષ્ણલાલજ મૃત સંન્યાસીના કાગળપત્રો ઉપરથી તેનું નામઠામ તેમજ બીજી ઉપયોગી હકીકત જાણી લઇ મુળજીભાઇ બની ડિકરિયા આવીને સજીવનલીલા ચલાવે છે. તે દિવસે સંધ્યા સમયે નર્મદા તેને બાગમાં જોઇ કેમ ચમકી ઉઠી હતી તે પણ સારી રીતે સમજી શકાય છે.

જે કેટલીક હકીકત જાણવી બાકી છે, તે બધી જાણવામાં આવ્યા પછી હું ડિકરિયા આવી કાર્યક્ષેત્રમાં ઉતરીશ.

લી. નિરંતર હિતાકાંક્ષી

કેશવલાલ.''

## પ્રકરણ ૩૮ મું.

### ભયંકર બિમારી.

લગભગ એક અઠવાડીઆથી નિર્મળાગૌરી બિમાર છે. શરીરમાં ચોવીસે કલાક તાવ ભરાયલો રહે છે. કૃષ્ણલાલ તેની શય્યા પાસેજ બેસી રહે છે.

બપોરનો સમય છે. નિર્મળાગૌરી રોગશય્યામાં સૂતી સૂતી વિચારો કર્યાં કરે છે. તેની પાસેજ કૃષ્ણલાલ બેઠો છે. નિર્મળાએ કૃષ્ણલાલ

તરફ નજર કરી કહ્યું:—"મ્હારે માટે તમે આટલી બધી ચિંતા શા માટે કરો છો? જુઓને, મ્હારી ચિંતાથી તમારૂં મ્હોં પણ લેવાઈ ગયું છે."

કૃષ્ણલાલ:—ના ના, મ્હને કાંઈ થયું નથી.

નિર્મળા:—જો મ્હને જલદીથી આરામ કરવાની તમારી ઇચ્છા હોય તો તમે મ્હારી બિલકુલ ચિંતા કરશો નહિ. તમે કારભારીની સાથે પણ હમણાં થોડો વખત પણ બેસતા ઉઠતા નથી. આમ કરવું વ્યાજબી નથી.

કૃષ્ણલાલ:—તું નિશ્ચિંત રહે. હું ત્હારા કહેવા પ્રમાણે કારભારી મહાશય પાસે જઉં છું.

આમ કહી કૃષ્ણલાલ ઉઠીને કારભારીનાં બેઠકખાનામાં ગયો. તેણે પૂછ્યું:—"કેમ હરિકૃષ્ણ કાકા? કાંઇ નવાજૂની છે કે?"

હરિકૃષ્ણ:—ભાઈ! હમણાં મ્હારૂં શરીર સારૂં રહેતું નથી. તેથી એક મહિનો કોઈ સારે સ્થળે હવાફેર કરવા જવાનો હું વિચાર કરૂં છું.

કૃષ્ણલાલ:—એ માટે હું નારાજી દર્શાવતો નથી. તમે બેલાશક એક મહિનો ડુમ્મસ કે માથેરાન જઇને રહી આવો.

હરિકૃષ્ણ:—પણ ભાઇ! તમે હું જઉં તે પહેલાં ચાલુ કામકાજ સંભાળો. જો કે મુનીમ ચાલાક તેમજ હોશિયાર છે; પરંતુ તમારે પૂરતી દેખરેખ તો રાખવીજ જોઇએ.

આમ કહીને હરિકૃષ્ણ કારભારી કૃષ્ણલાલને કામકાજ સંબંધીનો ઉપદેશ આપવા લાગ્યા; પરંતુ તેમના એક પણ વાક્યે કૃષ્ણલાલના કાનમાં પ્રવેશ કર્યો નહિ. તેનું મન જૂદાજ વિચારોમાં ગુંથાયલું હતું. તેના મનમાં નિર્મળાગૌરી સંબંધીના વિચારો ઉપજતા હતા.

ઘણા સમય સુધી ઉપદેશ આપી કારભારી હરિકૃષ્ણ સમજી ગયો કે, શ્રોતાનું તેમના ઉપદેશ પ્રત્યે લક્ષ્ય નથી. આથી તેમણે થોડો વખત શાંત રહી એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:—"ઠીક ભાઇ! ત્યારે આજે તો હું ઉઠું છું—"

કૃષ્ણલાલ:—વારૂં, પધારજો કાકા!

કારભારીના ગયા પછી કૃષ્ણલાલ ધુમ્રપાન કરતો કરતો આકાશ પાતાળના વિચારો કરવા લાગ્યો.

થોડા સમય પછી ભોજન તૈયાર થયાની ખબર મળી. કૃષ્ણુલાલ અંત:પુરમાં જઇ ભોજન ઉપર બેઠો; પરંતુ તે નામ માત્રનોજ બેઠો. ભોજન સામગ્રીનો ઘણોખરો ભાગ થાળમાંજ પડયો હતો. માતાજી યોગમાયા કૃષ્ણુલાલની પાસે બેઠાં હતાં. તેમણે કહ્યું:—"કેમ ભાઇ! આજે કાંઇ ખાધું નહિ?"

કૃષ્ણુલાલ:—મ્હને ભૂખ નથી.

યોગમાયા:—શરીર તો સારૂં છે ને?

કૃષ્ણુલાલ:—હા.

યોગમાયા:—ભાઇ! મ્હારાથી છુપાવીશ નહિ. તને શું થયું છે તે કહે. વૈદ્યરાજને બોલાવી મંગાવું?

કૃષ્ણુલાલ:—ના, વૈદ્યરાજને બોલાવવાની કાંઈ જરૂર નથી.

આમ કહીને કૃષ્ણુલાલે હાથ મ્હોં ધોયાં. જ્યારથી નિર્મળા બિમાર થઇ હતી ત્યારથી કૃષ્ણુલાલ સૂઇ રહેવા જતાં પહેલાં તેની પાસે જઇ થોડો ઘણો સમય ત્યાં બેસી વાતચિત કરતો હતો. આજે તેણે આ નિયમનો ભંગ કર્યો. તેણે શયનમંદિરમાં પ્રવેશ કરી દ્વાર બંધ કરી દીધાં.

---

## પ્રકરણ ૩૯ મું.

---

### કૃષ્ણુલાલનો નિશ્ચય.

બીજા બે ત્રણ દિવસ વીતી જતાં નિર્મળાગૌરીને થોડો ઘણો આરામ થયો. આ અરસામાં કારભારીજી પણ કુમ્મસ ચાલ્યા ગયા.

કૃષ્ણુલાલે પોતાના મન સાથે એવો નિશ્ચય કર્યો કે, સ્નેહના હૃદયમાં તે છુરી મારશે નહિ. વિશ્વાસને સ્થાને તે કપટ ચલાવશે નહિ. તે નિર્મળાગૌરીને સઘળી સત્ય હકીકત કહી દેશે.

બપોરનો સમય છે. કૃષ્ણુલાલ પોતાના દિવાનખાનામાં બેઠા બેઠા વિચાર કરે છે. અત્યારે તેના મ્હોં ઉપર પ્રથમના જેવી ચિંતાની છાયા નથી. પોતાના કર્તવ્યનો તેણે નિશ્ચય કરી લીધેલો હોવાથી તેણે શાન્તિ મેળવી છે; પરંતુ વેદનાનો અંત નથી—વિચારોની સીમા નથી.

હવે તેની મુખ્ય ચિંતા તેના પોતાના ભવિષ્ય સંબંધીની છે.

તેણે એક બે દિવસમાંજ ડિકરિયા ગામનો ત્યાગ કરી ચાલ્યા જવાનો નિશ્ચય કર્યો છે. પુનઃ આ જીવનમાં ડિકરિયા ગામમાં આવવાનો તેનો વિચાર નથી; પરંતુ તે વિચારે છે કે, નિર્મળાને જોયા સિવાય તેનું જીવન કેવી રીતે પસાર થશે?

પોતાના ભવિષ્યના અંધકારમય જીવનમાં કૃષ્ણુલાલ સહજ પણુ પ્રકાશ જોઇ શકયો નહિ એમ નથી. હમણાં તે વિચારે છેઃ-"મ્હારી પ્રેમમયી પ્રતિમાનો ત્યાગ કરી જતાં મ્હારૂં હૃદય ભેદાઇ જાય તેમ છે. મ્હારી પવિત્ર પ્રેમમયી પ્રતિમાને હું અપવિત્ર કરીશ નહિ, એજ મ્હારે માટે મ્હોટી સાંત્વના છે-એજ મ્હારા ભવિષ્યના અંધકારમય જીવનનો સાધારણુ પ્રકાશ છે. જેને ચ્હાઉં છું તેના ગળા પર મ્હેં છુરી ફેરવી નથી-જેની પૂજા કરવાને માટે મ્હેં મ્હારા હૃદયનું સિંહાસન બનાવ્યું છે તેને મ્હેં કલંકિત કરી નથી એજ વિચારો મ્હારા ભાવી દુઃખમય જીવનને સહજ સુખમય બનાવી રાખશે."

કૃષ્ણુલાલે આજે સંધ્યા સમયે નિર્મળાગૌરીને બાગમાં લઈ જઇને સઘળી સત્ય હકીકત નિવેદન કરવાનો વિચાર કર્યો છે. તેને સઘળી હકીકત નિવેદન કરી, તેની પાસે કરેલા કપટની ક્ષમા માગી તેણે હમ્મેશાંને માટે તેની વિદાય લેવાનો વિચાર કર્યો છે.

ઘડીઆળમાં ચાર વાગ્યા. કૃષ્ણુલાલે અંતઃપુરમાં પ્રવેશ કર્યો. તેણે જોયું કે, નિર્મળા તેના બેઠકખાનામાં બેસી એક પુસ્તક વાંચે છે. કૃષ્ણુલાલને જોઇ, શરમાઇ જઇને તેણે પુસ્તક બંધ કરી દીધું.

કૃષ્ણુલાલે એક ખુરસી ઉપર બેસીને કહ્યુંઃ—"ચાલ આપણે થોડો વખત બાગમાં ફરી આવીશું?"

નિર્મળાઃ—તમારો જીવ આજે ચિંતામગ્ન કેમ જણુાય છે? તમારી આંખો પણુ ફુલી ગયેલી જોવામાં આવે છે! આમ થવાનું શું કારણુ છે?

કૃષ્ણુલાલે કહ્યુંઃ—"બાગમાં આવ-ત્યાં હું તને સઘળી હકીકત કહીશ."

પૂર્વ પ્રથા અનુસાર નિર્મળાગૌરી પ્રથમ બાગમાં ચાલી ગઈ. થોડા સમય પછી કૃષ્ણુલાલ પણુ બાગમાં નિર્મળાગૌરી પાસે ગયો. બન્ને જણાં એક બીજાની સાથે બાગમાં ફરવા લાગ્યાં. નિર્મળાગૌરી વચ્ચે વચ્ચે તીક્ષ્ણુ દ્રષ્ટિથી કૃષ્ણુલાલના મ્હોં સ્હામું જોતી હતી.

પોતાની હકીકત કહેવાનો કૃષ્ણલાલ ઘણો યત્ન કરવા લાગ્યો; પરંતુ તે કૃતકાર્ય થયો નહિ. કંઠ સુધી વાત આવીને અટકી જતી હતી. તે કોઇ પણ પ્રકારે અંતરની વાત કહી શકતો નહોતો.

થોડા સમય પછી નિર્મળાગૌરીએ કહ્યું:—" મ્હારૂં કહ્યું માનશો ? "

કૃષ્ણલાલ:—શું કહેવું છે, કહે ?

નિર્મળા:—તમારૂં મન તેમજ શરીર બન્ને ખરાબ થતાં જાય છે. સોળ વર્ષ સુધી પરદેશમાં હતા તેથી તમને અહિંનાં હવાપાણી માફક આવતાં હોય એમ જણાતું નથી. તમારૂં મન પણ જાણે કે વ્યાકુળ બની ગયું છે. મ્હારૂં કહેવાનું એજ છે કે, ચાલો આપણે થોડો કાળ હવાફેર કરી આવીએ. માતાજીની પણ તીર્થયાત્રાએ જવાની ઘણી ઇચ્છા છે. ચાલો, આપણે બન્ને જણાં તેમને તીર્થયાત્રા કરાવી આવીએ. તમારો આ સંબંધી શો વિચાર છે ?

ઉત્તર મેળવવાને માટે થોડા સમય સુધી નિષ્ફળ રાહ જોઇને તેણે પુનઃ પૂછ્યું:—"તમારો આ સંબંધી શો વિચાર છે ?"

કૃષ્ણલાલ એકાએક ચમકી ઉઠયો. તેણે પૂછ્યું:—"હેં !"

નિર્મળા:— શું કહો છો ? આપણે જઇશું ને ! જો જવાનો ચોક્કસ વિચાર હોય તો હું માતાજીને કહી સઘળી તૈયારી કરૂં.

કૃષ્ણલાલ:—તું ક્યાં જવાની વાત કરે છે ?

નિર્મળા:—ત્યારે મ્હેં જે હકીકત કહી તે તમે સાંભળી નહિં ?

કૃષ્ણલાલે શરમાઈ જઇને કહ્યું:-"હું એક બીજી વાતમાં વિચાર કરતો હતો. ત્હેં શું કહ્યું હતું, તે ફરીથી કહે જોઇએ ?"

નિર્મળાએ ઉપરોકત હકીકત પુનઃ કૃષ્ણલાલને કહી સંભળાવી એ હકીકત સાંભળી રહ્યા પછી કૃષ્ણલાલે કહ્યું:—" ઠીક છે, વિચાર કરી જોઇશ. "

કૃષ્ણલાલ સમજી શકયો કે તેને જે હકીકત કહેવાની છે તે તેનાથી નિર્મળાગૌરીની હાજરીમાં કહી શકાશે નહિ. તેણે એ હકીકતનો સંપૂર્ણ વિચાર કર્યો, તથા બીજે દિવસે સુયોગ મળતાં એક પત્ર નિર્મળાને આપવાનો નિશ્ચય કર્યો.

* * * *

રાત્રે ભોજન કરી શયન-મંદિરમાં જઇ કૃષ્ણલાલ નિર્મળા-ગૌરી ઉપર પત્ર લખવા બેઠો.

એક પૃષ્ઠ લખ્યું, બે પૃષ્ઠ લખ્યાં, ત્રણ પૃષ્ઠ લખ્યાં ને વળી એ પૃષ્ઠ ફાડી નાખી ફરીથી લખવા માંડયાં. કેટલીક વખત કલમ મૂકી દઈ ઉંચું જોઇ વિચાર કરે છે, અને વિચાર કરી રહીને પાછો લખવા માંડે છે. વચ્ચે વચ્ચે ખુરસી ઉપર શરીર નાખી થોડો સમય રૂદન પણ કરે છે. આવી રીતે રાત્રિનો એક વાગ્યો-બે વાગ્યા ને ત્રણ પણ વાગ્યા.

પત્ર લગભગ સંપૂર્ણ લખાઇ રહેવા આવ્યો છે. હવે માત્ર અડધું પૃષ્ઠ લખવું બાકી રહ્યું છે; પરંતુ હવે કૃષ્ણલાલનો હાથ કંપવા લાગ્યો. આખી રાત્રિ બત્તી પાસે બેસી રહેલો હોવાથી તેનું માથું ઘણું ગરમ બની ગયું. તેણે થોડો સમય બહાર ખુલ્લા છજામાં જઇને ફરી આવવાનો વિચાર કર્યો.

આવો વિચાર કરી પત્રનું અડધું પૃષ્ઠ લખવું બાકી રાખી કૃષ્ણલાલ ખુરસી ઉપરથી ઉઠી શયન-મંદિરની બહાર નીકળી છજામાં ગયો અને ત્યાં ફરવા લાગ્યો. ભાદ્ર માસ હોવા છતાં આજે ગગન-મંડળ સ્વચ્છ છે. ચંદ્રદેવ અસ્ત થવાની તૈયારીમાં છે, ગગનમંડળમાં અસંખ્ય ઉજ્વળ તારાઓ પ્રકાશી રહ્યા છે. ચારે દિશાઓ નિસ્તબ્ધ છે. ભયંકર "ઝીમ ઝીમ" અવાજ થાય છે. મૃદુ તેમજ શીતળ વાયુ વાય છે.

થોડા સમય સુધી છજામાં ફરતાં એકાએક કોઈ વાત કૃષ્ણ-લાલને યાદ આવી-છજામાં એકજ સ્થળે તે ઉભો રહ્યો. તેણે થોડા સમય સુધી કાંઇ વિચાર કર્યો. ત્યાર પછી શયન—મંદિરમાં જઈ પત્ર સંપૂર્ણ લખી દીપક બુઝાવી નાખી તે શય્યાવશ થઇ ગયો.

જ્યાં સુધી નિદ્રા ન આવી ત્યાં સુધી કૃષ્ણલાલ પત્રમાં લખેલી છેવટની હકીકતનો વિચાર કરવા લાગ્યો. અંતે તેણે કહ્યું:—"હવે આશા રાખવી વૃથા છે. હશે! બે દિવસ હું વધારે રહીશ. જો કે થોડો ખળભળાટ તો થશેજ. કદાચ તેઓ મ્હને પોલિસને સ્વાધીન પણ કરે, કેદમાં પણ નખાવે; છતાં મ્હારે મન કેદખાનું અને દુનિયા સમાનજ છે."

# પ્રકરણ ૪૦ મું.

## વજ્રાઘાત.

બીજે દિવસે નિર્મળાગૌરીએ એવી આશા રાખી હતી કે, ભોજન કરી રહ્યા પછી પતિ પોતાની પાસે આવશે અને યાત્રાએ જવા સંબંધી તેમનો અભિપ્રાય દર્શાવશે. કૃષ્ણલાલની શારીરિક તેમજ માનસિક સ્થિતિ જોઇને નિર્મળાગૌરી વ્યાકુળ બની ગઈ હતી. ગઇ રાત્રે તે બરાબર નિદ્રા પણ લઇ શકી નહોતી.

પરંતુ તેની આશા પૂર્ણ થઈ નહિ. કૃષ્ણલાલ ભોજન કરવાને માટે યથા સમયે અંતઃપુરમાં આવ્યો ખરો; પરંતુ ભોજન કરીને તે નિર્મળાગૌરીને મળ્યા સિવાય પોતાના બેઠકખાનામાં ચાલ્યો ગયો.

આથી કરીને નિર્મળાગૌરીના અંતરમાં સહજ દુઃખ ઉપજ્યું. તે વિચારવાં લાગીઃ—"મ્હારી પાસેથી આમ દૂર શા માટે નાસતા ફરે છે? જાણી જોઇને મ્હેં કોઇ ગુન્હો તો કર્યો નથી! પ્રથમ મ્હને અપૂર્વ પ્રેમથી ચ્હાતા હતા. મ્હારી પાસે આવવાની અતિ આતુરતા રાખતા હતા અને હમણાં હમણાં તેમનું મન, શરીર તેમજ સ્વભાવ કેમ બદલાઇ ગયાં? શું થયું છે તે હું સમજી શકતી નથી!"

અનેક પ્રકારનો વિચાર કર્યા પછી નિર્મળાગૌરીએ નિશ્ચય કર્યો કે, તેમનું શરીર બગડયું છે તેથીજ આમ થયું છે. ગમે તેમ પણ આજે સંધ્યા સમયે મુલાકાત થશે એટલે તીર્થયાત્રાની વાત નક્કી કરી નાખીશ."

સાસુ યોગમાયાને ભોજન કરાવી, પોતે ભોજન કરીને જ્યારે નિર્મળાગૌરી પોતાના બેઠકખાનામાં આવી ત્યારે લગભગ એક વાગ્યો હતો. સ્હવારથીજ આકાશમાં વાદળાંઓ છવાઇ જવા લાગ્યાં હતાં. પશ્ચિમ તરફની બારી પાસે ઉભી રહીને નિર્મળાગૌરી ગગનમંડળ તરફ જોઇ રહી. ધીમે ધીમે અસંખ્ય વાદળાંઓ એકત્ર થઇ ગયાં. વચ્ચે વચ્ચે વિદ્યુત્ ચમકવા લાગી. જાણે કે વૃષ્ટિ થવાનાં સઘળાં ચિન્હો નજરે પડવા લાગ્યાં.

પોતાનો દેહ દુર્બળ હોવાથી નિર્મળાગૌરી વિશેષ સમય સુધી ઉભી રહી શકી નહિ. તે એક સોફા ઉપર બેઠી. થોડા સમય પછી સીતા તેમજ નર્મદા આવી પહોંચશે. હજી સુધી તેમણે ભોજન કર્યું

હોય એમ જણાતું નથી. એક નવું પુસ્તક આવ્યું હતું તે હાથમાં લઇને નિર્મળાગૌરી તેમાંનાં ચિત્રો જોવા લાગી. દિવાલપર ટાંગેલા ઘડીઆળમાં એક વાગ્યાનો ટકોરો થયો. તે સાથે બેઠકખાનાની બહાર કોઇનાં મૃદુ પગલાંનો અવાજ સંભળાયો. એકાએક નિર્મળાના દેહમાંની પ્રત્યેક નસમાં જોરથી ગરમ લોહી વહેવા માંડયું. આ પગલાંનો અવાજ તેનો પરિચિત તેમજ આકાંક્ષિત હતો. તેણે પહેરેલાં વસ્ત્રો બરાબર કર્યાં. ક્ષણ માત્રમાં કૃષ્ણલાલે બેઠકખાનામાં પ્રવેશ કર્યો.

નિર્મળા ઉઠી ઉભી થઇ. તેણે વિનયસૂચક સ્વરે કહ્યું:—"આજે છેક અત્યારે યાદ આવી કે?"

કૃષ્ણલાલ શિર ઝુકાવી ઉભો રહ્યો. તેણે કાંઇ ઉત્તર આપ્યો નહિ.

નિર્મળા:—બેસોને.

કૃષ્ણલાલ:—ના.

આમ કહીને તેણે પોતાના વેસ્ટકોટના ખિસ્સામાંથી કવરમાં બીડેલો એક પત્ર બહાર કાઢી ધ્રૂજતા હાથે નિર્મળાની આગળ ધર્યો.

નિર્મળાએ પૂછ્યું:—"કોનો પત્ર છે?"

કૃષ્ણલાલે ઉત્તર આપ્યો:—"મ્હારો."

હાથ લંબાવી, પત્ર હાથમાં લઇ બન્ને બાજુએ તપાસી નિર્મળાએ વિચાર્યું કે, એ પત્ર પોષ્ટમાં આવ્યો નથી. તેણે પૂછ્યું:—"આ પત્ર કોણે લખ્યો છે?"

કૃષ્ણલાલ;—વાંચી જો.

આમ કહીને કૃષ્ણલાલ અસ્થિર ચિત્તે ઠોકરો ખાતો ખાતો ત્યાંથી ચાલ્યો ગયો. કૃષ્ણલાલના આવા આચરણથી નિર્મળાના અંતરમાં એક પ્રબળ શંકા જાગ્રત થઈ—જાણે કે એક અજ્ઞાત રાક્ષસ મ્હોં ફાડીને તેને ખાઈ જવાને આવે છે! તેનું ચિંતાતુર વદનમંડળ વિશેષ ચિંતાતુર બની ગયું. તેના હાથપગ ધ્રૂજવા લાગ્યા. આવી સ્થિતિમાં તેણે પત્ર કવર ફાડીને બહાર કાઢ્યો. વાદળાંથી ઢંકાયલા ગગનમંડળના ક્ષીણ પ્રકાશમાં તે પત્ર વાંચવા લાગી:—

"હું તને શું કહીને સંબોધું તે વિચારી શકતો નથી. તું મ્હારા જીવનનું એક માત્ર સુખ છે—આનંદ છે; પરંતુ ભાગ્યની યા તો વિધિની વિટંબનાથી મ્હારાથી હું વંચિત થવા બેઠો છું. હું એટલું બધું ભણ્યો ગણ્યો નથી. મનની વાત બરાબર પત્રમાં લખી

શકવા જેટલું મ્હારામાં બુદ્ધિ–સામર્થ્ય નથી. નહિ તો આ પત્રમાં હું મ્હારા નૈસર્ગિક સ્નેહનું પ્રમાણ બતાવી શકત ! હું જન્મથીજ દુઃખી છું એમ વિચારતો હતો. આટલા દિવસ પછી વિધાતાએ મ્હને સુખનું મુખ બતાવ્યું; પરંતુ ભાગ્ય બળવાન્ છે. મ્હારૂં સર્વસ્વ બળીને ભસ્મ થઇ ગયું છે. હું કપટી, અધમ તેમજ દગાબાજ માણસ છું. ત્હારી પાસે મ્હેં જે મહા ભયંકર ગુન્હો કર્યો છે તેની ક્ષમા મ્હને મળી શકે તેમ નથી એ હું જાણું છું. સતી સાધ્વી હિંદુ સ્ત્રી આવા ભયંકર ગુન્હાની ક્ષમા આપી શકેજ નહિ. હું ક્ષમાને માટે અયોગ્ય છું–હું મૂર્ખ છું, કિન્તુ તને ચ્હાઇને આ થોડા સમયમાં મ્હેં જે શિક્ષણ મેળવ્યું છે તેને પરિણામેજ હું તને આજે આ પત્ર લખવા બેઠો છું. હું તને જે પ્રકારે ચ્હાઉંછું તે પ્રકારે હજી સુધી હું કોઇને ચ્હાઈ શકયો નથી. ત્હારૂં દર્શન તેમજ ત્હારો સહવાસ થતાં પહેલાં ચ્હા–પ્રેમ યા તો સ્નેહ કોને કહેછે તે હું જાણતો નહોતો. હું તને ચ્હાઉં છું તેથી હું ત્હારી સાથે હવે કપટપૂર્ણ કારસ્થાન કરીશ નહિ. હું તને ચ્હાઉં છું તેથી ત્હારા ગળા ઉપર છુરી ફેરવું એવો નરાધમ હું નથી. તો પણ હું ખરી વાત કહું છું, તે સાંભળ. મ્હારૂં નામ મુળજીભાઈ નથી–હું ત્હારો પતિ નથી. ત્હારા પતિ મુળજીભાઈ હમણાં પરલોકમાં છે. એ હકીકત જાણવામાં આવ્યાથી સંપત્તિના લોભથી મ્હેં મુળજીભાઈ બનીને આ બધું કારસ્થાન......"

આટલું વાંચવામાં આવતાં નિર્મળાગૌરીએ પોતાનાં નેત્રો આગળ ભયંકર અંધકાર જોયો. તે બેશુદ્ધ બની જઇને સોફા ઉપરથી ધરણી ઉપર ઢળી પડી.

તેના પડવાનો અવાજ સાંભળી માત્ર અડધી મિનિટમાંજ, પાન ચાવતી ચાવતી, મદો-મત્ત હાથીણીની માફક ડોલતી સુંદરી સીતા ત્યાં આવી પહોંચી. બેઠકખાનાના બારણામાં પગ મૂકતાંજ "હેં ! આ શું થયું ?" એમ બોલી તે નિર્મળાગૌરીની પાસે ગઇ. પત્ર ટેબલ ઉપર પડયો હતો. એ પત્રને ઉંચકી લઇ ચંચળ દ્રષ્ટિથી તેણે વાંચી જોયો. સઘળો પ્રકાર તેના જાણવામાં આવ્યો. પછીથી બિના વિલંબે પત્રને વસ્ત્રોમાં છુપાવી દઇ "અરે ! આશું થયુંરે !" કહીને તે આક્રંદ કરવા લાગી. પહેલાં નર્મદા આવી પહોંચી. તેની પાછળ મોતી આવી પ્રહોચી. બીજાં પણ કેટલાંક માણસો હાંફતાં હાંફતાં આવી પહોંચ્યાં. મોતી તો મ્હોટી બૂમો મારીને ગુચત-

મંડળને ગજવી મૂકે એવા સુરથી રૂદન કરવા લાગી. સીતાએ મહા કષ્ટે તેને તેમ કરતાં અટકાવી. છેવટે યોગમાયા આવી પહોંચી. મુખ ઉપર જળ છાંટવામાં આવતાં તેમજ વાયુ ઢોળવામાં આવતાં થોડા સમય પછી નિર્મળા શુદ્ધિમાં આવી. તેણે નેત્રો ઉઘાડયાં. પછીથી તેને ઝાલીને સોફા ઉપર બેસાડવામાં આવી.

યોગમાયાએ રૂદન કરતાં કરતાં પૂછ્યું:-"શું થયું હતું બેટા? એકાએક આમ બેશુદ્ધ શાથી બની ગઇ?"

નિર્મળાએ કાંઇ પણ ઉત્તર નહિ આપતાં પોતાનો હાથ પોતાના લલાટ ઉપર મૂકયો.

સીતા સમજી ગઇ કે, નિર્મળાનાં નેત્રો પત્ર શોધતાં નથી,-તેની દ્રષ્ટિ ઉંચે છે!

યોગમાયાએ પૂછ્યું:—"બેટા! બિછાનામાં સૂઇ રહીશ કે?"

નિર્મળાએ સંકેતથી સંમતિ દર્શાવી. તરતજ કેટલાંકે તેને ઉંચકીને બિછાનામાં સૂવાડી. વસ્ત્રો બદલાવી નખાવ્યા પછી પાછી સેવા ચાકરી થવા લાગી.

આ પ્રકારને સંપૂર્ણ જાણવાને માટે સીતા ઘણી વ્યાકુળ બની ગઈ હતી. ચોળીમાં છુપાવી રાખેલો પત્ર જાણે કે સળગતા અંગારાની માફક તેના હૃદયને બાળી નાખતો હતો. ધીમે ધીમે નિર્મળાગૌરીની પાસેથી ઉઠી સીતા પોતાની ઓરડીમાં ગઇ. ધીમે અવાજે ઓરડીનાં બારણાં બંધ કરી દઇને તે બારી પાસે જઈ ઉભી રહી. આ સમયે વૃષ્ટિ શુરૂ થઇ હતી. બારીમાંથી વૃષ્ટિની ઝાપટ આવતી હતી. કૃષ્ણલાલે તેના પત્રમાં ઉપરની હકીકત લખ્યા પછી પોતાના દુઃખમય જીવનની હકીકત લખી હતી. સ્ત્રી લીલાવતીની સાથે પ્રેમનો અભાવ, રજા લઇ તેને ઘેર તેડવા જવું, ત્યાં જતાં સ્ત્રીને ગૂમ થયેલી જાણવું, મોહનલાલની સાથે નાશી ગઇ છે એવી લોકનિંદા સાંભળવી, બાલારોડ પાછા જતાં પોતાના શિર ઉપર આવી પડેલું સ્થિતિસંકટ, રેલ્વે ટ્રેનમાંથી સંન્યાસીની લાસને ઉતારવી, ગંભીર રાત્રે તેની ટ્રંક ઉઘાડી તેમાંથી રૂપિયા તેમજ કાગળો ઉપાડી લીધાની હકીકત, કાગળ પત્રો ઉપરથી સંન્યાસીનો પ્રાપ્ત થયેલો પરિચય, જીવન-ચરિત્રની હકીકત, તેમની બન્નેની ઉંમર તેમજ આકારનું સરખાપણું, અંતે

મુળજીભાઇ બનીને ઠિકરિયા આવવાનું કારણ તથા તે માટે કરેલી તૈયારી વગેરેનું વર્ણન કરી અંતે કૃષ્ણલાલે લખ્યું હતું કેઃ-

"મ્હેં જે ઇચ્છા કરી હતી તે સર્વાંશે સિદ્ધ થઈ છે. હું કપટી છું એવો તમને કોઇને સંદેહ સુદ્ધાં આવ્યો નથી. હું કોઇ પણ પ્રકારની અડચણ સિવાય આ સમસ્ત સંપત્તિને મેળવી મૌજમજા મારી શકત; પરંતુ મ્હારી ધારણામાં ભૂલ થઈ હતી. પ્રથમ હું જાણતો નહોતો કે પ્રેમ કરવાથી મનુષ્યના મનની ગતિ કેવી ફેરવાઈ જાય છે? હવે હું સઘળું જાણી શકયો છું; તેથીજ મ્હારૂં સઘળું કારસ્થાન વ્યર્થ થઈ પડયું છે. દેવિ! પૂજનીય પ્રતિમા! ત્હારા ચરણોમાં મ્હેં જે મહા ભયંકર ગુન્હો કર્યો છે—તે ગુન્હાને માટે હજારો ક્ષમાની યાચના કરી હું હમ્મેશાંને માટે ત્હારી દ્રષ્ટિથી દૂર થઉંછું. હું નરાધમ, કપટી, દુરાચારી પાપાત્મા પુરૂષ ત્હારા જેવી દેવીસ્વરૂપા સાધ્વી સતીના સહવાસમાં રહેવાને માટે સર્વાંશે અયોગ્ય છું. હું જ્યાં સુધી જીવતો રહીશ ત્યાં સુધી પરમકૃપાળુ પરમાત્માને એવી પ્રાર્થના કર્યા કરીશ કે તું સુખમાં રહે, તું આનંદમાં રહે, તું ધર્મમાર્ગે રહીને ત્હારૂં જીવન પસાર કર. મ્હેં જેવી રીતે તને સઘળી હકીકત નિવેદન કરીને ત્હારી ક્ષમા માગી છે તેવીજ રીતે પરમ પૂજનીય માતાજી યોગમાયાને પણ આ સઘળી હકીકત નિવેદન કરી મ્હારે તેમની ક્ષમા માગવી જોઇતી હતી; પરંતુ એક પ્રકારનો વિચાર આવવાથી હું તેમ કરી શકયો નથી. તેમ કરવા જતાં આ હકીકત કોઇના જાણવામાં આવે, સૌ કોઇ તને કલંકિની વિધવા કહે એમ વિચારીનેજ મ્હેં આ હકીકત માત્ર તનેજ જણાવી છે. તું કેટલી પવિત્ર છે તે હું સારી રીતે સમજાુંછું. મ્હેં ત્હારૂં જે અનિષ્ટ કરવાનું હતું તે તો કર્યું છે—હવે વધારે અનિષ્ટ નહિજ કરૂં. મ્હારી વાત ત્હારા મનમાંથી ભૂલી જજે. મ્હારા જેવો હતભાગ્ય સમસ્ત પૃથ્વીપર બીજો કોઇ નથી. એજ.

લી૦ કૃષ્ણલાલ."

તા૦ ક૦ "એક વાત ફરીથી યાદ આવતાં વિદાય લીધા છતાં પુનઃ આવ્યો છું એ વાત તને લખીને હું મ્હારો ગુન્હો વિશેષ ગંભીર બનાવુંછું કે કેમ તે હું વિચારી શકતો નથી. હમણાં મ્હારી બુદ્ધિનો લોપ થયો છે. હું શું લખુંછું તે પણ જાણતો નથી. જેવી રીતે હું જ્ઞાનશૂન્ય થઇને તને ચ્હાઉં છું તેવીજ રીતે જો તું પણ મ્હને ચ્હાતી હોય

તથા જો વિધવાના પુનર્વિવાહને તું પાપકાર્ય યા તો અન્યાય ન ગણતી હોય તો આપણે બન્ને પુનર્વિવાહ કરીને નવો સુખમય સંસાર માંડીએ. વૈદિકધર્મ પ્રમાણે વિધવાનો પુનર્વિવાહ થઇ શકે છે. મ્હોટા મ્હોટા મહાત્માઓ—જેવા કે મહાત્મા રામમોહનરાય, મહર્ષિ દયાનંદ વગેરે દેવપુરૂષોએ પણ વિધવા–વિવાહને શાસ્ત્રસંમત જણાવ્યો છે. જો તું આ વાતનો અસ્વીકાર કરીશ તો તેજ પળે હું અહિંથી હમ્મેશાંને માટે વિદાય થઇશ. મ્હારા સઘળા ગુન્હાઓની તું મ્હને ક્ષમા આપજે, એજ મ્હારી ત્હારા ચરણોમાં છેવટની ભિક્ષા છે.

લી. શુભાકાંક્ષી કૃષ્ણલાલ.”

વૃષ્ટિ જોરથી થવા માંડી. આકાશમાં ભયંકર ગર્જના થવા લાગી. પત્ર વાંચી રહીને સીતા થોડા સમય સુધી બહાર જોઈ રહી. પછીથી તેણે પત્રને પોતાની પેટીમાં મૂકી પેટી બંધ કરતાં કરતાં વિચાર્યું:—“સારૂં થયું કે, આ પત્ર મ્હારા હાથમાં આવ્યો—જો બીજા કોઇના હાથમાં ગયો હોત તો અત્યાર સુધીમાં ઘણો કોલાહલ થઈ જાત. કૃષ્ણલાલ અહિંથી ભલે ચાલ્યો જાય. લોકો એમ વિચારશે કે, સંન્યાસી મુળજીભાઈ પાછો સંન્યાસી થઈ ચાલ્યો ગયો છે–ઘરમાં તેનું મન નહિ ટક્યું હોય. કૃષ્ણલાલનો વિચાર પણ ઉત્તમ છે કે, આ વાત વિશેષ માણસોના જાણવામાં ન આવે એમાંજ કલ્યાણ છે.”

પેટી બંધ કરી સીતા પાછી બારી પાસે આવી અસ્પષ્ટ સ્વરે બોલી:—“આશ્ચર્ય !–આશ્ચર્ય !–આ તે માણસ કે દેવતા ? તેની ચરણરજ શિરપર ચઢાવવાની ઈચ્છા થાય છે. !”

આ સમયે બારણું ખખડાવી નર્મદાએ કહ્યું:–“ સીતા ! શું કરે છે? જલદી આવ; બ્હેન પાછાં બેશુદ્ધ બની ગયાં છે.”

સીતા તરતજ બારણું ઉઘાડી નિર્મળા પાસે દોડી ગઈ.

## પ્રકરણ ૪૧ મું.

### કૃષ્ણલાલ અને સીતા.

કૃષ્ણલાલ પોતાના બેઠકખાનામાં સૂઈ રહીને વ્યાકુળતાથી આમતે આળોટયા કરતો હતો. થોડે દૂર ટેબલ ઉપર દીવો સળગતો

હતો. નિર્મળાની તબિયત તદ્દન ખરાબ થઇ ગઇ હતી. રાત્રે દશ વાગ્યે કૃષ્ણુલાલને તેના સમાચાર મળ્યા હતા. વૈદ્યરાજ વારંવાર અંત:પુરમાં જતા આવતા હતા.

કૃષ્ણુલાલ મનમાં ને મનમાં વિચારતો હતો કેઃ-" આ મ્હેં શું કર્યું ? નિર્મળાનું શરીર દુર્બળ હોવાથી આ સમયે તે આવો ભયંકર આઘાત સહન કરી શકશે નહિ. હું કેવો મૂર્ખ છું ? મ્હેં કેવી ગંભીર ભૂલ કરી છે ? જો નિર્મળા નહિ બચે તો મ્હેંજ તેની હત્યા કરી ગણાશે. એ કરતાં વિશેષ નિષ્ઠુરતા બીજી કયી હોઇ શકે ? સ્ત્રી હત્યાનું મહાપાપ પણ મ્હારાં ભાગ્યમાં લખાયલું હતું કે શું ? મ્હારા જેવો કમભાગ્ય બીજો કોઇ નહિ હોય ! "

કૃષ્ણુલાલનાં નેત્રોમાંથી પ્રબળ અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. ઉશિકામાં મ્હોં દબાવી તે રૂદન કરવા લાગ્યો. થોડા સમય પછી થોડું ઘણું આત્મસંવરણુ કરી તે વિચારવા લાગ્યોઃ-" મ્હેં જે આશા કરી હતી તે ફળિભૂત થનાર નથી, એમ મ્હને હવે સ્પષ્ટ માલૂમ પડે છે. જો નિર્મળાની પુનર્વિવાહ કરવાની ઇચ્છા હોત તો મ્હારા પત્રથી તેના હૃદયપર આવો વજ્રઘાત થાત નહિ. નિરાશાથી ઉપજતું થોડું દુઃખ તેને થાત ખરૂં; પરંતુ આશાનું ક્ષીણુ સુખ પણુ તેના અંતરમાં ઉપજ્યા સિવાય રહેત નહિ. હવે શું થશે ? આ ઠેકાણે પણુ હું મ્હારી ગણુનામાં ભૂલ્યો. જન્મથીજ હિંદુ સંસ્કારને આધીન, હિંદુ ગૃહમાં ઉછરેલી નિર્મળા કદાપિ પુનર્વિવાહનો વિચાર સુદ્ધાં કરે ખરી કે ? કેટલા સૈકાંથી જે દેશની વિધવા અબળાઓ, બીજો પતિ ગ્રહણુ કરે તેને પાપ ગણુતી આવી છે, તેમનાજ વંશમાં જન્મ ગ્રહણુ કરીને એકાએક કોઇ રમણી વંશપરંપરાથી ચાલતા આવેલા સંસ્કારને ઉખેડી નાખે ખરી કે ? ધર્મમાર્ગથી વિમુખ થઇ શકે ખરી કે ? મ્હેં વિના કારણુ મૃગજળ જેવી આશા કરી હતી ! મ્હારૂં ચિત્ત ભ્રમિત થઇ ગયું છે. !"

આમ કહી કૃષ્ણુલાલ શય્યામાં બેઠો થઈ મસ્તકપર હાથ દબાવી, નેત્રો મીંચી બોલવા લાગ્યોઃ-" અરેરે ! જો ગાંડી થઇ જશે તો !"

ઘડીઆળમાં એકનો ટકોરો વાગ્યો. કૃષ્ણુલાલ એકાએક ચમકી ઉઠયો. તરતજ તે શય્યામાંથી ઉઠી એક બારી પાસે જઇને ઉભો રહ્યો. આ બારીમાંથી અંત:પુરનું પ્રવેશદ્વાર જોવામાં આવતું હતું. આકાશમાં વાદળાંઓ છવાઇ ગયેલાં હોવાથી ચાંદની પૃથ્વી ઉપર બરાબર

પ્રકાશ પાડી શકતી નહોતી. સામાન્ય પ્રકાશમાં કૃષ્ણુલાલ જોઈ શક્યો કે, દાસ દાસીઓ વારંવાર અંતઃપુરમાં આવજા કરે છે. શુન્યદ્રષ્ટિથી કૃષ્ણુલાલ એ દ્વાર તરફ જોતો થોડા સમય સુધી ઉભો રહ્યો. અંતે થાક જણુાયાથી પાછો શય્યામાં આવ્યો. આંખો મીંચી તે શય્યામાં પડી રહ્યો; પરંતુ નિદ્રાદેવીએ તેના ઉપર કૃપા કરી નહિ. હતભાગ્ય મનુષ્યને નિદ્રા ક્યાંથી આવી શકે?

થોડા સમય સુધી આવી રીતે શય્યામાં સૂઇ રહ્યા પછી કૃષ્ણુલાલે ચમકીને સાંભળ્યું કે, તેના બેઠકખાનાનાં બારણાને કોઇ ખખડાવે છે. નિર્મળાનો અંતિમ સમય ઉપસ્થિત થયો હશે કે શું એવી ચિંતાએ એકજ ક્ષણુમાં વિદ્યુત્‌ની માફક તેના મનમાં પ્રવેશ કર્યો. તરતજ તેણે ઉઠી બેઠા થઇને કહ્યું:–" કોણુ છે?"

કાંઇ ઉત્તર મળ્યો નહિ. બારણાં પ્રથમની માફક ખખડવાજ લાગ્યાં.

કૃષ્ણુલાલે ઉઠી ધ્રુજતે હાથે બારણાં ઉઘાડયાં, તો તેણે એક વિધવા રમણીને જોઈ! ધ્રુજતા સ્વરે તેણે પૂછ્યું:–" તમે કોણુ છો?"

રમણીએ વિના વિલંબે બેઠકખાનામાં પ્રવેશ કરી, ત્વરાથી બારણા બંધ કરી દીધાં. પછી તે કૃષ્ણુલાલ સ્હામે ફરીને ઉભી. કૃષ્ણુલાલે જોયું કે, રમણી યુવતી છે. ઉમર લગભગ વીસ વર્ષની છે, સમસ્ત અંગ ઉપર સૌંદર્ય પ્રકાશી રહ્યું છે. માત્ર બન્ને નેત્રો સહજ ચિંતામગ્ન છે.

કૃષ્ણુલાલે ફરીથી પૂછ્યું:—" તમે કોણુ છો?"

રમણીએ કહ્યું;—" હું સીતા છું."

કૃષ્ણુલાલ સીતાનું નામ જાણુતો હતો. દૂરથી એક બે વખત તેણે સીતાને જોઇ પણુ હતી. તેણે કહ્યું:–" વારું, નિર્મળાગૌરીની તબિયત કેમ છે?"

સીતાઃ—તદ્દન ખરાબ! ઘણીજ ભયંકર!

કૃષ્ણુલાલઃ—ઘણીજ ભયંકર છે? ત્યારે શું—

વિશેષ કાંઇ તેનાથી બોલી શકાયું નહિ. તે સીતાના મ્હોં સ્હામું ટગર ટગર જોઇ રહ્યો.

સીતાએ કહ્યું:—"વૈદ્યરાજે એમ કહ્યું છે કે, રાત્રિ કાઢશે કે કેમ તે ચોક્કસ કહી શકાતું નથી."

આ વાત સાંભળી કૃષ્ણુલાલ માથે હાથ દબાવી પલંગ ઉપર બેસી રહ્યો. સીતાએ દીપકને સતેજ કર્યો. તત્તજ તે ખુરસીને પલંગ પાસે ખેંચી લાવી દીપકના તરફ દ્રષ્ટિ કરી બેઠી. લગભગ એક મિનિટ સુધી શાન્ત રહ્યા પછી અતિ મધુર તેમજ કોમળ સ્વરે તેણે કહ્યું:-" હવે વિચારો કરવાથી શું વળે તેમ છે ? જેના ભાગ્યમાં જે નિર્માણ થયું હોય છે તે તેને ભોગવવુંજ પડે છે. ભાગ્યની ગતિને કોણ ફેરવી શકે તેમ છે ? તમે બુદ્ધિશાળી તેમજ જ્ઞાની છો– શા માટે રૂદન કરો છો ? હવે અફસોસ કરવો વ્યર્થ છે !"

કૃષ્ણુલાલે ધીમે ધીમે પોતાનું શિર ઉંચું કર્યું. તેણે પૂછ્યું:– " શું નિર્મળાગૌરીએ તમને મ્હારી પાસે મોકલ્યાં છે ? "

સીતાઃ—ના, તેઓ તો બેશુદ્ધાવસ્થામાં છે ?

કૃષ્ણુલાલઃ—કેટલા સમયથી બેશુદ્ધાવસ્થામાં છે ?

સીતાઃ—તમે તેમને પત્ર આપ્યો ત્યાર પછી પત્ર વાંચી તેઓ બેશુદ્ધ બની ગયાં છે. બે ત્રણ વખત માત્ર અલ્પકાળને માટેજ શુદ્ધિમાં આવ્યાં હતાં.

કૃષ્ણુલાલે વિચાર્યું કે, સીતા પત્રની હકીકત જાણુતી હોય એમ લાગે છે. ઘરનાં સઘળાં માણુસો એ હકીકત જાણી ગયાં હશે, એમાં કાંઈ સંદેહ નથી. ભલે તેઓ બધાં એ હકીકત જાણી ગયાં હોય; પરંતુ હજી કાંઈ ખટપટ ઉભી કેમ થઈ નહિ ? નિર્મળાની ભયંકર બિમારીને લીધેજ એ હકીકત શાન્ત રહી હશે ! પરંતુ આ સીતા પોતાની પાસે શા માટે આવી છે ? "

કૃષ્ણુલાલને વિચારમગ્ન જોઇને સીતાએ સાંત્વનાસૂચક સ્વરે કહ્યું:–"કૃષ્ણુલાલ ! આજે તમે નિર્મળાગૌરીને જે પત્ર આપી આવ્યા છો તે પત્ર સદ્ભાગ્યે પ્રથમ મ્હારાજ હાથમાં આવ્યો છે ! મ્હેં એ પત્ર છુપાવી રાખ્યો છે."

કૃષ્ણુલાલે આશ્ચર્ય પામીને પૂછ્યું:–" તમે એ પત્ર શા માટે છુપાવી રાખ્યો છે ? "

સીતાએ એક વખત ખુરસીને હલાવી, કૃષ્ણુલાલના મ્હોં તરફ જોઈ રહીને કહ્યું:–" એ પત્ર બીજા કોઇના હાથમાં ગયો હોત તો અત્યાર સુધીમાં શું થાત તેની કાંઈ કલ્પના છે ? અત્યાર સુધીમાં તો પોલિસ—"

કૃષ્ણલાલઃ—પોલિસ આવી પહોંચત તો શું થાત ?

સીતાઃ—શું થાત ? તમારા જીવનસર્વસ્વનો નાશ થાત. તમને પોલિસ બાંધીને થાણામાં લઇ જાત. તમે કાંઈ જેવું તેવું કારસ્થાન કર્યું નથી. જો તમારૂં કારસ્થાન જાહિર થાય તો તમારે જીંદગી સુધી કેદખાનાનું મહા ભયંકર દુઃખ વેઠવું પડે એમાં કાંઈ શક નથી.

કૃષ્ણલાલઃ—તેની ફિકર તમારે શા માટે રાખવી જોઇએ ?

સીતા;—તમને પોલિસ ચતુર્ભૂજ બનાવીને લઈ જાય એ મ્હારા જેવી એક અબળાથી કેવી રીતે જોઇ શકાય ? શું કાંઈ મ્હારૂં હૃદય પત્થર કે લોઢાનું બનેલું છે કે, તમને દુઃખી જોઇ મ્હને દુઃખ ન થાય ?

આટલું બોલતાં બોલતાંમાં તો સીતાથી રડી દેવાયું.

સીતાના આવા ભાવ જોઇ કૃષ્ણલાલનું આશ્ચર્ય વધી ગયું. તેણે પૂછ્યું:—"શું તમે મ્હને માત્ર આજ હકીકત કહેવાને આવ્યાં છો ?"

સીતાએ કૃષ્ણલાલનાં નેત્રો તરફ એક હૃદયભેદક કટાક્ષ બાણુ મારી કહ્યું:—"કેમ, મ્હેં તમારી પાસે આવીને કાંઈ ગુન્હો કર્યો છે ? તમે વિરક્ત થયા છો ?"

કૃષ્ણલાલે આ પ્રશ્નની ઉપેક્ષા કરીને કહ્યું:—"આટલી રાત્રે તમે મ્હારી પાસે કેવી રીતે આવ્યાં ?"

સીતાઃ—આજે અંતઃપુરનાં સઘળાં બારણાં ખુલ્લાં છે. હું સુયોગ સાધીને તમારી પાસે આવી છું.

કૃષ્ણલાલે કાંઇક વિરક્ત થઇને કહ્યું:—"તમારૂં સાહસ કાંઈ ઓછું ન કહેવાય !"

સીતાએ શરમાઇ જઇને અતિ મધુર સ્વરે કહ્યું:—"મ્હને વારંવાર 'તમે તમે' કહીને શા માટે બોલાવો છો ? હું કોઈ માનનીય મનુષ્ય નથી—હું તો માત્ર આપની દાસી છું !"

આમ કહીને સીતાએ બીજો એક હૃદયભેદક કટાક્ષ ફેંક્યો. તેણુ મ્હોં નીચું કરીને કહ્યું:—"સાહસથી નથી આવી; પરંતુ આવેગને વશ થઇને આવી છું !"

કૃષ્ણલાલ સમજી ગયો કે, સીતા તેની પાસે કોઇ ગુપ્ત હેતુને લીધે આવી છે. તેણે પૂછ્યું:–"ત્યારે તમે શા હેતુથી મ્હારી પાસે આવ્યાં છો તે કહેશો?"

સીતા કાંઈ બોલી નહિ. તેનું મસ્તક નીચું હતું તે તેમનું તેમજ રહ્યું.

અલ્પકાળ સુધી મૌન ધારણ કરી–ઉત્તરની રાહ જોઇ–કૃષ્ણલાલે પુનઃ કહ્યું:–"તમારો શો ઉદ્દેશ છે?"

આડી નજરે કૃષ્ણલાલ તરફ જોઇ, લજ્જાપૂર્ણ સ્વરે અટકી અટકીને સીતાએ કહ્યું:–"આ દાસીને ચરણમાં સ્થાન આપશો એવી આશાથી હું આવી છું. મ્હારો બીજો કોઈ ઉદ્દેશ નથી."

આમ કહીને સીતાએ એક ગાઢ નિશ્વાસ મૂક્યો.

આ વચનો સાંભળી કૃષ્ણલાલ સળગી ઉઠયો. તિરસ્કારથી તેણે પોતાનું મ્હોં બીજી તરફ ફેરવ્યું.

થોડા સમય પછી સીતા કરૂણ કંઠે કહેવા લાગી–"જુઓ, નિર્મળા બ્હેનના ભાગ્યમાં જેમ થવાનું હતું તેમ થયું. મ્હને લાગે છે કે સ્હવાર થતાં થતાંમાં સઘળું ખલાસ થઇ જશે. પછી આટલી બધી સંપત્તિ અન્ય માણસોને ખાઈ જવા દેવી એ શું વ્યાજબી છે? આપજ આ સંપત્તિ શા માટે ન ભોગવો? તમને તો—"

કૃષ્ણલાલે મ્હોં ફેરવીને કહ્યું:—"મ્હને શું?"

સીતાએ મૃદુ–મધુર કંઠે કહ્યું:–"તમને પુનર્વિવાહ કરવામાં કાંઇ હરકત નથી!"

કૃષ્ણલાલે કટાક્ષ કરીને કહ્યું:–"કોની—તમારી સાથે કે?"

સીતા:—હા, મ્હારી સાથે પુનર્વિવાહ કરવામાં શી હરકત છે? હું બ્રાહ્મણ કન્યા છું. મ્હારાં માબાપ ઘણાં કુલીન હતાં!

કૃષ્ણલાલ:—એ કુળને તમે ઉજ્વળ કરવાને ઇચ્છો છો!!

આ રહસ્યમય તિરસ્કારને નહિ ગણકારતાં સીતાએ કહ્યું:—

"તમે મુળજીભાઈ બનીને આવ્યા છો તો મૂળજીભાઇજ રહો. તમારૂં કારસ્થાન કોણ જાણી શકે તેમ છે? આપણે બન્ને ઘણાજ વૈભવમાં આપણું જીવન પસાર કરી શકીશું."

કૃષ્ણલાલ મનમાં ને મનમાં વિચારવા લાગ્યો:–"આ તે રમણી કે રાક્ષસી? માનવી કે પિશાચિની? અરેરે! કેવો સ્વાર્થ! કેવો દ્રવ્ય-

લોભ! હું એને કોઇ પણ કાળે પત્નીરૂપે સ્વીકારીશ એવી આશા મ્હારો પત્ર વાંચ્યા પછી તે રાખી શકે તેમ નથી. માત્ર દ્રવ્યલોભને લીધે એ ધર્મને તિલાંજલી આપી દેવાને તયાર થઇ છે. અહા! કેવી લુચ્ચાઇ!”

કૃષ્ણુલાલને વિચારમગ્ન જોઇ સીતાએ કહ્યું:–“ મ્હને ઉત્તર આપો કે આ દાસીને તમારા ચરણોમાં સ્થાન આપશો કે નહિ?”

દાંત પીસી કઠોર સ્વરે કૃષ્ણુલાલે કહ્યું:–“ મ્હને એમ થાય છે કે, તમને પૃથ્વીપર પછાડી તમારા ગળા ઉપર મ્હારો પગ દબાવી તમારો જીવ લઇ નાખું. એક સ્ત્રીહત્યા કરી છે અને બીજી સ્ત્રી-હત્યા કરવાની ઇચ્છા થાય છે.”

તરતજ સીતા ખુરસી ઉપરથી ઉઠી ઉભી થઇ. ક્ષણુ માત્રમાં ત્હેના સઘળા હાવભાવ બદલાઈ ગયા. કરૂણાજનક કંઠે તેણે કહ્યું:—“ કૃષ્ણુલાલ! મ્હને પણ એવી ઇચ્છા નથી થતી એમ ન ધારશો. જો તેમ કરી શકતા હો–તમારા આ ચરણોથી મ્હારૂં ગળું દબાવી દઇ મ્હારા આ કલંકિત જીવનનો અંત લાવી શકતા હો તો મ્હારો પણ ઉદ્ધાર થયો છે એમ હું સમજીશ; પરંતુ એ સઘળી કલ્પના છે.– બને તેમ નથી. હું તમારી ચરણુરજ શિરપર લઈશ. તમે મ્હારી પ્રગલ્ભતાની ક્ષમા કરજો!”

આમ કહીને સીતાએ તરતજ કૃષ્ણુલાલના ચરણોને સ્પર્શ કર્યો.

સીતાનો આવો વિચિત્ર વ્યવહાર જોઇ કૃષ્ણુલાલ અવાક્ બની ગયો હતો. સીતાએ તેના વિસ્મયને અટકાવતાં કહ્યું:–“ આપનો પત્ર વાંચી રહ્યા પછી આપની ચરણુરજ શિરે ચઢાવવાને માટે હું ઘણી વ્યાકુળ બની ગઇ હતી. મનુષ્ય આવું ભાગ્યશાળી થઇ શકે છે એવી મ્હને કલ્પના સુદ્ધાં આવી નહોતી. કૃષ્ણુલાલ! હું તમને પ્રેમ જણાવવા આવી નહોતી, ભક્તિ જણાવવા આવી હતી; પરંતુ કોયલાને દૂધથી ધોવામાં આવ્યા છતાં તે કાળાશનો ત્યાગ કરતો નથી તે પ્રમાણે તમારી પાસે આવ્યા પછી પણ મ્હારા મનમાં દુર્બુદ્ધિ ઉપજી હતી. તેથીજ મ્હેં પ્રથમ આવો અભિનય મ્હારી દુર્બુદ્ધિને દોષે કર્યો છે! હા, હું કહેવું ભૂલી જઉં છું કે, હું કાંઇ નિષ્ઠાવતી હિંદુ વિધવા બિધવા નથી; હું તો માત્ર એક એક્ટ્રેસ–ચુડેલ છું. નાટકમાં પાઠ કર્યોથીજ હું પાપિષ્ઠા બની છું—હેવી બદલાઇ દાનવી બની

છું-પિશાચિની થઇ છું. કૃષ્ણલાલ ! અહિંનું કોઇ પણ માણસ મ્હને પિછાનતું નથી. આજે તમે મ્હારૂં ખરૂં સ્વરૂપ જાણી શકયા. તમે જેવી રીતે અહિં સજીવનલીલા ચલાવો છો તેવી રીતે હું પણ સજીવનલીલા ચલાવું છું !"

કૃષ્ણલાલઃ—એટલે ?

સીતાઃ—એટલે શું ? મ્હારા ભાગ્યનોજ દોષ છે. કૃષ્ણલાલ ! એ સઘળી હકીકત અત્યારે કહેવા બેસું તો તેનો અંત આવે તેમ નથી. તમારા જેવું મનુષ્ય પણ પૃથ્વીપર હોય છે એવું જો હું અહિં આવીને ન રહી હોત તો જાણી શકત નહિ. હવે હું અહિં વધારે દિવસ સુધી રહેવાની નથી; પરંતુ જ્યાં સુધી હું અહિં રહીશ ત્યાં સુધી જો મ્હારાથી આપનું થોડું ઘણું પણ ભલું થશે તો હું કર્યા સિવાય રહીશ નહિ. લ્યો, હવે હું રજા લઉં છું—પ્રણામ.

કૃષ્ણલાલે કૃતજ્ઞતાપૂર્ણ દ્રષ્ટિથી સીતા તરફ જોયું. તેણે કહ્યું:—"થોડો સમય બેસો, હું તમને નિર્મળાગૌરીની તબિયતના સમાચાર પૂછવા માગું છું."

સીતા ફરીથી ખુરસી ઉપર બેઠી.

કૃષ્ણલાલઃ—એ પત્ર તમારા હાથમાં કેવી રીતે આવ્યો ?

સીતાએ પોતાને પત્ર કેવી રીતે મળી આવ્યો હતો તે હકીકત કહી સંભળાવી. કૃષ્ણલાલે કહ્યું:—"પછીથી જ્યારે નિર્મળાગૌરી બે ત્રણ વખત શુદ્ધિમાં આવી ત્યારે તમે તેની પાસે હતાં ?"

સીતાઃ—હા, હતી.

કૃષ્ણલાલઃ—એ સમયે તેણે કાંઇ કહ્યું હતું ?

સીતાઃ—ના, વિશેષ કાંઇ કહ્યું નહોતું.

કૃષ્ણલાલે સંકોચ પામીને પૂછ્યું:—"મ્હારાપર તે ઘણી વિરક્ત થઈ હોય એમ તમને લાગ્યું છે ?"

સીતાએ ગંભીરતાથી કહ્યું:—"કૃષ્ણલાલ ! આવો પ્રશ્ન પૂછવો વ્યર્થ છે. શુદ્ધિમાં આવ્યા પછી તેમણે પત્ર ક્યાં ગયો તેની પણ તપાસ કરી નથી."

કૃષ્ણલાલે એક ગાઢ નિશ્વાસ મૂકયો.

સીતા કહેવા લાગીઃ—"હવે એ સંબંધીની ચિંતા વિના કારણ

શા માટે કરો છો? તમે નિર્મળાગૌરીના શીયળનું સંરક્ષણ કર્યું છે એ માટે તે તમારી પાસે ઘણાં કૃતજ્ઞ છે. હવે તો સદ્ભાગ્યે તેઓ આ બિમારીમાંથી બચી જાય તો ઠીક. તમે હવે શું કરવાનો વિચાર રાખો છો?"

કૃષ્ણુલાલ:--હું અહિંથી ચાલ્યો જઇશ. નિર્મળાગૌરીનું જીવન બચશે એટલું જાણવામાં આવતાંજ હું આ સ્થાનનો ત્યાગ કરી ચાલ્યો જઇશ.

સીતા:--ક્યાં જશો?

કૃષ્ણુલાલ:--હજી કાંઈ નિશ્ચય કર્યો નથી. બે આંખો જ્યાં લઇ જશે ત્યાં જઈશ.

સીતા:--કૃષ્ણુલાલ! મ્હારી એક વિનંતિ સ્વીકારશો?

કૃષ્ણુલાલ:--હા, બેલાશક કહો.

સીતા:--જતા પહેલાં એક વખત મ્હને મળજો.

કૃષ્ણુલાલ:--કેમ, કાંઇ કારણુ છે?

સીતા:--હા, કારણુ હું એ વખતે જણાવીશ; પરંતુ એટલું યાદ રાખજો કે, જો મ્હને મળ્યા સિવાય ચાલ્યા જશો તો એક સ્ત્રી-હત્યાનું મહાપાપ તમને લાગશે. એ સ્ત્રી નિર્દોષ છે. મ્હને વચન આપો કે, તમે મ્હને મળ્યા સિવાય આ સ્થાનનો ત્યાગ નહિ કરી જાઓ.

કૃષ્ણુલાલ:--તમારાં વચનોમાં કાંઇ ગુપ્ત રહસ્ય સમાયલું છે. હું તો કાંઇ સમજી શકતો નથી. ઠીક છે, હું તમને મળ્યા સિવાય નહિ જાઉં એ માટે નિશ્ચિત રહેજો.

સીતા ઉઠી. તેણે કહ્યું:--"લ્યો ત્યારે હવે રજા લઉં છું."

કૃષ્ણુલાલ પણ ઉઠી ઉભો થયો. સીતાની પાછળ પાછળ બારણાં સુધી જઇને તેણે કહ્યું:-"હમણાં જઇને નિર્મળાગૌરીની તબિયત કેવી છે તે સંબંધીના સમાચાર મ્હને વિના વિલંબે કોઇ નોકર સાથે પહોંચાડજો."

સીતા "વારૂં." કહી ચાલી ગઇ.

થોડા સમય પછી એક નોકરે આવી સમાચાર જણાવ્યા કે, રાત્રે બે વાગ્યે નિર્મળાગૌરી શુદ્ધિમાં આવી હતી. વાતચિત પણ કરી હતી. દૂધ પીધું હતું. હમણાં તે ઉંઘે છે.

આ સમાચાર સાંભળી કૃષ્ણુલાલનું મન કાંઈક સ્થિર થયું. સીતા સાથે થયેલી વાતચિત તથા તેની વિનંતિના ગુઢ રહસ્ય સંબંધીના વિચારો કરતો કરતો તે પ્રભાતકાળના અરસામાં નિદ્રાધીન થયો.

## પ્રકરણ ૪૨ મું.

### પાપીને પોટલે ધૂળની ધૂળ!

માત્ર બે કલાકમાં કૃષ્ણુલાલની નિદ્રાનો ભંગ થયો. તે શય્યાત્યાગ કરી અગાસીમાં જઈને ફરવા લાગ્યો. થોડા સમય પછી મ્હોં ધોઈ પ્રાતઃકૃત્યાદિ નિત્યકર્મ કરી આવી તેણે સાંભળ્યું કે, નિર્મળાગૌરી જાગ્રત થઇ છે. તેની તબિયત ઠીક છે. તેણે દવા પીધી છે. વૈદ્યરાજે હવે કોઈ પણ પ્રકારે નહિ ગભરાવાનું જણાવ્યું છે.

થોડા સમય પછી એક દાસીએ આવીને કૃષ્ણુલાલને કહ્યું:—"માતાજી તમને બોલાવે છે."

કૃષ્ણુલાલે પૂછ્યું:—"નિર્મળાગૌરી શું કરે છે?"

દાસી:—નર્મદાબ્હેન તેમની પાસે બેઠાં છે—તેમની સાથે વાતચિત કરે છે.

નર્મદા નામની એક અનાથ બ્રાહ્મણ કન્યાએ અંતઃપુરમાં આશ્રય મેળવ્યો છે એ હકીકત કૃષ્ણુલાલ જાણતો હતો; પરંતુ તેણે નર્મદાને પોતાની નજરે કદાપિ જોઇ નહોતી. તે એમ પણ જાણતો હતો કે, નર્મદા નિર્મળાગૌરીની અતિ પ્રિય સહચરી થઇ પડી છે.

કૃષ્ણુલાલે અંતઃપુરમાં પ્રવેશ કર્યો એટલે યોગમાયાએ કહ્યું:—"ભાઇ! ત્હારૂં મ્હોં આમ લેવાઇ કેમ ગયું છે? રાત્રે ઉંઘ્યો નથી કે શું?"

કૃષ્ણુલાલે કાંઈ ઉત્તર આપ્યો નહિ. તે નીચી નજર રાખી ઉભો રહ્યો. તેનાં નેત્રોમાંથી અશ્રુબિંદુઓ ટપકવા લાગ્યાં.

યોગમાયાએ કહ્યું:—"મુળજી! ભાઇ! રડીશ નહિ. ત્હારાં નેત્રોમાં આંસુ જોવામાં આવતાં મ્હારી છાતી ચીરાઈ જાય છે. મધ્યરાત્રિ પછી વહુને આરામ છે. ભય શો છે? વૈદ્યરાજ કહી ગયા છે

કે, હવે ભય નથી. કાલે રાત્રે ત્હેં બરાબર ખાધું કે નહિ તેની પણ સંભાળ મ્હારાથી રાખી શકાઇ નથી. જા, સ્નાન કરી આવ. હું ત્હારી સંધ્યા-સામગ્રીની વ્યવસ્થા કરી રાખું છું. સંધ્યા કરી થોડું ભોજન કરી લે. હમણાં ત્હારે તેની તબિયત જોવા જવું છું?"

કૃષ્ણલાલે માથું હલાવી નારાજી દર્શાવી.

સ્નાન-સંધ્યા કરી, સાધારણ નાસ્તો કરી કૃષ્ણલાલ જ્યારે બહાર આવ્યો ત્યારે નવ વાગ્યા. તેણે પોતાના બેડકખાના પાસે જઇને જોયું તો ત્યાં એક બેંચ ઉપર કેશવલાલ બેઠો હતો. તેના શરીર પર ઇંગ્રેજી સાઇકલીંગ ડ્રેસ હતો. માથા ઉપર ઇંગ્લિશ હૅટ હતી. તે કૃષ્ણલાલને જોઈ ઉઠી ઉભો થયો, તથા માથા ઉપરથી ટોપી ઉંચકી તેણે કૃષ્ણલાલ સાથે સેકહેન્ડ કરી. તેણે પોતાની બાઇસીકલ બહાર રાખી હતી.

કૃષ્ણલાલે પૂછ્યું:—"આપ અત્યારે અહિં કયાંથી?"

કેશવલાલ:—હું મુંબાઇથી આવું છું-આપની પાસે હું એક જરૂરી કામને લીધે આવ્યો છું.

કૃષ્ણલાલ:—જરૂરી કામ! વારૂં ત્યારે સ્નાન કરી નાસ્તો લ્યો. પછીથી કામની વાતચિત નિરાંતે કરીશું.

કેશવલાલ:—મ્હારે સાંજની ટ્રેનમાં અહિંથી પાછા જવાનું છે. વળી મ્હારૂં કામ ઘણું જરૂરી છે.

કેશવલાલના હાવભાવ જોઈ તેમજ તેનાં વચનો સાંભળી કૃષ્ણલાલ કાંઇક વિરકત બની ગયો. તેણે વિચાર્યું:—"આની બ્હેન તો નાટકની ચુડેલ છે, અને આ તો મ્હોટા નવ્વાબજાદા બનીને આવ્યા છે!" આમ વિચારી તેણે કહ્યું:—"ઠીક છે. હમણાં રાહ જુઓ. મ્હને ફુરસદ મળતાંજ હું તમને બોલાવીશ."

કેશવલાલે મનમાં ને મનમાં વિચાર્યું:—"હતો તો એક રેલ્વે કંપનીનો સાધારણ નોકર-ત્રીસ રૂપરડી પગાર! અને અહિં આવીને ભાઇ સાહેબ મ્હોટા નવ્વાબ બની ગયા છે! હું એમનો મિજાજ હમણાં ઠેકાણે લાવીશ!"

કેશવલાલ જ્યાં બેઠો હતો ત્યાંજ બેસી રહ્યો, તથા વચ્ચે વચ્ચે ઘડીઆળ કાઢી ટાઇમ જોવા લાગ્યો. અડધો કલાક થઇ ગયો; પરંતુ

કૃષ્ણુલાલે તેને બોલાવ્યો નહિ. આથી કેશવલાલ પોતાના મન સાથે બોલી ઉઠયો:–"કેમ! હું શા માટે એક ઉમ્મીદવારની માફક અહિં બેસીને તેની મુલાકાત કરવાની રાહ જોયા કરૂં? ઉમ્મીદવાર હું કે એ રાસ્કલ? હું જાતેજ વગર બોલાવ્યે તેની પાસે જઉં છું. મ્હને ક્યાં એની કેર છે?"

આમ બોલી બૂટનો 'ચમ ચમ' અવાજ કરતો કેશવલાલ માળ ઉપર ચઢયો.

કૃષ્ણુલાલ તેના શયન–મંદિરમાં ખુલ્લી બારી પાસે આરામ ખુરસીમાં પડયો પડયો આકાશ પાતાળના વિચારો કર્યા કરતો હતો. એકાએક ચમચમતા બૂટનો અવાજ સાંભળી તેણે ચમકીને શયન–મંદિરનાં દ્વાર તરફ દ્રષ્ટિ કરી.

કેશવલાલે શયન–મંદિરમાં પ્રવેશ કરી બ્યંગ સ્વરે કહ્યું:—"ઘણા વિચારોમાં વ્યાકુળ બની ગયા છો, કેમ નહિ?"

વિરકત સ્વરે કૃષ્ણુલાલે પૂછયું:–"તમારે શું કામ છે?"

ખિસ્સામાંથી રૂમાલ બહાર કાઢી બન્ને હાથમાં ફેરવતાં ફેરવતાં કેશવલાલે કહ્યું:—"મ્હારે થોડા રૂપિયાની જરૂર છે."

કૃષ્ણુલાલ:—રૂપિયાની જરૂર છે? મ્હારી પાસે જો તમારી બ્હેનનો પગાર કાંઇ બાકી રહ્યો હોય તો કારભારી નથી–મુનીમને જઇને કહો–તેઓ હિસાબ આપશે.

કેશવલાલે મનમાં ને મનમાં વિચાર્યું:–"વાહરે ઉસ્તાદ નવ્વાબ!" પ્રકાશમાં કહ્યું:—"ના જી! હું મારી ભગિનીનો હિસાબ લેવા નથી આવ્યો. હું આપની પાસે થોડી રકમ મેળવવાની આકાંક્ષા રાખું છું. મ્હારે વધારે રકમ જોઇતી નથી. હમણાં વીસ હજાર રૂપિયા અને પછીથી દરેક મહિને મુંબાઈ બેંક ઉપર પાંચસો રૂપિયાનો ચૅક. એટલી રકમથી મ્હને સંતોષ થશે."

અતિ આશ્ચર્ય પામીને કૃષ્ણુલાલે કેશવલાલના મ્હોં તરફ જોયું. અંતે તેણે પૂછયું:-"કાંઇ નીશો કરીને આવ્યા છો કે શું? ભાંગ યા તો બ્રૅન્ડી તો ચઢાવી નથી ને?"

કેશવલાલ:—રૂપિયાની મારામારીને લીધે ચઢાવી નથી; પરંતુ તમે રૂપિયા આપો એટલે હમેશાં ચઢાવવાની ઇચ્છા છે. નીશો

કરીને હું તમારી પાસે આવ્યો નથી. મહેરબાની કરી મ્હને જલદીથી રૂપિયા આપો. રોકડા રૂપિયા ન હોય તો મુંબઈ બેંક ઉપર વીસ હજારનો ચૅક લખી આપો. હું જઇને ચૅક વટાવી લઈશ.

કૃષ્ણુલાલઃ–પણુ હું તમને શા માટે રૂપિયા આપું?

કેશવલાલે ખડખડ હસી પડીને કહ્યું:–" સાહેબ! આપ જાણુતા નથી કે જ્યાં લોભીઆ વસે છે ત્યાં ધુતારા ભૂખે મરતા નથી. હું અને તમે બન્ને સરખા છીએ. તમે ચોર છો તેમજ હું પણુ ચોર છું, તમે કપટી છો તો હું પણુ કપટી છું. આપણે બે આ દગાબાજ દુનિયાના દગાખોર માણુસો છીએ. આટલી બધી સંપત્તિ શું તમે એકલાજ ઉડાવશો? જો એવી ઇચ્છા હોય તો મ્હને વધારે નહિ તો માત્ર રૂપિયા વીસ હજાર હમણાં આપો અને ભવિષ્યમાં દરેક મહિને પાંચસો રૂપિયાનો ચૅક મોકલી આપજો. એટલાથીજ હું સંતુષ્ટ રહીશ. કેમ, હવે સમજ્યા?"

કૃષ્ણુલાલઃ–તમે શું સમજાવવા માગો છો?

કેશવલાલઃ–શું તે એજ કે, તમે ખરા મુગટજીભાઇ નહિ; પરંતુ બાલારોડ સ્ટેશનના આસિસ્ટન્ટસ્ટેશન માસ્તર છો. ત્યાં સ્ટેશનપર પગનો રસ ઉતારી ટક ટક તાર કરતા હતા. ટ્રેન આવતાંજ કાછડીમાં એક હાથ ઘાલી બીજા હાથમાં ફાનસ લઇ પ્લૅટફૉર્મપર આંટા મારતા હતા, હવે સમજ્યા? બોલો, હવે આ સેવકને રૂપિયા આપવા છે કે, ચતુર્ભુજ બની મફતના ભાડાની કોટડીમાં રહી, જીંદગી સખ્ત મજુરી કરવામાં પસાર કરવી છે?"

કૃષ્ણુલાલઃ—આ બધી હકીકત તમે કેવી રીતે જાણી શકયા!

કેશવલાલઃ—અસાધારણુ મહેનત કરીને–પુષ્કળ દ્રવ્ય ખરચીને.

કૃષ્ણુલાલઃ—ત્યારે તમે તમારી મહેનત તેમજ દ્રવ્ય ધૂળમાં મેળવ્યું છે. તમારી આશા ફળિભૂત થાય તેમ નથી.

કેશવલાલઃ—કારણુ?

કૃષ્ણુલાલઃ—કારણુ એજ કે, તમને રૂપિયા મળશે નહિ.

કેશવલાલઃ—શું કહ્યું? રૂપિયા નહિ મળે?

કૃષ્ણુલાલઃ—ના.

કેશવલાલે થોડા સમય સુધી કાંઈ વિચાર કર્યો. અંતે તેણે

કહ્યું:—" કૃષ્ણુલાલ ! હજી સુધી તમે મ્હને સારી રીતે ઓળખતા નથી. તમે એમ સમજતા હશો કે, તમારા પર ગુન્હો સાબિત કરવા માટે મ્હને સાક્ષીઓ નહિ મળી આવે; પરંતુ યાદ રાખો કે આ સેવક કાંઈ કાચું કામ કરે એવો નથી. આ દગાબાજ દુનિયામાં તમારા કરતાં મ્હેં ઘણા કારસ્થાનો કર્યાં છે. હું છાણી ગામમાં ગયો હતો, કોયલી ગામમાં ગયો હતો, બાલારોડ ગયો હતો તથા તમે જ્યાં કદાપિ રહેતા નહોતા તે શાંતિકુટિરમાં સુદ્ધાં ગયો હતો. મ્હેં સઘળાં સ્થાનોએથી સાક્ષીઓ મેળવ્યા છે તથા એ બધા સાક્ષીઓ અમદાવાદના મ્હારા મકાનમાં રહીને દાળ ભાત તેમજ રોટલી–શાકનું શ્રાદ્ધ કરે છે. તેઓ એમ કબુલ કરશે કે, તમેજ બાલારોડ સ્ટેશનના આસિ૰ માસ્તર કૃષ્ણુલાલ છો. તમે કોઈ પણ રીતે મ્હારા સાક્ષીઓને દ્રવ્ય આપીને વશ કરી શકો તેમ નથી. માટે મહેરબાની કરી હું માગું છું તેટલા રૂપિયા ગણી આપો અને જો ન આપવા હોય તો ના કહો એટલે હું તમારા ઉપર કેસ માંડું. તમારી પાસે પિનલકોડ છે ? જો હોય તો ૪૧૬ મી કલમ જુઓ. !"

કૃષ્ણુલાલઃ—મ્હેં જોઈ છે.

કેશવલાલ—યાદ રાખો કે રૂપિયા નહિ આપો તો ત્રણ વર્ષ સુધી સખ્ત કેદમાં રહેવું પડશે. કેમ તમે મ્હને શો જવાબ આપો છો ?

કૃષ્ણુલાલઃ—એજ કે, તમને રૂપિયા મળશે નહિ. તમે મ્હને વિના કારણુ ભય શા માટે દર્શાવો છો ? મ્હેં કાલેજ નિર્મળાગૌરીને સઘળી સત્ય હકીકત નિવેદન કરી દીધી છે.

આ ઉત્તર સાંભળી કેશવલાલ જાણે કે આકાશમાંથી નીચે પડયો. તેણે કહ્યું:–" હેં ! તમે કહી દીધી છે ? !"

કૃષ્ણુલાલઃ—હા, તમારી બ્હેન–યા તો તમારી ગમે તે હોય–સીતાને પૂછી જુઓ એટલે તમે સઘળો પ્રકાર જાણી શકશો.

આમ કહી કૃષ્ણુલાલે નોકરને બોલાવ્યો. નોકર આવ્યો એટલે કૃષ્ણુલાલે તેને કહ્યું:–" આ ભાઇને નીચે લઇ જા. તેમને સ્નાન કરવાની વ્યવસ્થા કરી આપ તથા જો તેમને તેમની બ્હેનને મળવું હોય તો મુલાકાતનો બંદોબસ્ત પણ કરી આપજે."

# પ્રકરણ ૪૩ મું.

## પ્રાણહારક નિરાશા !

નીચે જઇને કેશવલાલ એક બેંચ ઉપર બેસી ગયો. નોકરે કહ્યું:-" સાહેબ ! તમે મ્હારી સાથે સ્નાન કરવા ચાલશો ? તમારી પાસે બદલવાને માટે ધોતીઉં છે કે ઘરમાંથી લઇ આવું ? "

કેશવલાલ:--મ્હારે ધોતીઉં જોઇતું નથી.

નોકર:—ત્યારે પછી સ્નાન કરશો કેવી રીતે ?

કેશવલાલ:—મ્હારે સ્નાન કરવું નથી.

કેશવલાલના મુખનો ભાવ જોઇ નોકર આશ્ચર્યમાં પડી ગયો. અલ્પકાળપર્યંત ચૂપ રહ્યા પછી તેણે પુનઃ કહ્યું:—" ત્યારે નાસ્તાની સામગ્રી લાવી આપું કે ? "

કેશવલાલે માથું હલાવી નકારમાં ઉત્તર આપ્યો. નોકરે મનમાં વિચાર્યું કે, કદાચ શેઠ સાહેબે આ માણુસનું મહા ભયંકર અપમાન કર્યું હશે. એ ખેદને લીધેજ તે સ્નાન તેમજ નાસ્તો કરવાની ના પાડતો હશે. પછીથી નોકરે ફરીથી કહ્યું:—" તમારે તમારી બ્હેનને મળવું છે ? હું તેમને તમારી પાસે મોકલું ? "

" મોકલ. " કેશવલાલે ઉતર આપ્યો. નોકર તરતજ ત્યાંથી ચાલ્યો ગયો. તેના ગયા પછી કેશવલાલે કોટના અંદરના ખિસ્સામાંથી બ્રૅન્ડીની બૉટલ બહાર કાઢી, તેનો બુચ ખોલી નાખી, અડધી બૉટલ પેટમાં પધરાવી દીધી. પછીથી બૉટલને બુચ લગાવી તેણે પાછી ખિસ્સામાં મૂકી દીધી અને તે ગાલ પર હાથ મૂકી વિચાર કરવા લાગ્યો.

મ્હોટી આશામાંને આશામાં તે અનેક સ્થળોએ રખડી, રઝળી, દ્રવ્યનો ધુમાડો કરી અત્રે આવ્યો હતો; પરંતુ અહિં આવતાંજ તેની આશા નિરાશાના સ્વરૂપમાં બદલાઈ ગઇ. આવી ભયંકર નિરાશાની મર્મભેદક વેદના, તેમજ ભૂખ્યા પેટમાં પડેલી બ્રૅન્ડીથી તે ઘણો વ્યાકુળ તેમજ અસ્થિર બની ગયો. કૃષ્ણલાલે શા વિચારથી પોતાનું સઘળું કારસ્થાન નિર્મળાગૌરીને જણાવી દીધું હશે તે એ વિચારી શક્યો નહિ. એ સંબંધી વિશેષ વિચાર કરવાની શક્તિ

તેના મસ્તકમાં હમણાં નહોતી. તેનું નાક તેમજ કાન લાલચોળ બની ગયાં; પરંતુ તેનો આંતરપ્રદેશ શીતળ થઈ જવા લાગ્યો. આથી કરીને બ્રૅન્ડીની બૉટલને પુનઃ ખિસ્સામાંથી બહાર કાઢી તેમાંનો થોડો ભાગ તેણે પેટમાં પધરાવ્યો.

થોડા સમય પછી તેને એટલામાં થોડો વખત ફરવાની ઇચ્છા થઇ આવી; પરંતુ તેનો નીશો વધતો જતો હોવાથી તેમજ ફરતાં લથડીઆં આવે તેમ હોવાથી તે લાચારીથી બેઠો હતો ત્યાંજ બેસી રહ્યો.

આવી સ્થિતિમાં વીસ મિનિટ પસાર થઇ ગઇ એટલે અંતઃપુરમાં ગયેલા નોકરે તેની પાસે પાછા આવીને કહ્યું:–" સાહેબ! પધારો. "

કેશવલાલ લથડીઆં ખાતો ખાતો નોકરની સાથે અંતઃપુરમાં ગયો.

પ્રથમ જે બેઠકખાનામાં આ ભાઈ ભગિનીની મુલાકાત થતી હતી તેજ બેઠકખાનામાં નોકર કેશવલાલને લઇ ગયો. ત્યાં સીતા એક ખુરસી ઉપર બેસીને ભાઇસાહેબની રાહ જોયા કરતી હતી. નોકર ચાલ્યો ગયો એટલે સીતા પાસે પડેલા એક ખુરસી ઉપર બેઠી.

કેશવલાલે કહ્યું:–" સીતા! શા સમાચાર છે?"

સીતાએ શંકાશીલ સ્વરે પૂછ્યું–" આપની તબિયત બિમાર છે? આપને શું થયું છે?"

કેશવલાલ:––તું જાણુતી નથી?

સીતા:––ના.

કેશવલાલ:––ત્યારે શું તદ્દન ખોટી વાત કે?

સીતા:––શી ખોટી વાત?

કેશવલાલ––બીજી શી? તમારા કૃષ્ણલાલની જ વાત.

સીતા:––તમે તેમને મળ્યા? તેમણે શું કહ્યું?

કેશવલાલ:––મ્હેં આવી તેની પાસે રૂપિયા માગ્યા. તેણે રૂપિયા નહિ આપ્યાથી મ્હેં એવું કારસ્થાન એને જણાવી દઇ ભય દર્શાવ્યો. ત્યારે તેણે કહ્યું કે, તેણે ગઇ કાલે સઘળી સત્ય હકીકત નિર્મળાગૌરીને કહી દીધી છે. આ વાત સાચી છે કે ખોટી?

સીતા:––સાચી છે.

કેશવલાલે બ્રૅન્ડીની બૉટલ ફરીથી બહાર કાઢી થોડી બ્રૅન્ડી

પુનઃ પેટમાં પધરાવીને કહ્યું:—" ઘરનાં સૌ માણસોએ એ વાત જાણીને શું કહ્યું ? "

સીતાઃ—નિર્મળાગૌરી સિવાય હજી એ કારસ્થાનની વાત બીજું કોઇ જાણતું નથી; પરંતુ તમે ભૂખ્યે પેટે આટલી બધી બ્રૅન્ડી કેમ પીઓ છો?

કેશવલાલઃ—શરાબની લહજ્જત ત્હારા જેવી ભયંકર અજ્ઞાની અબળા કયાંથી સમજી શકે ? ત્હારે થોડો શરાબ પીવો છે ? બસ, શરાબજ જીંદગીનું નૂર છે–મસ્ત ઇશ્ક છે !

સીતાઃ–ના ના. આવા એક ગૃહસ્થના ઘરમાં તમે આવો વ્યવહાર ચલાવો એ વ્યાજબી નથી.

કેશવલાલઃ–બુલબુલ ! બલિહારી છે ત્હારી બુદ્ધિને !

આમ કહીને કેશવલાલ નેત્રો મીંચી બરબડવા લાગ્યોઃ–

ભર ભર જામ પીલા દે લાલા બનાદે મતવાલા.
દે લાલા લાલા – –ભર ભર જામ પીલા દે.

સીતાએ વિરક્ત બની જઇને કહ્યું:–" કેશવલાલ! આ શું કરો છો ? તમારા જેવા સમર્થ સાક્ષરને આવું વર્તન ઉચિત છે કે ? "!

કેશવલાલ:—સાક્ષર થવું હોય તો બ્રૅન્ડી પીવાની પ્રથમ જરૂર છે ! બ્રૅન્ડીથી કલ્પનાઓના તરંગો મસ્તકસિંધુમાં ઉછાળા મારે છે ! ભેજું એરોપ્લેનની માફક આસ્માનમાં ઉડે છે !!

સીતાઃ–આવા શબ્દો કોઇના સાંભળવામાં આવશે તો તેનું શું પરિણામ આવશે તેનો કાંઇ ખ્યાલ છે ?

કેશવલાલઃ–સીતા ! મ્હારી સઘળી બાજી ધૂળમાં મળી જવાથી મ્હારી બુદ્ધિ શુદ્ધિ ઠેકાણે નથી. સીતા ! એ બનાવટી સાધુડો હવે ખરેખરો સાધુડો થઇ અહિંથી ગચ્છંતિ કરી જવાનો વિચાર કરે છે, અને તેમ નહિ હોય તો તે નિર્મળાગૌરી સાથે પુનર્વિવાહ યાતો સિવિલ મેરેઇજ કરવાની ખટપટ કરતો હશે. જો એ પ્રકાર ગુપ્ત રહેશે તો ઠીક છે; નહિ તો તેમની બન્નેની આબરૂ ઉપર પાણી ફર્યાં સિવાય રહેશે નહિ; પરંતુ સીતા ! ત્હેં મ્હારૂં કામ પાર ઉતાર્યું નહિ. મ્હારી વિધવાવિવાહ કરવાની તેમજ દ્રવ્યપ્રાપ્તિની સઘળી બાજીમાં હું હાર્યો છું. "

કેશવલાલની સ્થિતિ જોઇ સીતા ગભરાઇ ગઇ–તેણે કેશવલાલના ખભાપર હાથ મુકીને કહ્યું:–" કેશવલાલ ! ઓ કેશવલાલ ! "

કેશવલાલઃ–શું છે?

સીતાઃ–તમે આમ શું કરો છો?

કેશવલાલઃ–કેમ, હું શું કરૂં છું?

સીતાઃ–તમને ઘણું ઘેન ચઢયું છે. તમે જેમ ફાવે તેમ બકયે જાઓ છો.

કેશવલાલઃ–શું બકું છું?

સીતાઃ–તમે હવે એ બધી મૃગજળ જેવી આશાનો ત્યાગ કરો. તમે ફરીથી કૃષ્ણલાલ પાસે જશો નહિ. તમને કોઇ પણ પ્રકારે રૂપિયા મળનાર નથી. તમારી આશા ફળનાર નથી.

કેશવલાલઃ–શું મ્હારી આશા ફળનાર નથી?

સીતાઃ–ના.

કેશવલાલઃ—કારણ?

સીતાઃ–એ બધી હકીકત તમે હમણાં સાંભળશો તો પણ સમજી શકશો નહિ. સ્નાન કરી, ખાઈ, થોડો સમય સૂઇ જાઓ. સ્હાંજે શાન્તિથી સઘળી વાતચિત થશે.

કેશવલાલ ઉઠી ઉભો થયો, તેનાં બન્ને નેત્રોમાંથી અંગારા ઝરતા હતા. તેણે પુનઃ પૂછયું:—"શું...મ્હા...મ્હારી...આ...આશા...ફ...ફળનાર...નથી?"

સીતાએ ખુરસી ઉપરથી ઉઠી સહજ દૂર જઇને કહ્યું:"—ના"

કેશવલાલે નિરાશાની પ્રચંડ જવાળાથી સળગી જઈ–ઉન્મત્ત બની જઈ સીતાને જોરથી એક ધક્કો માર્યો, અને નાટકના એક કુશળ એકટરના જેવી એકિટંગ કરતાં તેણે કહ્યું:–"પાપિષ્ટા! લે, આ ત્હારા કર્મની સજા!"

આમ કહીને અથડાતો કુટાતો કેશવલાલ બહાર નીકળી પડયો, તથા રસ્તે જતાં જતાં "એ મુળજીભાઇ નથી.....કૃષ્ણલાલ છે, ભાઇ કૃષ્ણલાલ છે. સહુ કોઇ આવીને સાંભળો કે એ મુળજીભાઇ નથી–કૃષ્ણલાલ છે, તથા પેલી નર્મદા એની સ્ત્રી લીલાવતી છે!" આવી બૂમો મારતો મારતો તે દીવાના–ચક્રમ–પાગલની માફક ચાલ્યો ગયો.

તેના હાવભાવ જોઇ રસ્તે જતા આવતા લોકો તેને 'ગાંડો



"પાપીષ્ટ! લે આ ત્હારા કર્મની સજા!"

પૃષ્ઠ ૨૦૬.

લક્ષ્મી આર્ટ, મુંબઇ.

સાહેબ ' કહી ખિજવવા લાગ્યા; પરંતુ કેશવલાલ તે તરફ લક્ષ્ય નહિ આપતાં વિના કારણુ પગથી ધૂળ ઉડાવતો ઉડાવતો સ્ટેશન તરફ જવા લાગ્યો. બાઇસીકલની યાદ નહિ રહ્યાથી તે બાઇસીકલને ઠિકરિયા ગામમાંજ જ્યાં મૂકી હતી ત્યાં ભૂલી ગયો.

## પ્રકરણ ૪૪ મુ.

### યોગમાયાની આજ્ઞા.

આજે પ્રભાતકાળથી નિર્મળાગૌરીની તબિયત સારી છે. તેણે ઔષધ પથ્યાદિનું સેવન કર્યું છે; પરંતુ અંતરમાં તે અસહનીય યાતના તથા શરમ-સંકોચનો અનુભવ કરે છે. તેનો એક અક્ષર પણ તેણે કોઇને કહ્યો નથી. યોગમાયા વગેરેએ એવી અટકળ બાંધી છે કે, શારીરિક દુર્બળતાને લીધેજ તે આવી રીતે બેશુદ્ધ બની ગઇ હશે. આજે સીતા એકલી નિર્મળાગૌરીની પાસે બેઠી હતી ખરી; પરંતુ તેના પોતાનાથી નિર્મળાને કાંઇ પૂછી શકવાની હિમ્મત થઈ નથી. નિર્મળાએ પણ તેને કાંઈ પૂછ્યું નથી. સીતાએ જોયું કે કૃષ્ણલાલનો પત્ર કયાં ગયો તથા તેનું શું થયું એ સઘળી હકીકત જાણવાને માટે નિર્મળાને સહજ પણ ઉત્કંઠા યા તો કુતુહલ છે નહિ.

સીતા જ્યારે બીજા ઓરડામાં કેશવલાલની સાથે વાતચિત કરતી હતી ત્યારે નિર્મળા તકિયાને અઢેલી, શય્યામાં બેસીને કપાળ-પર હાથ મુકી વ્યાકુળતાથી પોતાના કમનશીબ ભાગ્યની ચિંતા કર્યા કરતી હતી. તેની ચિંતાનો પાર નહોતો. તે વિચારતી હતી કે, " જન્મ જન્માંતરમાં મ્હેં કોણુ જાણે કેવાં મહાપાપો કર્યાં છે કે જેથી મ્હારા શિરપર આવું અસહ્ય કલંક બેઠું ? "

નિર્મળાનાંનેત્રો સુકાઇ ગયાં છે. તેની છાતીમાં ચિંતાગ્નિ પ્રચંડ સ્વરૂપે સળગી ઉઠ્યો છે.

દાદરપરથી જ્યારે કેશવલાલ નીચે ઉતરવા લાગ્યો ત્યારે તેનાં બૂટનો અવાજ નિર્મળાના કાને ગયો. આ અજાણ્યા અવાજથી ચમકી ઉઠી તેણે તે તરફ કાન માંડયા. અવાજ ધીમે ધીમે નીચે આવ્યો. ત્યાર પછી બારણામાં પડેલી પેલી બિભત્સ બૂમો તેમજ

તે સમયનો દરેક શબ્દ તેના કાન સુધી ગયો. તે સાથેજ ઘણો ખળભળાટ થયેલો તેના જોવામાં આવ્યો. અપમાન અને તિરસ્કાર સાક્ષાત સ્વરૂપમાં તેની નજરે પડવા લાગ્યાં. તેનું મસ્તક ભ્રમિત થઇ ગયું. તેની શુદ્ધિ ઉડી ગઇ. તે શય્યા ઉપર બેભાન બની જઇ ઢળી પડી. કોઇ તેની આવી સ્થિતિને જોઇ શક્યું નહિ.

પેલી તરફ કેશવલાલના વિદાય થયા પછી આંગણામાં અંતઃપુરમાંની સ્ત્રીઓ એકઠી થઇને ગરબડ સરબડ કરવા લાગી. પૂજાપાઠના ઓરડામાંથી યોગમાયા પણ ઉતાવળી ઉતાવળી ત્યાં આવી પહોંચી અને જેને તેને પૂછવા લાગીઃ—" શું બોલી ગયો ? સીતાનો ભાઇ શું બોલી ગયો ? " યોગમાયાના કાનમાં પણ કેશવલાલના સઘળા શબ્દોએ પ્રવેશ કર્યો હતો; પરંતુ તે જાણે કે પોતાની શ્રવણશક્તિ ઉપર વિશ્વાસ મૂકી શકી નહિ. આવી ભયંકર વાત એકદમ ખરી માની શકાય કે ?

કોઇએ યોગમાયાના પ્રશ્નનો જવાબ આપ્યો નહિ. અંતે તેણે ક્રોધે ભરાઇને કહ્યું:—" ક્યાં છે, સીતા ક્યાં છે ? નર્મદા ક્યાં છે ? "

એક રમણીએ એક ઓરડા તરફ આંગળી કરીને કહ્યુઃ—" નર્મદા બ્હેન પેલા ઓરડામાં છે."

અધીર ચિત્તે યોગમાયાએ એ ઓરડામાં પ્રવેશ કર્યો. તેણે જોયું કે, નર્મદા દિવાલને અઢેલી ઉભી ઉભી રડયા કરે છે.

યોગમાયાએ નર્મદાના રૂદન પ્રત્યે લક્ષ્ય નહિ આપતાં કહ્યું:— " નર્મદા ! નર્મદા ! એ મ્હારો મુળજી નથી ? "

નર્મદાએ રૂદન કરતાં કરતાં કહ્યું:—" ના. "

યોગમાયા:—" ત્યારે એ ત્હારો પતિ છે ?

" હા. " કહીને નર્મદા, મ્હોટેથી રડી પડી. યોગમાયા તરતજ એ ઓરડાની બહાર જઇને આમ તેમ દ્રષ્ટિ ફેરવવા લાગી, તથા હાંફતાં હાંફતાં તેમજ નિશ્વાસ ઉપર નિશ્વાસ મૂકતાં કહેવા લાગી :— " સીતા !—સીતા ક્યાં છે ? "

એક જણ ઉપર જઇને સીતાને બોલાવી લાવ્યું. સીતાને જોતાંજ યોગમાયાએ કહ્યુઃ—"બ્હેન ! ત્હારો ભાઇ અહિંથી જતાં જતાં શું બોલી ગયો ? "

સીતા કાંઇ પણ ઉત્તર આપ્યા સિવાય નીચું જોઇને ઉભી રહી. યોગમાયાએ પૂછ્યું:-"ત્યારે જે આવ્યો છે તે મ્હારો પ્રાણાધિક પુત્ર મુળજી નથી ?"

સીતાએ સ્પષ્ટ સ્વરે કહ્યું:—"ના."

યોગમાયા:—એ નર્મદાનો પતિ છે ?

સીતા:—હા.

યોગમાયા મર્મભેદક વજ્રાઘાતથી કપાળે હાથ મૂકી 'હે નારાયણ' બોલી મૂળમાંથી ઉખડી ગયેલી વેલીની માફક જ્યાં ઉભી હતી ત્યાંજ ગબડી પડી.

બહારના ભાગમાં આ સમાચાર પહોંચતાં વિલંબ થયો નહિ. મુનીમ આવેલો નહિ હોવાથી એક નોકર દોડતો દોડતો મુનીમને બોલાવી લાવવાને ગયો. મુનીમ તે વખતે ભોજન કરવા બેઠો હતો. મુનીમ ભાજન કરીને તરતજ આવ્યો. આવતાંની સાથેજ તેણે પૂછ્યું:-"કેમ, એ કપટી પલાયન કરી ગયો છે કે ?"

ઉત્તર મળ્યો:—"ના."

મુનીમે તરતજ ભૈયાને બૂમ મારી. ભૈયો આવી પહોંચ્યો. મુનીમે તેને કહ્યુ:—"આપણે ત્યાં જે માણસ મુળજીભાઇ થઇને આવ્યો છે તે મુળજીભાઇ નાહ; પરંતુ કોઇ કપટી-દગાબાજ છે. જાઓ, બધા નોકરો તેના ઉપર દેખરેખ રાખો કે જેથી તે પલાયન ન કરી જાય."

"જેવી આજ્ઞા !" બોલી ભૈયો કેટલાક નોકરો સાથે દર્શાવેલા કામ પર ચાલ્યો ગયો.

એક વૃદ્ધ માણસે પૂછ્યું:-"હવે શું કરીશું ?"

મુનીમે કહ્યું:-"ભરૂચ પોલિસને ખબર પહોંચાડીશું."

વૃદ્ધે કહ્યું:—"જ્યારે ફોજદાર સાહેબ એમ પૂછશે કે, એ મુળજીભાઈ નથી તેનું પ્રમાણ શું છે—માત્ર પેલા ચકમ માણસના શબ્દોના પ્રમાણથીજ કાંઇ ગુન્હો સાબિત કરી શકાય ખરો ?"

આ વાક્યો સાંભળી મુનીમ ગભરાટમાં પડી ગયો. એકાએક તેને એવો વિચાર આવ્યો કે, 'જો કદાચ એ ચકમ માણસનાં વચનો અસત્ય હશે તો મ્હેં તેમની ઉપર દેખરેખ રાખવા માણસો બેસાડેલા

છે તેથી મ્હારી શી સ્થિતિ થશે ? વિના વિલંબે મ્હને નોકરી ઉપ-રથી શ્રીફળ મળશે.' પ્રકાશમાં તેણે કહ્યું:-"ત્યારે એ ચકમ દારૂડીઓ ગયો ક્યાં ? તેને બોલાવીને પૂરતી ખાત્રી કરવાની જરૂર છે. તેના ગયાને કેટલી વાર થઈ ?"

એક જણ બોલી ઉઠ્યું:-"બહુ તો અડધો કલાક થયો હશે."

મુનીમે તરતજ કેટલાક માણસોને બોલાવી, તેમને દારૂડીઆ કેશવલાલને પાછો બોલાવી લાવવા માટે મોકલ્યા.

વૃદ્ધ માણસે કહ્યું:—"મુનીમજી ! મ્હારા ધારવા પ્રમાણે તો તમે આ બાબતમાં પ્રથમ માતાજીની સલાહ લ્યો. તમે આજ્ઞાધારક નોકર છો. તેઓ પોલિસને ખબર પહોંચાડવા ઇચ્છે છે કે કુમ્મસ કાર-ભારીજીને તાર કરી બોલાવવાને ઇચ્છે છે તે પ્રથમ તમે જાણી લ્યો."

મુનીમે એક માણસને કહ્યું:—"અંદર જઇ માતાજીને કહે કે, મુનીમ તમને મળવા માગે છે."

યોગમાયા તરફથી ઉત્તર આવતાં વિલંબ થવા લાગ્યો. અંતે તેને યોગમાયાએ પોતાની પાસે બોલાવ્યો.

મુનીમે યોગમાયા પાસે જઇને પૂછ્યું:—"માતાજી ! જે વાત સાંભળવામાં આવી છે તે સાચી છે ?"

યોગમાયાએ વિષણ્ણ વદને ઉત્તર આપ્યો:-"હા."

મુનીમ:—શું તેઓ મુળજીભાઇ નથી ?

યોગમાયા:—ના.

મુનીમ:—ત્યારે હવે ઉપાય ?

યોગમાયા:—ઉપાય ઇશ્વર જાણે!

મુનીમ:—પોલિસને ખબર પહોંચાડું ? મ્હેં એ કપટીને નજર-કેદમાં રાખ્યો છે.

યોગમાયા:-પોલિસને ખબર પહોંચાડશો નહિ. તેનાપર રાખ-વામાં આવેલો પેહેરો ઉઠાવી લ્યો. તેનું અપમાન કરવાની કાંઇ જરૂર નથી. તે જ્યારે પોતાની ઇચ્છાથી ચાલ્યો જાય ત્યારે તેને બેલાશક જવા દેજો.

મુનીમ:—બીજી કાંઇ આજ્ઞા છે ?

યોગમાયાઃ-નિર્મળાગૌરીની તબિયત ઘણી બગડી છે. ભરૂચ ઘોડેસ્વાર મોકલી ડૉક્ટરને બોલાવવાનો વિના વિલંબે બંદોબસ્ત કરો.

મુનીમઃ—વારૂં, એ વ્યવસ્થા હમણાંજ કરૂં છું. કારભારીજીને તાર કરવો છે કે ?

યોગમાયાઃ—ના.

પ્રણામ કરીને મુનીમ ચાલ્યો ગયો. યોગમાયાની ઉદારતા જોઇને-દયા જોઇને તે આશ્ચર્યચકિત બની ગયો હતો. ધીમે પગલે બહારના બેઠકખાનામાં જઇને તેણે યોગમાયાની આજ્ઞા અનુસાર સઘળો બંદોબસ્ત કર્યો. પછીથી તે વિચારવા લાગ્યો કે, જે કપટી, દગાબાજ માણસે, સર્વસ્વનો વિનાશ કરી પોતાના નિર્મળ કુળમાં કલંક લગાડયું છે એવા નીચ માણસ તરફ યોગમાયા આટલી બધી દયા કેમ દર્શાવતાં હશે ?

યોગમાયાના અંતરમાં દયા ઉપજી તેનું કારણ જૂદું હતું. સીતાએ પત્ર બહાર કાઢી યોગમાયા આગળ જણાવ્યું હતું કે, દારૂડીઓ કેશવલાલ આવીને પોતાની હકીકત જાહિર કરશે એવી કૃષ્ણલાલને સહજ પણ માહિતી નહિ હોવા છતાં કૃષ્ણલાલે પોતેજ દારૂડીઆના આવતાં પહેલાં પોતાના કારસ્થાનની સત્ય હકીકત નિર્મળાગૌરીને નિવેદન કરી છે. સીતાએ યોગમાયાને એમ પણ સમજાવ્યું હતું કે, કૃષ્ણલાલે પ્રસંગાનુસાર સાવધાનતા અવલંબન કરીને આ પવિત્ર કુળનો પ્રકાશ સ્વચ્છ રાખ્યો-છે તેથી તે ક્ષમાને પાત્ર ઠરે છે તેમજ તે પોતે જન્મદરિદ્ર હોવા છતાં આટલી બધી વિપુલ સંપત્તિના લોભને દૂર કરી આત્મસંયમ કરીને ધર્મમાર્ગે અડગ રહ્યો છે તેથી તે ભક્તિને પાત્ર પણ છે.

---

## પ્રકરણ ૪૫ મું.

### અંગના કે દેવાંગના ?

"છે વૈધવ્યે વધુ વિમળતા, બ્હેન ! સૌભાગ્યથી કંઇ
છે ભક્તિમાં વધુ વિમળતા, બ્હેન ! શૃંગારથી કંઇ !"

કલાપી.

કારૂડીઆ કેશવલાલની બૂમો સાંભળી નિર્મળા બેશુદ્ધ બની જઈ શય્યામાં ઢળી પડી હતી તે તેમની તેમજ પડી રહી. બરાબર અડધા કલાક સુધી કોઇએ તેની સંભાળ લીધી નહિ. ત્યાર પછી એક દાસી એ સ્થળે કાંઇ પ્રયોજનાર્થે આવી ચઢી. તેણેજ નિર્મળાની સ્થિતિના સમાચાર વિના વિલંબે સૌ કોઇને જણાવ્યા. મહા મહેનતે તેને શુદ્ધિમાં લાવવામાં આવી. શુદ્ધિમાં આવ્યા પછી અલ્પ કાળને અંતરે તેને સખ્ત તાવ આવ્યો.

સંધ્યા સમયે ભરૂચથી એક સિવિલ સર્જન ડૉકટર ઘોડેસ્વાર થઇ આવી પહોંચ્યો. ત્રણ દિવસ સુધી નિર્મળાનોતાવ ઉતર્યો નહિ. ડૉકટર સાહેબની અસાધારણ ચિકિત્સાથી ત્રીજે દિવસે મધ્યરાત્રિ પછી તાવ નરમ પડવા લાગ્યો. સૂર્યોદય થતાં ન થતાંમાં તો તે સંપૂર્ણ શુદ્ધિમાં આવી.

આ સમયે નર્મદા નિર્મળાગૌરીની શય્યા પાસે બેસીને તેના મસ્તકપર મૃદુ વાયુ ઢોળતી હતી. નિર્મળાએ નેત્રો વિકાસ્યાં. તેણે ઓરડાની ચારે તરફ દ્રષ્ટિપાત્ કરવા માંડયો. પછીથી તેણે નર્મદાના ચિંતાપૂર્ણ વદન તરફ જોઈ ક્ષીણ સ્વરે પૂછ્યું:—"નર્મદા બ્હેન ! તું આખી રાત્રિ મ્હારી પાસે બેસી રહી છે ?"

નર્મદાઃ—ના ના–હું થોડા સમયથીજ તમારી પાસે આવીને બેઠી છું. માતાજીજ અહિં બેસી રહ્યાં હતાં. હમણાં તેઓ મ્હને અહિં બેસાડી સરિતાસ્નાન કરવા ગયાં છે. તેમણે બે દિવસથી સ્નાન કર્યું નથી તેમજ ભોજન પણ કર્યું નથી!

નિર્મળાઃ—બે દિવસથી સ્નાન કે ભોજન કાંઈ કર્યું નથી ? કેટલા દિવસથી હું બિમાર છું ?

નર્મદાઃ—આજે ત્રણ દિવસથી. ગયે ત્રિજે દિવસે તમે એકદમ બેશુદ્ધ બની ગયાં હતાં.

નિર્મળાએ જાણે કે કાંઇ વિચારવાનો યત્ન કરીને કહ્યું:— "ગયે પરમ દિવસે બપોરે ?—હા–હા–બરાબર." આમ બોલીને તેણે નેત્રો મીચી દીધાં. તેનાં મીંચાયલાં નેત્રોમાંથી પણ અશ્રુબિંદુઓ ઉભરાઈ જવા લાગ્યાં.

નિર્મળાને રૂદન કરતી જોઇ પોતે શું કરવું તેમજ શું કહેવું તે નર્મદા વિચારી શકી નહિ. એકાએક તે બોલી ઉઠી:—"ડૉકટર

સાહેબે ! ગઈ કાલે એમ કહ્યું છે કે—"આમ કહીને નર્મદા બોલતી બંધ થઈ ગઈ.

નિર્મળાએ નેત્રો ઉઘાડી નર્મદાના મ્હોં તરફ જોયું. પછીથી તેણે પૂછ્યું:–"કોણે કહ્યું છે ?"

નર્મદા:—ડૉકટર સાહેબે.

નિર્મળા:—કયા ડૉકટર સાહેબ ?

નર્મદા:—ભરૂચથી આવ્યા છે તે.

નિર્મળા:—કયારના આવ્યા છે ?

નર્મદા:—ગયે પરમ દિવસે સાંજે.

નિર્મળા:—ઠીક છે.

આમ કહીને વળી પાછી નિર્મળા વિચારો કરવા લાગી. નર્મદાએ કહ્યું:–"ડૉકટર સાહેબે એમ જણાવ્યું છે કે, તમારી તબિયત સહજ સુધરતાં તમને હવાફેર માટે નાશિક લઇ જવાં."

નિર્મળાનાં નેત્રોમાંથીઆંસુઓ સરી પડવા લાગ્યાં. તેણે કહ્યું:–"હવે હવાફેરની જરૂર નથી; માત્ર નાશિક જેવા પુણ્યધામમાં જો પરલોકવાસ પમાય તો મ્હારી આ માયાવી સંસારમાંથી મુક્તિ થાય."

નર્મદા:—એમ કેમ ?

નિર્મળા:—ત્હેં સઘળી હકીકત સાંભળી છેને ?

નર્મદા:—સાંભળી છે.

નિર્મળા:—ત્યારે હવે હું મૃત્યુ પામું તો મુક્તિ પામી એમ ન ગણાય કે ?

નર્મદા:—બ્હેન ! શા માટે આમ બોલો છો ? એક દિવસે મ્હેં મ્હારા મૃત્યુની વાત કાઢી હતી ત્યારે તમે શું કહીને મ્હારો તિરસ્કાર કર્યો હતો તેનો વિચાર કરી જુઓ.

નિર્મળાએ એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:—"બ્હેન ! ત્હારી સ્થિતિમાં અને મ્હારી સ્થિતિમાં ઘણો ફેર છે. મ્હારૂં આ પવિત્ર જીવન કલંકિત થયું છે. આ જીવનનો જેટલો જલદી અંત આવે તેટલું વિશેષ કલ્યાણ છે.

નર્મદાએ શય્યા પર પંખો મૂકી દઇ નિર્મળાનો એક હાથ

પ્રેમપૂર્વક પોતાના હાથમાં લઇને કહ્યુ:-"બ્હેન! તમે આમ શા માટે બોલો છો? આમાં તમારો કાંઇ દોષ નથી. તમારૂં જીવન દૈવી છે—વિશુદ્ધ છે."

નિર્મળા:—આ બધો મ્હારા કમનશીબ ભાગ્યનોજ દોષ છે.

નર્મદા:—તમે તો તમારા પતિ સમજીનેજ—

આ ત્રુટક વાકયથી નિર્મળા વિશેષ ઉત્તેજિત બની ગઈ. તેનાં બન્ને નેત્રો પ્રદીપ્ત થઇ ગયાં. તેણે કહ્યું:—"ખરૂં છે—હજારવાર ખરૂં છે."

નર્મદા:—ત્યારે તો તમારો દેહ તેમજ મન બન્ને પવિત્ર છે. તે કલંકિત થયાં છે, એમ કેમ કહો છો? પત્થરની પ્રતિમાને મનુષ્ય ઇશ્વર સમજી તેની પૂજા કરે છે—તે પૂજા પરમાત્મા પામે છે કે પત્થર પામે છે? તેવીજ રીતે તમે પણ તમારા પતિ દેવતાનીજ પૂજા, ભક્તિ તેમજ સેવા કરી છે.

નિર્મળાએ નેત્રો મીંચ્યાં. નર્મદા પાછી પંખાને હાથમાં લઇ તેના મસ્તકપર વાયુ ઢોળવા લાગી. થોડા કાળ પછી નિર્મળાએ નેત્રો મીંચેલા રાખીનેજ કહ્યું:—"નર્મદા બ્હેન! હું હમણાં પરમાત્માને જોઇ શકું છું. તેમની પાસે મ્હારા પતિ ઉભા છે. પરમાત્મા મ્હને પોતાની પાસે આવવાનો હસ્તસંકેત કરે છે! અહા! કેવું અવર્ણનીય સુંદર સ્વરૂપ છે? હાથમાં મધુર બંસી શોભી રહી છે. નહિ નહિ નર્મદા! હવે હું આ દગાબાજ દુનિયામાં રહીશ નહિ—હું મ્હારા પ્રભુ—સ્વામી પાસે જઇ ત્યાં તેમની સેવા કરી સંતુષ્ટ રહીશ. જો જો! નર્મદા હું સ્વર્ગનું દર્શન કરી શકું છું. આ ઠેકાણે ક્રોધ, કલેશ, અશાંતિ, દુ:ખ તેમજ દગો કાંઈ જણાતું નથી. અહિં તો ચિર—અનંત—શાન્તિ જણાય છે. હે પ્રભુ! આ દાસીને તમારા ચરણકમળમાં સ્થાન આપો......"

આટલું બોલી નિર્મળા તંદ્રામાં પડી. નર્મદા તેનાં ઉપરોકત વચનો સાંભળી સ્વગત કહેવા લાગી:—"ધન્ય છે! આદર્શમયી આર્ય વિધવા! ધન્ય છે ત્હારી પતિભકિતને! ધન્ય છે ત્હારા દૈવી પવિત્ર ચરિત્રને!! ધન્ય છે ત્હારી ઇશ્વરભકિતને!!! દેવી! તું આ પ્રપંચી પૃથ્વીમાં રહેવાને યોગ્ય નથી. જા જા—ત્હને વધાવી લેવાને સ્વર્ગના દેવતાઓ ઉત્કંઠિત થઈ રહ્યા હશે!"

## પ્રકરણ ૪૬ મું.

### સ્વર્ગપ્રાપ્તિ અને અંત.

અંતઃપુરમાં નર્મદા નામની જે સ્ત્રી રહે છે તે કૃષ્ણલાલની પત્ની છે એ વાત કેશવલાલના જાહિર કરી ગયા પછી કૃષ્ણલાલના જાણવામાં પણ આવી. આ વાત સાંભળતાં તેના વિસ્મયનો પાર રહ્યો નહિ. પાંચ છ માસ પૂર્વે જે લીલાવતી મોહનલાલ સાથે એકજ દિવસે કોયલી ગામમાંથી અદ્રશ્ય થઇ હતી તે કેવી રીતે ભાગ્યચક્રના પ્રબળ પ્રવાહમાં તણાતી તણાતી અહિં આવી ચઢી આશ્રય મેળવીને રહીછે તે કૃષ્ણલાલ વિચારી શકયો નહિ. તેણે નર્મદાનું નામ વારંવાર સાંભળ્યું હતું; પરંતુ નજરે કદાપિ જોઈ નહોતી. તેથી તે પોતાની દ્રષ્ટિથી દૂર રહેવાનો યત્ન કરતી હતી એ કૃષ્ણલાલ સમજી શકયો. કૃષ્ણલાલનું કુતુહળ ઘણું વધી ગયું. તે આ સંબંધીની હકીકત કોને પૂછે ? હવે તે અંતઃપુરમાં જવાનું સાહસ કરી શકે તેમ નહોતો. સીતાની સાથે કૃષ્ણલાલની અંતે જે વાતચિત થઈ હતી તે તેને યાદ આવી. આ સમયે તે વિચારી શકયો કે સીતાએ તેને શા માટે આ સ્થાનનો ત્યાગ કરી જતાં પહેલાં એક વખત મળી જવાનું જણાવ્યું છે.

નિર્મળાગૌરીની સ્થિતિ હવે વિશેષ સંકટસંપન્ન નથી. એટલા શબ્દો સાંભળવાનીજ કૃષ્ણલાલે રાહ જોઇ હતી. હવે તેણે એ શબ્દો સાંભળ્યા છે છતાં તે જઇ શકતો નથી. લીલાવતીને પુનઃ મળવાની તેની ઇચ્છા નથી. તેણે જે હકીકત સાંભળી હતી તે ઉપરથી તેની એવી ઇચ્છા ન હોય એ પણ સ્વાભાવિક છે. આમ છતાં તેને તે અર્ધાંગના સમજતો હતો. તેનું શું થયું છે, અને શું પરિણામ થવાનું છે એ જાણવાને કૃષ્ણલાલ આતુર બન્યો છે. સીતાની મુલાકાત કર્યા સિવાય જવું વ્યાજબી નહિ જણાયાથી તે બે દિવસ વધારે રોકાઈ જઇ તેની મુલાકાત કરવાનો સુયોગ શોધવા લાગ્યો.

ત્રિજે દિવસે પ્રભાત કાળે કૃષ્ણલાલે સાંભળ્યું કે, કારભારીજીને કુમ્મસ તાર કરીને બોલાવવામાં આવ્યા છે ને આવતી કાલે તેઓ આવી પહોંચનાર છે. યોગમાયા તથા નિર્મળાગૌરી નાશિક જવાની તૈયારી કરે છે. જવાનો દિવસ પણ નક્કી થઈ ગયો છે. આ હકીકત

સાંભળી કૃષ્ણલાલે એમ વિચાર્યું કે:-"હું આ સ્થાનનો ત્યાગ કરી ચાલ્યો જતો નથી તેથી તેઓ જાતેજ અહિંથી ચાલ્યાં જાય છે. દુર્જનને લીધે તેઓ પોતાના સર્વસ્વનો ત્યાગ કરી જવાને તત્પર થયાં છે!" તેથી કૃષ્ણલાલને લાગ્યું કે હવે વિલંબ કરવો ઉચિત નથી. સંધ્યા સમયની ટ્રેનમાં તેણે ઉપડી જવાનો નિશ્ચય કર્યો. યોગમાયાએ પોતાના પ્રત્યે કેટલી બધી દયા દર્શાવી છે એ પણ તે સમજી શકયો છે. તેની કૃપાથી-દયાથીજ નજરકેદનો પહેરો, અપમાન, પોલિસની હાથકડી, કેદખાનું વગેરેથી તે બચી ગયો છે. આથી તેણે એક વખત યોગમાયા પાસે જઈ પ્રણામ કરી ક્ષમા મેળવવાનો વિચાર કર્યો, તથા તે સાથે સીતાને મળવાનું પણ તેણે વિચાર્યું.

સ્નાન કર્યા પછી કૃષ્ણલાલે યોગમાયાને તેની મુલાકાત કરવાની પોતાની ઇચ્છા દર્શાવી. તરતજ યોગમાયાએ તેને પોતાની પાસે બોલાવ્યો.

કૃષ્ણલાલે જોયું કે, યોગમાયાનું મુખ ગંભીર છે. તેના મુખ ઉપર ચિંતાની છાયા છવાઇ ગઇ છે. કૃષ્ણલાલ હવે તેમને 'માતાજી' કહેતાં સંકોચાયો, કેમકે એ પ્રેમાધિકારનો તેણે જાતેજ વિનાશ કર્યો છે. ધીમે ધીમે ભૂમિપર નમી પડી તેણે યોગમાયાને સાષ્ટાંગ પ્રણામ કર્યા ને કહ્યું:—"મ્હારા સઘળા ગુન્હા માફ કરો." આમ કહી તે ઉભો થઈ દયાજનક દ્રષ્ટિથી યોગમાયાના મુખ તરફ જોઈ રહ્યો. તેણે જોયું કે યોગમાયાનાં નેત્રોમાંથી શ્રાવણ ભાદરવો વર્ષે છે.

આ દેખાવ જોતાંજ કૃષ્ણલાલનું હૃદય ભરાઈ આવ્યું. કંપતા કંઠે તેણે કહ્યું:—"હું મહાપાપી છું તમને મા કહીને બોલાવવાને યોગ્ય હું નથી. જો રજા આપો તો તમારી પવિત્ર ચરણરજ શિરપર ચઢાવી હું હમ્મેશાંને માટે વિદાય થઉં."

યોગમાયાના બન્ને ઓષ્ઠ ધ્રૂજવા લાગ્યા. તેણે કહ્યું:—"ભાઈ!" વિશેષ કાંઈ તેનાથી બોલી શકાયું નહિ. પ્રબળ અશ્રુપ્રવાહમાં તેનું વાક્ય તણાઇ ગયું.

કૃષ્ણુલાલ:—તમે પુનઃ ભાઈ કહીને મા કહેવાનો જે અધિકાર મ્હને દયાભાવે આપ્યો છે એ દયા હું જીવનપર્યંત ભૂલીશ નહિ.

યોગમાયાએ વસ્ત્રના પાલવથી ચક્ષુજળ સાફ કરીને કહ્યું—"ભાઈ! હું તને આશીર્વાદ આપું છું કે ધર્મમાં ત્હારી મતિ અ-

ચળ રહો. ફરીથી પરમાત્મા તને સુખી કરો. ( થોડો સમય શાન્ત રહ્યા પછી ) ભાઈ! અલ્પ કાળપર્યંત અહીં બેસ. સીતા તને મળવાને ઇચ્છે છે. "

યોગમાયાને ત્યાંથી ગયાને પાંચ મિનિટ થઈ એટલે સીતા કૃષ્ણુલાલ પાસે આવી પહોંચી. તેણે મૃદુ સ્વરે પૂછ્યું:—" તમે આજેજ અત્રેથી વિદાય થશો કે ? "

કૃષ્ણુલાલ:—હા, રાત્રિની ટ્રેનમાં હું ચાલ્યો જઈશ. નિર્મળાગૌરીની તબિયત હમણાં કેમ છે ?

સીતા:—તેઓ જાતે પોતાને હાથે અતિ સુસ્થ જણાવવાની ઇચ્છા રાખે છે; પરંતુ મ્હને લાગે છે કે તેઓ આ ભયંકર બિમારીમાંથી ભાગ્યેજ ઉઠશે.

કૃષ્ણુલાલ:—મ્હેં એમ સાંભળ્યું છે કે, પરમ દિવસે સૌ નાશિક જવાનાં છે; આવી બિમારીમાં આટલી બધી ઉતાવળ કરવાની કાંઈ જરૂર ?

સીતા:—નિર્મળા બ્હેનના અત્યાગ્રહથીજ પરમ દિવસે નાશિક જવાનું નક્કી થયું છે. તમે હવે કયાં જશો ?

કૃષ્ણુલાલ:—હું મુંબાઇ જઇશ અને ત્યાંથી આ બે આંખો જ્યાં ખેંચી જશે ત્યાં ચાલ્યો જઈશ.

સીતા:—લીલાવતી અહિં છે, એ હકીકત તમે સાંભળી છે કે ?

કૃષ્ણુલાલ:—હા સાંભળી છે. વળી તેની વ્યવસ્થા તેણે પોતેજ કરી લીધી છે. હું હવે તેના સહવાસમાં રહેવા ઇચ્છતો નથી !

સીતા—તમે ભ્રમમાં ભૂલો છો. તમારી પત્ની નિષ્કલંક છે. સાબિતી જોઇતી હોય તો જુઓ આ પત્રો.

આમ કહી સીતાએ કેશવલાલ તરફથી લીલાવતી સંબંધીના જે પત્રો આવ્યા હતા તે બધા કૃષ્ણુલાલના હાથમાં મૂકયા. કૃષ્ણુલાલે લક્ષ્યપૂર્વક પ્રત્યેક પત્ર વાંચી જોયો. ક્ષણુ માત્રમાં તેનો સઘળો ભ્રમ દૂર થયો—પત્નીના નિષ્કલંક ચરિત્રની તેને સંપૂર્ણ ખાત્રી થઇ.

કૃષ્ણુલાલ—માતાજી આ સઘળી હકીકત જાણે છે ?

સીતા:—હમણાં તેઓ સઘળી હકીકત જાણી શકયાં છે. તેમની પણ એવી ઇચ્છા છે કે તમે લીલાવતીને સ્વીકારી સુખી થાઓ.

કૃષ્ણલાલઃ—ઠીક છે, તેને તૈયાર થવાનું કહી રાખજો. સાંજે તે મ્હારી સાથે આવશે, હવે હું વિદાય થઉ છું. તમારો ઉપકાર હું જીવનપર્યંત ભૂલી જઇશ નહિ. તમને મ્હેં નાટકનાં એક્ટ્રેસ સમજી તમારૂં જે અપમાન કર્યું છે તે ભૂલી જજો—અને મ્હને તમારા સહોદર સમાન સમજજો.

આમ કહી કૃષ્ણલાલ અંતઃપુરની બહાર નીકળી પડ્યો. તેજ દિવસે સંધ્યા સમયે એક ઘોડાગાડીમાં બેસી કૃષ્ણલાલ અને લીલાવતી ભરૂચ જઈ પહોંચ્યાં અને ત્યાંથી મુંબાઈ ગયાં. ત્યાં જઈ ભાડાની કોટડીમાં રહી કૃષ્ણલાલ નોકરીની શોધ કરવા લાગ્યો. અંતે એક શેઠીઆને ત્યાં તે પ્રાઇવેટ સેક્રેટરીની જગ્યાએ રૂપિઆ પચાસના માસિક પગારથી રહ્યો. મુંબાઈ આવતી વખતે યોગમાયાએ લીલાવતીને થોડી રકમ આપી હતી.

લગભગ એક માસ પછી સીતા તરફથી લીલાવતી ઉપર એક પત્ર આવ્યો તેમાં સીતાએ લખ્યું હતું કેઃ-"નિર્મળાદેવી નાશિકમાંજ સ્વર્ગસ્થ થયાં છે. માતાજીની સેવા ચાકરીનો ભાર મ્હેં ઉપાડી લીધો છે."

પાઠક ! ચુડેલ પણ સહવાસના પ્રભાવે સુધરી ગઈ છે. કેશવલાલ અતિશય બ્રૅન્ડી પી પીને લીવરના દર્દથી મૃત્યુ પામ્યો છે !

